# શ્રી ભક્તિ સ્વરૂપ

## ભાગ ૧ લો.

જેની અંદર
મહાન પુરૂષોનાં ચારિત્રો તથા ભક્તિનાં સિદ્ધાન્તો
તેમજ સમયાનુચિત્ત રાગ રાગણીમાં પદ, કિર્તનો,
ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યની અસર કરાવનાર
ચમત્કારીક દ્રષ્ટાન્તો સાથે ઉપદેશક,
હૃદયમાં ભક્તિ ઠસાવનાર.

સાખી.

ભક્તિ સ્વરૂપના મનનથી, છુટે જગ જંજાળ;
શ્રદ્ધાથી સેવન કરે, ભેટે દીન દયાળ. સિયાવર.

રચી પ્રસિદ્ધ કર્તા,
સંત મહાત્માઓનો દાસાનુદાસ,
**ભીખાલાલ હરજીવનદાસ,**
શુ મનિવાસ-છાણી.

સં. ૧૯૬૯. પ્રથમાવૃત્તિ, પ્રત. ૧૦૦૦. સન ૧૯૧૩.

મૂલ્ય રૂ. ૦-૮-૦.

# પ્રસ્તાવના.

આ જગતમાં અનેક પ્રકારના જીવો છે. નિંદ્રા, મૈથુન, અહાર, અને ભય એ મનુષ્ય અને પશુપક્ષી વગેરે પ્રાણી માત્રને હોય છે. તો મનુષ્ય અને પશુમાં ફેર શુ? ફેર માત્ર એટલોજ કે મનુષ્યસંગ બળથી અને સદ્કર્મો કરી ઊત્તમ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. જ્ઞાન પ્રાપ્ત કરવામા સત્સંગની અવશ્ય જરૂર છે, સત્સંગ ક્યારે મળે છે કે!

भाग्योदये न बहु जन्म समार्जीतेन,
सत्संगमंच लभते पुरुषो यदावै
अज्ञान हेतु कृत मोह मदांधकार,
नासं विधाय हितदो द्यते विवेकः

**અર્થ**—અજ્ઞાન અને મહાન મદાંધકારનો નાશ કરનાર અને સદ્ પુરૂષોનો સમાગમ તે જ્યારે અનેક જન્મના પુણ્ય ઉદય થાય છે ત્યારેજ પામે છે. સત્સંગ પ્રાપ્તી માટે બ્રહ્મ નિષ્ઠ સદ્ગુરૂની અને સદગ્રંથોની આવશ્યક્યતા છે. આધુનીક સમયમા એવા સદ્ગુરૂ કવચિત જ મળી આવે છે. સદ્ગુરૂ મળે તો દુર પ્રદેશ હોય. અગર શિષ્ય વ્યવસાયથી પુરંપુરો લાભ લઇ શકતો ન હોય.

સદગ્રંથો ( પુસ્તકો )મા પણ તેમ જ છે. સાંપ્રત કાળમાં અનેક પુરૂષોના હાથથી લખાયલા પુસ્તકો બહાર પડે છે, તેમા કેટલાક તો સામાન્ય વર્ગને સમજવા પણ મુશ્કેલ થાય છે. કેટલાકમાં વાચ્યાર્થ, અને લક્ષ્યાર્થ અલગ હોય છે, પણ પરમાત્મામા પ્રેમ અને શ્રદ્ધાભક્તિ ઉત્પન કરનારા તો કવચિતજ હોય છે.

આ પુસ્તકમા મહાન પુરૂષોના ઉત્તમોત્તમ ચરિત્રો તથા ભક્તિના સિદ્ધાન્તો, તથા ભક્તિની કેવી અને કેટલીક જરૂર છે તે તથા સમયાનુચિત રાગરાગણીમા ઉપદેશી પદ કિર્તનો અલંકૃત કર્યા છે, જે મનન કરવાથી હૃદય પ્રદેશમાં જ્ઞાનરૂપી સુર્ય પ્રકટાવી, અજ્ઞાનાંધકારનો નાશ કરાવી વૃત્તિઓને સત્સંગને રસ્તે દોરી પ્રભુ પરાયણ બનાવે છે, એટલુંજ નહી પણ પ્રભુની ભક્ત વત્સલતા, પ્રભુમાં નિશ્ચય, સત્ય, શિયળ, નિતિ, ભક્તિ, અને વૈરાગ્ય પ્રાપ્ત કરવાનું સહેલું અને સરળ શ્રેષ્ઠ સાધન છે.

સુજ્ઞો! શ્રુતિ સ્મૃતિ અને ધર્મશાસ્ત્રનું તાત્પર્ય માત્ર મનોનિગ્રહજ છે, મનોનિગ્રહ થવા માટે આ પુસ્તક એક ચિંતામણી રૂપ છે. ભક્તિ પ્રંદન અતિ ઉપયોગી, અને ભક્તમાળમાં રહેલા અગમ્ય રહસ્યને સ્પષ્ટ સમજાવી પ્રેમલક્ષણા ભક્તિ પ્રાપ્ત કરાવનારૂં શ્રેષ્ઠ સાધન છે.

મનુષ્યાવતાર પામી વિષયવાસના ક્રોધાદિ વૃત્તિઓનો ત્યાગ, છળ કપટથી રહીત થઈ, પ્રભુમા સંપુર્ણ પ્રેમ અને વિશ્વાસ રાખી પરમાત્માના શર્ણે રહેવું એજ પુરૂષાર્થ છે, એજ સત્ય છે. એ સિવાયના દ્રષ્ટિગોચર થતા પદાર્થો તથા ઐહીક સુખો સર્વ નાશવંત છે. એવી લાગણી પ્રગટાવનાર આ પુસ્તક ઉત્તમ સાધન છે.

સંસારસમુદ્ર તરવા માટે ભક્તિરૂપી નાવમાં બેશી પાર ઉતરાય છે. બેસવાની અનુકૂળતા માત્ર મનુષ્યાવતાર સીવાય મળતી નથી તેથી મહા મણી સુમ મનુષ્યા દેહ વ્યથાનહી થવા દેતાં, આવાં ઇચ્છીત ફળ આપનાર પુસ્તકોનો આશ્રય કરી પ્રભુ પદ પામવા કૃપા મેળવવી. આ મારી યોજનાનો મુખ્ય ઉદ્દેસ પ્રભુ ગુણ ગાવા ગવરાવવાનો છે. મહાન પુરૂષોના ચારિત્રોનું અનુકરણ કરી ભક્તિના સિદ્ધાન્તો હૃદય પ્રદેશમાં ઠસાવી પ્રિય બન્ધુઓ અને બ્હેનો એવા મહાન પુરૂષોના પગલે પગલું ભરી પોતાનું કુળ, દેશ દીપાવનારા ઉજ્વળ કિર્તિવંત બનશે તો મારો શ્રમ સફળ થયો માનીશ.

દરેક વસ્તુમાં ગુણ છે, તેમાં દોષ છે. કદાચ આ ગ્રંથમા કોઇને કાંઈ જગ્યાએ દોષ જણાય તો હંસ રૂપ બની સાર રૂપ પય ગ્રહણ કરી વારી રૂપ વિકારનો ત્યાગ કરશો, એવી મારી પ્રાર્થના છે.

મારા તરફથી શ્રી ભક્તિભાનુ ભાગ ૧ લો તથા શ્રી ભક્તિભાનુ ભાગ ૨ જો એમ બે પુસ્તક બહાર પડી ચુકયાં છે. તે બન્ને પુસ્તકો ભક્તિરસની અભીવૃદ્ધિ કરનારાં છે જેનો બોહોળો ફેલાવો થઈ લોકપ્રિય થઈ પડયાં છે.

આ પુસ્તક છપાવતી વખતે જે જે સદ્‌ગૃહસ્થો તરફથી મોટી સંખ્યામાં આશ્રય મળ્યો છે તે તે સદ્‌ગૃહસ્થોનાં નામ આ પુસ્તકમાં અરધા અરધા પેજમાં સુન્દર શુભોપમાઓ અને આભાર સહીત તથા બીજા તમામ આશ્રય દાતાઓનાં નામ નામાવળીમાં દાખલ કર્યા છે. આ પુસ્તના આશ્રયદાતાઓનો તથા મારા તરફથી બહાર પડેલા શ્રી ભક્તિભાનુ ભાગ પહેલો તથા બીજો એમ એ બન્ને પુસ્તકના આશ્રયદાતાઓનો આ સ્થળે અંતઃકરણપુર્વક આભાર માની પ્રભુ પ્રાથના કરૂં છું કે શ્રી રણછોડરાય મહારાજ સર્વ જગતનું ભલું કરો, સર્વને સુખી રાખી સદાચાર વિચારની બક્ષીસ કરો કે આવાં કર્યોના ઉત્તેજન દાતા થાય અને પોતાની ફરજને બજાવે. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

તા. ૭–૪–૧૯૧૩,
સં. ૧૯૬૯ ચૈત્ર શુકલ ૧ સોમ
મુ. છાણી–તા. વડોદરા.

લી. સ્નેહાધિન,
સંત મહાત્માઓનો દાસાનુદાસ
**ભીખાલાલ હરજીવનદાસ**
શ્રીભક્તિભાનુ અને શ્રીભક્તિ સ્વરૂપના કર્તા.

**જો તમોને ઇશ્વરપર આસ્થા હોયં, પ્રભુના પરમ પદને પામ- વાની ઇચ્છા હોય, ભગવાનની ભક્ત વત્સલતા જોવી હોય તો, ભક્તિરસની અભીવૃદ્ધિ કરનારૂ ભક્તિના સિદ્ધાન્તો સમજાવી ભક્તિદ્રઢ કરાવનારૂ**

**અત્યુત્તમ**

**રાગ—યૌવન ખીલ્યું આવ્યાં જોએ.**

લેજો ભક્તિ સ્વરૂપ કરી ભાવ તમે
ત્રિવિધિ તાપ શમે. ગોવિન્દજીને ગમે, રમા પતિ સંગરમે,
રેહા......રેહાં......રેહા......રેહાં.........લેજો ભક્તિ. ટેક

ભક્ત ચારિત્રો અને ભક્તિનો મહીમા,
સમજી તરશે સંસાર ભવમાં ન ભમે. ત્રિવિધિ, લેજો. ૧
અગત્ય છે કેટલી ને કેવા છે ફાયદા,
સત્ય શ્રદ્ધાથી પ્રેમ તણાં અશ્રુ ઝમે. ત્રિવિધિ, લેજો. ૨
છુટે જગત જાળ ત્રુટે યશોદા બાળ,
કૉડી સાટે કંચન લઇને કોડે તમે. ત્રિવિધિ, લેજો. ૩
કરે મન રંજન હ્રદયનું મંજન,
થાય જન્મ સફળ કામ ક્રોધ કદી ન દમે. ત્રિવિધિ, લેજો. ૪
મહા પદ પામે ને વેદનાઓ વામે,
ભીખાલાલ પુર્ણ પ્રેમથી પ્રભુને નમે. ત્રિવિધિ, લેજો. ૫

અતિ ઉત્તમતાવાન રત્ન સમાન છતાં કીમત ફક્ત રૂ. ૦-૮-૦. પોષ્ટેજ વી. પી. જૂદૂ વધુ રાખનારને કમીશન મળશે. લખો.

મુ. છાણી. પો. છાણી. તા. વડોદરા.

**ભીખાલાલ હરજીવનદાસ.**
**શ્રી ભક્તિભાનુ અને ભક્તિ સ્વરૂપના કર્તા.**



# શ્રી ભક્તિભાનુ ભાગ પહેલો તથા બીજો અને શ્રી ભક્તિ સ્વરૂપ ભાગ પહેલો નીચેને ઠેકાણેથી મળશે.

| ગામ. | તાલુકો. | નામ. | ઠેકાણું. |
|---|---|---|---|
| છાણી. | વડોદરા. | કર્તાપાસેથી. | |
| મીઆમાતર. | આમોદ. | શેઠ હીરાલાલભાઈ પ્રેમજીભાઈ | |
| " | " | " શંકરભાઇ મૂળજીભાઈ પટેલ | |
| દોરા. | ,, | શેઠ લલ્લુભાઇ ઈશ્વરદાસ | |
| કઠાણા. | બોરસદ | શેઠ બાપુલાલભાઈ ભાઈજીભાઈ. | |
| વડનગર. | વીસનગર | શેઠ સાંકળચંદ અમીચંદભાઈ. | |
| કરજણ. | કરજણ. | શેઠ રણછોડભાઈ બાપુલાલ | |
| અમદાવાદ. | અમદાવાદ. | જીવનલાલ અમરશી મહેતા, | |
| | | પ્રિન્ટીંગવર્ક અને બુક્સ એજન્સી. | |
| | | ઠે. શ્રી સત્યનારાયણ પ્રેસ, ડીસ્ટ્રીક્ટ કોર્ટ પાસે. | |
| અમદાવાદ | અમદાવાદ | પટેલ અને શાહની કંપની પાનકોરના નાકે. | |
| ઊતરસંડા. | નડીઆદ. | વે. શા. સં. અંબાશંકરભાઈ કાશીરામભાઈ | |
| બેટશંખોદ્ધાર | ઓખામંડળ. | જોશી ભવાનીશંકર હરજીવન | |
| | | મહેતાજી ગૌશાળા બેટ પાંજરાપોળ | |
| વેમાલી | વડોદરા. | ભટ વિશ્વનાથભાઈ ઇશ્વરભાઈ | |
| ભીંડેરા | ,, | પંડ્યા લલ્લુભાઈ મૂળજીરામ | |
| ડાકોર | ઠાસરા. | બુકસેલર મનસુખરામ રણછોડદાસ | |
| નડીયાદ | નડીયાદ | બુકસેલર હલસુખભાઈ હીરાચંદ | |

· આ સીવાય પ્રસીદ્ધ બુકસેલરોને ત્યાંથી મળશે.

સકળ સદ્દસંપત્તિ સમન્વિત્ ઉદારાત્મા શ્રીમાન સુજ્ઞ
મહાશય માનવંતા જ્ઞાનાવલંબી ઠાકોર સા. શ્રી.

## ચંદુલાલભાઈ હરિલાલભાઈ.

રાધનપુર તાબાના ગામ ઉંડાઈ અને રાજપુરાના ઇનામદાર સા.
તથા પાલનપુર એજન્સીની હકુમત તળેનાં ગામ કપરૂપુરના
ડોળીવાંટાના વાંટાદાર સાહેબ તથા રાધનપુર સ્વસ્થાનના
રેવન્યુ અને કસ્ટમ ઓફીસર સાહેબ.

મુ. રાધનપુર-સ્વસ્થાન.

આપની ઉદારતા, દક્ષતા, સ્વધર્મ પરાયણતા, વ્યવહાર ચાતુર્યતા, વિદ્વતા, જનસમાજ પ્રત્યે પ્રેમ ભાવની લાગણી, પ્રભુ-પર શ્રદ્ધા અને આપના પિતાશ્રીને મળેલી હરિભક્તની મહાન્ પદવી, તે પદને સતત સંગ્રહ કરી વ્યક્તિઓને ઇશ્વર પરાયણ બનાવી આપ એક મહાન સુપ્રસિદ્ધ નરવર્ય બન્યા છો, એવા એવા અનેક ઉચ્ચ ગુણોએ સદાને માટે આપના પવિત્ર હૃદયમાં વાસ કર્યો છે, એવા આપના ઉત્તમ ગુણોથી આકર્ષાઇ આ ભક્તિ-માર્ગનો ગ્રંથ આપને અર્પણ કરૂં છું તે સ્વિકારશો.

લી. આપનો

**ભીખાલાલ હરજીવનદાસ**

**શ્રી ભક્તિભાનુ અને ભક્તિ સ્વરૂપના કર્તા.**

# ઉપયોગ.

**પ્રિય સુજ્ઞો !**

દાન કરવાના અનેક પ્રકારો છે, તે સર્વમા જ્ઞાન દાન શ્રેષ્ઠ છે, સારા અને માઠા બન્ને પ્રસંગોમાં આ દાન કરી શકાય છે. જ્ઞાન દાન એટલે ઘેરેઘેર ફરીને લોકોને જ્ઞાન સમજાવવું એમ નથી. પ્રાચીન સમય કરતાં આધુનીક સમયે જ્ઞાન દાનનો માર્ગ ઘણોજ સરળ અને સહેલો થયો છે, પ્રાચીન સમયમાં છાપખાનાં વગેરેના અભાવને લીધે પુસ્તકોનો ફેલાવો જોઇએ તેટલી સ્થિતિમાં થતો નહોતો અને આજ કાલ તે અનુકુળતા તથા પોષ્ટની અનુકુળતાએ કોઇ કોઇને પરીશ્રમ સીવાય જોઈતાં સાધન સહેલાઈથી મેળવી શકાય છે. આપણા લોકોમાં સારા માઠા પ્રસંગે જ્ઞાતિ ભોજનમાં અને બીજા અનર્થોના ખરચો લખલુંટ કરવામા આવે છે તેમાં સમયાનુસાર સુધારો કરી આવાં ધર્મ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, હૃદયમાં ઠસાવી પ્રભુના પરમપદની પ્રાપ્તી કરાવે તેવાં પુસ્તકોને ઉત્તેજન આપી સ્નેહી સંબંધીઓને તથા સંત સાધુઓ અને કોઈ પણ જીજ્ઞાસુજનોને મનન કરવા માટે ઉપયોગમા લેવામા આવે તો અનેક રીતે ઉભય પક્ષને લાભ મળે. એથી સંસાર સમુદ્ર તરવો સ્હેલ થઇ પડે. માયાના આવરણરૂપ પડદો હૃદય પટપરથી ખસેડી પરમાત્માનું સત્ય સ્વરૂપનું ભાન થાય. કર્તવ્યપરાયણ થવાય. માટે સદ્ગૃહસ્થોએ આ ઉપયોગપર પુરતું લક્ષ આપવું અવશ્યનું છે. જ્યાં સુધી જ્ઞાનવૃદ્ધિના સાધનામાં દ્રવ્યવાન પુરૂષો પોતાના દ્રવ્યનો સદુપયોગ કરે નહી ત્યાં સુધી કોઈ કાળે પણ આપણા કલ્યાણનો માર્ગ સમજાય નહી.

---

# પરોપકાર.

પરોપકાર એ એવી વસ્તુ છે કે તેનો વિસ્તાર કરવામા મોટા મોટા ગ્રંથો લખાય તોપણ પાર આવે નહી.

શરીરના તમામ અવયવો પરોપકાર કરે છે. હાથ રસોઈ વગેરે બનાવી તે પછી મોઢાને સ્વાધિન કરે છે.

પગ મનની ઇચ્છા પ્રમાણે ચાલે છે, જીભ આજ્ઞા મુજબ બોલે છે, કાન સાંભળેછે, નાસિકા સુગંધ લેઈ મગજને શાન્ત કરે છે, નેત્ર સર્વ વસ્તુ નીહાળે છે.

રસ્તે આપણે સડકો ન કરાવી શકીએ પરન્તુ માર્ગમાં પડેલા કાટા હાથ

વતી ઉઠાવી બાજુપર નાખીએ તો સ્થિતિના પ્રમાણમા સડક કરતા પણ વધારે પરોપકાર કર્યો કહેવાય.

આપણે ઠેરેઠેર પરબો નહી મંડાવી શકીએ પણ આપણે બારણે આવેલા અગર તૃષાતુર ભાળી તેને આદરપુર્વક જળપાન કરાવીએ તો સ્થીતીના પ્રમાણમાં પરબ કરતા પણ વધારે પરોપકાર કર્યો કહેવાય.

આપણે સદાવ્રત મંડાવીએ એવી સત્તા ન હોય પણ કાંઇ પણ અન્નના ક્ષુધાર્થીને મુઠી મુઠી અન્ન આપતાં, કોઇને નિર્મુખ ન મ્હોડીએ તો તે સદાવ્રત કરતાં પણ અધીક પરોપકાર કર્યો કહેવાય.

આપણે ઇસ્પીતાળો ન ખોલાવી શકીએ પણ પીડાતા પ્રાણીપર દયા રાખી જાણતા હોય તેટલો ઉપાય બતાવી તેની સારવાર અંતઃકરણ પુર્વક દયા રાખી કરીએ તો તે ઇસ્પીતાલ ખોલ્યા બરાબર ગણાય

આપણે ધર્મશાળાઓ બંધાવી શકીએ નહી પણ શીયાળામા ટાઢે ધ્રુજતા, ઊન્હાળાના તાપમાં તપતા, અને ચોમાસામાં વરસાદમા પલળતા વખતે આપણા મકાનોનો આશ્રય કરાવીએ તો તે ધર્મશાળા બંધાવ્યા પ્રમાણે પરોપકાર કર્યો કહેવાય

આપણે પાઠશાળાઓ ખોલાવી શકીએ નહી પણ કાંઇ ગરીબ અગર મા બાપ વગરના નીરાધાર બાળકને અગર તો સાધનના અભાવે જેની જીંદગી ડુબતી હોય એવાઓને સાધારણ પુસ્તકો અગર સ્કુલની ફી વગેરેની મદદ કરી વિદ્યા સંપાદન કરવામાં સહાયભુત થઈએ તો પાઠશાળા કરતાં પણ અધીક પરોપકાર કર્યો કહેવાય.

આપણે ઘરનો પગાર આપી ઉપદેશકોને જગતમા જ્ઞાનના ફેલાવો થવા માટે ઠેરઠેર મોકલી ઊપદેશ કરાવી શકીએ નહી પણ સારાસારા ધર્મના પુસ્તકોના કર્તાઓને ઉત્તેજન આપી તે મોટા જથામા ખરીદીને જીજ્ઞાસુઓને આપીએ તો ઉપદેશકો ફેરવ્યાથી અધીક છે.

કાયદા અને ધર્મનાં તત્વો જાણનારા પુરૂષોને પગાર આપી લોકોને સલાહ આપવા ઠેરઠેર ફેરવીએ નહી પણ આપણને પુછવા આવનારને યોગ્ય સલાહ અને તેનું શ્રેય થવા ઉત્તમ માર્ગ કપટ રહીત થઇ બતાવીએ તો તેથી પણ અધીક છે.

હજારો રૂપીઆ આપી કોઈ ગરીબને ધનવાન ન કરી શકીયે પણ આપણી શક્તિ મુજબ તેના કાર્યને ઉત્તેજન આપીએ અગર તો બનતી મદદ કરીએ તે તેનાથી પણ અધીક છે

કોઈપણ પ્રાણીને એરના શીખરે તો પોહોચાડી શકીએ નહી પણ " તાડના ચઢનારને ટેકો." એ કહેવત પ્રમાણે ગોરોંએ લ્યાલગી તો ટેકો કરીએજ.

રસ્તામાં ઠેરે ઠેર બોરો નહી ચોટાડી શકીએ પણ ભુલો પડી અથડાતા પ્રાણીને સુરસ્તો બતાવીએ તે બોર્ડ ચોટાડયા બરાબર છે.

ઝાડ પોતે તાપ તડકો ટાઢ વરસાદ વગેરે સહન કરી અન્યને શીતળતા અને ફુલો અને ફળો આપેછે એ શું ઓછો પરોપકાર છે?

જળ પણ તેવી જ રીતે નઠારી વસ્તુ (મળમુત્ર) પોતાના પેટમાં સમાવી અન્યના સુખાર્થે પોતે શુદ્ધ કંચન જેવું રહે છે એ શુ ઓછો પરોપકાર છે ?

મેઘ કે જેનો પોતાનો કોઇપણ જાતનો સ્વાર્થ નહી છતાં જળ રૂપે વરસી કોટાનકોટી કીંમતનું અનાજ પકવે છે એ શુ ઓછો પરોપકાર છે ?

નિસ્વાર્થપણે મહાત્મા પુરૂષો ભીક્ષાવૃત્તિ કરી એક ગામથી બીજે ગામ ફરતા ફરતા વસ્તી ચેતાવે છે ( ઉપદેશ કરવો ) એ શુ ઓછો પરોપકાર છે ?

પરોપકારમા શ્રદ્ધાવાળા પરોપકારી પુરૂષો ચાહાય તેવી વિપત્તિઓ પડવા છતાં પણ પોતાની ટેક છોડતા નથી. દાખલો. લીમડાના મુળમા સાકર અને ગંગાજળ સીંચન કરીએ તોપણ કડવાશ જાય નહી,

તેમ ચંદનના વૃક્ષપર અનેક સર્પો વિંટાઈ ફણીઓ પછાડે છે વળી કોઈ દુષ્ટ પુરૂષને કુહાડી લઈ કાપે છે તોપણ તે તેના અપરાધ સામું નહી જોતાં પોતાનામાં રહેલી સુગંધ અને શીતળતા આપે છે.

આંબાના ઝાડપર લટકતા ફળને કોઈ પુરૂષ નીચેથી પથરા મારે છે તેના અપરાધ સામુ નહી જોતા તુરત તેને ફળદાતા થાય છે.

આંધળા લુલા અને એવા અપંગ માણસોપર બહુ દયા રાખી આપણી શક્તિ મુજબ તેનાપર પરોપકાર કરવો. કેટલાક નાસ્તીકો કહે છે કે પરમેશ્વરે એને આંધળો લુલો બનાવ્યો અને આપણે એને આપીએ તો પરમેશ્વરના ગુનેગાર થઈએ. પણ એ માનવું તદન ખોટું છે. આપણે તે પ્રાણીના કર્મ સામુ જોવાનું નથી પણ દયા રાખી શક્તિ મુજબ પરોપકારની લાગણી રાખી મદદ કરવી.

આ સીવાય પરોપકારના માર્ગો ઘણા છે. દરેક પુરૂષે પરોપકાર કરવો એ હર હમેશ અગત્યની બાબત ગણી. હૃદયમાથી વીસારવી નહી.

પ્રીય ! ઘણી જગ્યાએ મનુષ્યોના રૂપ અને ગુણની સરાહના સમયે પશુપક્ષી અને જડપદાર્થોની ઉપમાઓ આપી વખાણ કરવા પડે છે. હવે આપ ધારો કે રૂપગુણે મનુષ્યોથી પશુ પક્ષીઓ ચઢીઆતા છે, મનુષ્યોમા શુ છે અને તે પશુ અને પક્ષીઓમાં શુ નથી ? માત્ર જ્ઞાન કે જેનાથી પ્રભુના પરમ પદને પામી શકાય એવું ઉત્તમ પ્રકારનું જ્ઞાન ભગવાનની ભક્તિ સીવાય પ્રાપ્ત થતું નથી એટલીજ પશુપક્ષીઓમાં ખામી છે અને તેજ જ્ઞાનવડે કરી મનુષ્ય પશુ પક્ષીઓથી શ્રેષ્ઠ છે.

अहार निंद्रा भय मैथुनं च
सामान्य मेतत्पशुर्भिनराणाम्
धर्माहितेषां मधिको विशेषोः
धर्मेणहिनाः पशुभिः समानाः

ભક્તિ કરી જ્ઞાન સપાદન કર્યા સિવાયના મનુષ્યો પશુપક્ષી કરતાં પણ હલકા દરજ્જાના ગણાય છે કારણ કે પશુપક્ષીને જ્ઞાન મેળવવા માર્ગ નથી. મનુષ્યને માર્ગ છતાં નીચ કર્મો કરી શાસ્ત્ર વિરુદ્ધ વર્તન રાખી અવળે માર્ગ ચાલનારા જ્ઞાન નહી મેળવનારા પશુપક્ષીઓથી હજાર દરજ્જે હલકા જ ગણાય છે.



# ખુશખબર સાથે વિજ્ઞાપના.

## પ્રિય વાંચકવૃંદ!!

એટલું ચોકસ જાણ્યું કે અંતઃકરણમા મોહમાયાના આવરણથી જેટલી ખામીઓ રહેલી છે તે ખામીઓ દૂર થયા સિવાય સદ્‌વસ્તુનું ભાન અને તેનું ખરૂ સ્વરૂપ સમજવાનું નથી.

સદ્‌વસ્તુનું સ્વરૂપ સમજવા અને ખામીઓ દૂર થવા સદ્‌ગ્રંથોના મનનની અવશ્ય જરૂર છે. ગ્રંથોનો ફેલાવો એકમેકની મદદ સિવાય થઈ શકતો નથી. જ્યાં સુધી સદ્‌ગ્રંથોનો ફેલાવો થાય નહી ત્યાંસુધી ઘણા માણસોના સમજવામા આવે નહી. એક સારા બગીચામાં ઉત્તમ પ્રકારના પુષ્પો ખીલેલાં હોય તેની સુવાસ ઘણે દૂર સુધી જેમ પવન મદદગાર થઈ પોહોચાડે છે, તેમ, ભગવદ્ પ્રાપ્તી કરાવનાર આવા પુસ્તકોનો ફેલાવો ઉદારાત્મા પુરૂષોથી જ થાય છે

વિષયાદી સુખ વૈભવમા ઘેરાયલું ચિત્ત વાળીને પ્રભુ ભક્તિને રસ્તે વળાવવું, વાળવું અને તે માટે ઉત્તમ સાધના (આવાં પુસ્તકો મનન અર્થે ખરીદી તેનો ઉપયોગ કરવો એજ સદ્‌ધર્મ, એજ મુખ્ય કર્તવ્ય, એજ સદ્‌વર્તન, એજ પ્રભુસેવા, અને એથીજ પ્રભુ પ્રસન્ન.

મને અગાઉથી આશ્રય આપનાર સુજ્ઞ ગૃહસ્થોને વિનંતી કે, આપની સ્નેહી સંબંધી મંડળીમા આવા પુસ્તકોનો ફેલાવો કરી તેમની ઉદારતાનો અનુભવ કરાવી આવા સદ્‌ગ્રંથોને ઉત્તેજન આપી અપાવી ભક્તિજ્ઞાનની વૃદ્ધિ થવા માટે પરીશ્રમ લેશો.

આપ સાહેબો તરફથી ઉત્તેજન મળેથી આ પુસ્તકનો બીજો ભાગ તથા માર્ગને લગતા બીજાં પુસ્તકો પ્રભુ ઇચ્છાથી બહાર પાડી જન સમાજની સેવામાં રજુ કરવા ભાગ્યશાળી થઈશ

**લી. કર્તા.**

# અનુક્રમણીકા.







# શ્રી ભક્તિસ્વરૂપ.

પ્રિય વાંચકવૃંદ! કોઇ પણ સામાન્ય વસ્તુનું સ્વરૂપ સમજવા માટે તે વસ્તુ સંબંધી ઘણા ઉંડા વિચારો કરવાની જરૂર પડે છે, ત્યારેજ તે સમજાય છે. તો આ તો અલૌકીક વસ્તુ ( ભક્તિ ) કે જે પરમાત્માના પરમપદને પ્રાપ્ત કરાવનાર, વારંવાર જન્મમર્ણાદી દુઃખોને મટાડનાર અને ભવસાગરથી તારનાર જે ભગવાનની ભક્તિ, તેનું સ્વરૂપ સમજવું એ કાંઇ સહેલ નથી, પરંતુ સદ્ગ્રંથોનું મનન કરવાથી સેહેલ થાય છે.

દરેક વસ્તુનું જ્ઞાન, દરેક વસ્તુની માહિતી અને દરેક વસ્તુની ખોટ આ જગતમાં એક બીજાની મદદથી પુરી પડે છે; તેમજ ભક્તિનું સ્વરૂપ સમજવા માટે આ પુસ્તક ઘણુંજ મદદગાર છે.

જેમકે સુર્યમાં ઘણીજ ગરમી છે, તે આપણાથી ઘણે દુર હોવા છતાં પણ પાણી વગેરેને સુકાવી નાખે છે, ઉન્હાળામાં સખત ગરમી વરસાવી ઝાડપાન સુકાવી ઘણોજ તાપ પડે છે તો પણ તે કપડાંને અગર રૂને બાળી શકતો નથી. રૂ અગર કપડું બાળવામાં સુર્ય અને કપડાની વચ્ચે સુર્યકાચ રાખી કાચના ઉપર પડતું સુર્યનું પ્રતીબીંબ અને તે કાચનો પડછાયો ( પ્રકાશ ) રૂ અગર કપડાપર પાડવાથી તે સળગી ઉઠે છે; તેમજ આવાં ઉત્તમ પુસ્તકોથી ભક્તિનું સ્વરૂપ સ્પષ્ટ સમજાય છે. આ પુસ્તકને કદાચ ઉપરથી બહુ ટાપટીપવાળુ—સોનેરી અક્ષરોવાળું નહીં જોવાથી કાંઇ માલ વિનાનું હશે એમ ધારી રખ-

ડવું રવડવું નહીં ફેંકતાં સંપૂર્ણ વાંચવા માટે મારી વિનંતી છે. પુરૂં વાંચ્યા સીવાય વસ્તુની ખબર પડતી નથી. જેમકે.

**દ્રષ્ટાન્ત**—એક ગામમાં એક વાણીઓ બોહોળા કુટુમ્બવાળો હતો. કાળે કરીને પૈસા ટકા તરફથી દુર્બળ સ્થિતિ થવા માંડી, વાણીઓ વિચાર કરી મુંબાઇ જેવા શહેરમાં પરદેશ ગયો, પ્રભુ ઇચ્છાથી ત્યાં એક ગૃહસ્થ સાથે ઓળખાણ થઇ, કેટલીક રીતે વાણીઆની વાતો ગૃહસ્થને ગોઠવાથી ગૃહસ્થે પોતાની દુકાનમાં રાખ્યો. ચાલચલકત સારી જોઇ બે ત્રણ વર્ષ જવા દઇ પછી વાણીઆનો ભાગ કરી વેપાર લં· બાવ્યો, તે સાલ બન્ને ભાગીદારોએ વિચાર કરી મરીની ખરીદી કરી. પૈસાનું જોર વધારે હોવાથી મોટા જથામાં મરીની વખારો ભરી. ત્રણ ચાર માસમાં મરીના ભાવમાં લગભગ બમણો ફેરફાર થયો એટલે આ ભાગીદારોને એકના બે થયા. ભાવ સારો આવવાથી મરી તમામ વેચ્યાં જેથી પુષ્કળ અને સારો નફો મળવાથી ગરીબ વાણીઓ હજારો રૂપીઆની પુંજીવાળો થયો.

વાણીઆએ વિચાર કર્યો કે મારા કુટુંબનાં ભાઇ ભત્રિજા, કાકા કાકી વિગેરે મારી દુર્બળ અવસ્થાના કારણથી બહુજ ચિંતા કરતાં હશે અને હું તો અત્યારે પ્રભુકૃપાથી આનંદ કરૂં છું. માટે તેમને કાગળ લખી ખબર આપું. એમ વિચાર કરી વાણીએ કાગળ લખ્યો. એક આખા કાગળમાંથી ચોથા ભાગનો કડકો ફાડી લખવા બેઠો; લખતાં લખતાં કાગળનો છેડો આવ્યો ત્યાં આગળ એવા અક્ષરો આવ્યા કે " આપણાં તમામ મરી ગયાં છે. " આવા અક્ષરો છેક છેડા પર આવી પડયા. એટલે કાગળ ફેરવી પાછળ લખ્યુ કે અને તેથી ઘણોજ સારો લાભ થયો છે." આ પ્રમાણે ખબર લખી કાગળ પુરો કરી પેક કરી ટપાલમાં નાંખ્યો, કુટુમ્બીઓની પાસે કાગળ આવ્યો કે ફાડી વાંચતાં વાચતાં કાગળના છેડાપર જ્યાં એવું વાંચ્યું કે આપણાં તમામ મરી ગયાં છે. આવું વાંચતાં ભયભીત થઇ ગયા.

તેના પાછળ શું લખ્યું છે તે વાંચ્યું નહીં અને રડારોળ કરી મુકી. તમામ સગાં ભેગાં થઇ પુષ્કળ રડવા મંડયાં. એટલામાં આડોશી પાડોશીઓ આવ્યા. તેમણે પુછ્યું તો કાગળ બતાવ્યો. પાડોશીઓએ કાગળ વાંચ્યો તો તે પ્રમાણે શોક કરવા જેવું હતું પણ તુરંત પાછળ ફેરવી વાંચ્યું તો તેથી ઘણો સારો લાભ થયો છે એવું વાંચી સંબંધીઓને તેનું રહસ્ય સમજાવ્યું. સંબંધીઓ છાના રહ્યા અને રાજી થયા. તેમ પુરૂં વાંચ્યાવિના કોઇ વખત ભળતો અર્થ થાય માટે પુરૂં વાંચવા વિનંતી છે.

જેમ જેમ મારા ઉદાર બન્ધુઓ તરફથી ઉત્તેજન મળશે તેમ તેમ ભકિત અને જ્ઞાન માર્ગની વૃદ્ધિ થવા માટે પરમાત્મકૃપાથી હું પણ મારી બુધ્ધી અને કલ્પનાનુસાર ઉત્તમ વાંચન જન સમાજની સેવામાં રજુ કરી સેવા બજાવીશ.

ભકતમાળ થયા પછીથી એટલે હાલ થોડા વખતમાં થયેલા મહાન મહાત્મા કે જે પોતે લાલા ભકતના નામે જગજાહેર છે; જેમણે ગુજરાત કાઠીયાવાડમાં ત્રણુસો ઉપરાંત મંદીરો સ્થાપન કર્યાં છે; કેટલાંક સદાવ્રતો સ્થાપ્યાં છે; એ સિવાય પોતે પોતાની તમામ ઉમ્મર લોકોને સદુપદેશ કરી સુરસ્તે ચઢાવવામાંજ ગાળી છે અને જેમને પ્રભુએ સાક્ષાત્ દર્શન આપ્યાં છે તેમનું ચરિત્ર ખાસ આપણુને દાખલા રૂપ થવા માટે પ્રથમજ મુકવામાં આવ્યું છે.

લી૦ કર્તા.



## પરમભક્ત

# લાલાભક્તરાજનું આખ્યાન.

### રાગઃ—મરાઠી સાખી.

કર્તા—ગજવદન ગણુનાયક સમરૂં સરસ્વતી સદ્‌ગુરૂ ઇશ,
ગોપીનાથના ચરણુ કમળમાં પ્રેમે નમાવું શીશ.
ઘો શુભ મતિ–ગોવિન્દ ગુણુ ગવાયે રતી–ઘો શુભ– ૧

આખું જગત કીડીથી કુંજર સુધી અને મનુષ્યથી દેવ સુધી અનેક પ્રકારનાં પક્ષીઓ વગેરેને સુખ એ પદાર્થ એવો તો પ્રિય થઇ પડયો છે કે રાત્રી દીવસ એનીજ ( સુખની ) ઝંખના કર્યા કરે છે.

### રાગ–રસ ભીનારે રાય રણછોડ.

કર્તા—કરે જન સઘળો સંસાર આશા એક સુખતણી
કરે ઇચ્છા કદી ન લગાર કીંચીત દુઃખતણી—ટેક.
સુખને માટે સંકટ વેઠી રહે દેશ પરદેશ રે
સંબંધીથી થઇ વીખુટા અંતર સેવે કલેશ– આશા–૧
કરે પ્રયત્નો પુષ્કળ પ્રિતે સુખ મેળવવા માટે રે
ફરતા ફરતા ઠામે ન ઠરતા રાત દીવસ ઉચાટે– આશા–૨
ખંતે ખોળી આદરથી કરે માથાતુટ મજુરી રે
ઝંખના ઝાંખે નિત્ય નિશાએ નિંદ્રા રહે અધુરી– આશા–૩
કોટીક કષ્ટે મેળવે તોપણુ નાશવંત એ સુખ રે
ક્ષણીકથી નવ તૃપ્તી થાયે અંતે દુઃખનું દુઃખ આશા–૪
અખંડ સુખની ઇચ્છા હોય તો ભક્તિવિના નહીં મળશે રે
કહે ભીખાલાલ ભુધર ભજતાં સઘળાં સંકટ ટળશે–આશા–૫

અનેક પ્રકારના ઉદ્યમોમાં અનેક પ્રકારની મહેનત કરી કરી કદાચ સુખ મેળવે તોપણ સંસારી સુખ નાશવંત ગણાય છે. કેમકે એ સુખનો અવધી પ્રમાણે અંત આવે છે એટલે પછીથી, દુઃખનું દુઃખજ રહે છે. તે કરતાં અખંડ સુખ મેળવ્યું હોય તો તેનો નાશ થતો નથી. એ અખંડ સુખ માત્ર ભગવાનની પ્રેમભક્તિ વડેજ મેળવાય છે બીજા કોઇ પણ ઉપાયે મેળવાતું નથી. અનેક શાસ્ત્રો પુરાણોનો સાર જોશો તો સર્વનો સાર શ્રીહરિની ભક્તિજ છે, એ ભક્તિ સર્વ અવસ્થામાં સર્વ સુખને આપવા વાળી છે; માટે

રાગ—ડરમાં તું દીલ સાથ છોકરા—એ લય.

કર્તા—એવો નથી પુરાવો કોય, ભક્તિથી ઇચ્છીત ફળ ના હોય
તપાસી વેદપુરાણો જોય—ભક્તિથી ઇચ્છીત ફળ ના હોય. —ટેક
નવનીત જળમાં—લાવે કોઇ કળમાં

વેળુ પીલીને લાવે તેલ વળમાં—વાત અશકય છતાં બને બળમાં
સુર્ય દિશા તજી પશ્ચિમ દેખાયે. તોપણ ભક્તિનું ફળ ન જાયે
( ભક્તિ સર્વથી શ્રેષ્ટ, અને બીજાં સાધન હેઠ )
ચાલે જેમ ધાગા આગાળ સોય; ભક્તિથી—એવો—૧

કાર્યો બહુ કીધાં—અભય પદ દીધાં
કિંચીત ભક્તિએ કારજ સીધ્યાં, ભક્તિએ ગોપીજને સુખ લીધાં
જે સુખને બ્રહ્માદીક ઇચ્છે, તે સુખ પ્રેમે ગોપીજન પ્રીછે;
( પ્રેમમાં નહી નેમ, પ્રેમ વિના વશ થાય કેમ ! )
પ્રેમથી નેત્રોમાં આવે *તોય; ભક્તિથી—એવો—૨

સંપૂર્ણ પ્રેમવાળા અનન્ય ભકતોને દુઃખ આવેજ નહીં. કદાચ પૂર્વના શુભાશુભ ફળને લઇ આવે તોપણ ભકત સુખ દુઃખ

* જળ.

સરખાં માને તેથી દુઃખ જણાય નહીં. સુખમાં અને દુઃખમાં ભક્તિ ચૂકે નહીં તેથી ભક્ત વત્સલ ભગવાનઃ—

### રાગ-મરાઠી સાખી.

કર્તા— કષ્ટ કદી હોય કોટી તોપણ સાચી ભક્તિએ ભાગે
સુખ સૌ ચાલે ટોળે મળીને ભક્ત જનોની આગે;
છે મહીમા અપાર, પ્રેમી જન કોઇ પ્રિછે પાર—છે મહીમા—૧

પ્રભુનો અગાધ મહીમા તે માત્ર પ્રેમી જન પ્રિછે છે. એવા પ્રેમી વીરલા હોય છે.

### રાગ—રાજા રણછોડ માગું શરણુ તમારૂં.

કર્તા— જાદવપતિના જનજ એવા
જનજ એવા, પામ્યા મોક્ષજ મેવા—જાદવપતિ-ટેક
ભક્ત અનેક ભારી, થયા જગમાં અવતારી
મિતિ જેમ મીનવારી, જનજ એવા—જાદવપતિ—૧
કાઠી કેરો મુલક જ્યાંહે, ઝાલાવાડ પ્રાંત માંહે
ભક્તરાજ લાલા જ્યાંહે, જનજ એવા—જાદવપતિ—૨
સીધાવદર નામે ગામ, ભક્તે કર્યો વિશ્રામ
બુટાશા પિતાનું નામ, જનજ એવા—જાદવપતિ—૩
વીરૂબાઈ માતા જેની, પ્રકૃતિ છે શાન્ત જેની
કટુ વેણુ કોઇને કહે નહીં, જનજ એવા—જાદવપતિ—૪
શ્રાવક દશા શ્રીમાળી, પેઢી ઈકોતેર તારી
વહેવારની વાત ન વ્હાલી, જનજ એવા—જાદવપતિ—૨

ભગવાનનો અને ભગવાનના પ્રેમીભક્તોનો અવતાર માત્ર જગતના કલ્યાણ માટેજ થાય છે, એવા અનેક અધમ પુરૂષોને ઉપદેશ કરી સુરસ્તે ચઢાવનારા પરમ ભક્તરાજ શ્રી લાલાજી ભક્તઃ—

રાગ—હરિનો મારગ છે શુરાનો—એ લય.

કર્તા— ભકતરાજ શ્રીભુમંડળમાં ઉદ્ધાર કારણ આવ્યારે
પ્રસન્ન થઇ સૌ આશીશ આપે લોકતણે મન ભાવ્યારે— ૧
વિક્રમ સંવત અઢાર છપ્પન જન્મતણી છે સાલરે
ચૈત્ર માસની શુકલજ નવમી વીરૂ બાઇના બાળરે— ૨
વધામણીની વાતો ચાલી ઘરઘર આનંદ આણીરે
સ્નેહી સંબંધી નગ્રજન સહુ ઉત્તમ દીવસ જાણીરે— ૩

બુટાશાની આધેડ વયે પુત્રની પ્રજા પ્રભુએ આપી તેથી બુટાશાના મનમાં મહા આનદ પ્રગટયો. બુટાશા ઘરના પૈસેટકે સુખી હતા; તેમ લોકોની પ્રિતિ બુટાશાપર ઝાઝી હતી. બુટાશાએ, પુત્રના જન્માક્ષર કરવા માટેઃ—

રાગ—ચોપાઇ.

કર્તા— બુટાશાએ તે જોષી બેલાવ્યા—ઘણા હર્ષથકી વિપ્રો આવ્યા—
જન્મ કુંડળી કીધી તૈયાર—
જોષી— શેઠીયા ભાગ્યતણો નહીં પાર— ૧
ગ્રહવર્ણન કરૂં શું મુખથી—પાકયું રત્ન વીરૂબાઇ કુખથી
દેશોદેશમાં કાઢશે નામ—જેની પાસ રહેશે ઘનસ્યામ— ૨
થાશે હજારોનારે પાલન—પરમાર્થી એ દુઃખ ટાળન
નામ લાલાજી રાખો વિચારી—થાશે પરમ ભકત અવતારી— ૩
પેઢી તારશે ઇકોતેર—છપ્પન ઉપર વાગશે ભેર
મુખ રામ નામતણો ટેર—પતી ગરૂડના લાવશે ઘેર— ૪

આ પ્રમાણે જોષીઓએ પરમ ભકતરાજ શ્રીલાલજી ભકતરાજનું ભવિષ્ય ભાખ્યું. બુટાશા બહુજ પ્રસન્ન થયા. જોષીઓને યથાશકિત દાન દક્ષણા આપી સંતોષ્યા. જોષી મહારાજ ઘેર વિદાય થયા. લાલાજી ભકતપર ભગવાનની અત્યંત કરૂણા હોવાથી તે મહા તેજસ્વી અને

ઉત્તમ પ્રકારના સ્વરૂપને પામી તેમ શુક્લપક્ષના ચંદ્રની પેઠે વધવા લાગ્યા. ખુટાશા દશાશ્રીમાળી શ્રાવક હતા.

રાગ—મરાઠી સાખી.

કર્તા— શ્રાવક પણ હરિમંદીર જાતા ખુટાશા દર્શન કરવા
ભક્ત લાલજી સંગે જાયે તાપત્રિવિધના હરવા—
મન ઝાઝો પ્રેમ—નિત્ય નિત્ય જાતા ધારી નેમ— મન— ૧

મનમાં અતિશય પ્રેમવાળા લાલાજીભક્ત પિતાશ્રી ખુટાશાની સાથે શ્રી ઠાકોરજીનાં દર્શન કરવા માટે શ્રી રામજીમંદીરમાં દરરોજ જતા હતા, લાલાજીભક્તના સંસ્કાર એવા સબળ હતા કે બચપણથી તેમને બીજી વાત ગોઠતીજ નહીં, લાલાજીભકત પાંચ વર્ષના થયા અને સખા મંડળમાં રમવા માટે જવા મંડયા; તે વખતે તેમનાં માતુશ્રી વીરૂબાઇ તેમના ગુંજામાં કાંઇનું કાંઇ ચવાણું દરરોજ આપતાં, તે લઇ આપણા ભક્તરાજ:—

રાગ—કવાલી દાદરો.

કર્તા— સખા સંગ રમે, કોઇને ના દમે;
રહે પ્રેમમગનમાં રાજી સદા—હરિ હાં— રહે—ટેક
સરિતાએ કરે સીંહાસન જઇ
મુકે પથ્થર મુર્તીને સાટ લઇ
કરે પુજન અરચન પાસ રહી—રહે—હરિ હાં—રહે-૧

મંદીરમાં શ્રી ઠાકોરજીનાં દર્શન કરવા જાય ત્યાં શ્રી ઠાકોરજીનું સીંહાસન, શણગાર, વાઘા, પુજન, આરતી, વગેરે પુજાના પ્રકારોને જોતા તેજ પ્રમાણે મનમાં ભાવના કરી પથરાના સીંહાસન પર બેસાડેલી પથરાની મુર્તિને અમુક અમુક દ્રવ્યથી પુજન કરૂં છું, અમુક અમુક જાતના અને રંગનાં વાઘાવસ્ત્રો ધરાવું છું; અમુક પ્રકારના શણગાર ધરાવું છું; એવી પોતે મનથી શુદ્ધ ભાવના કરી પુજન કરી

પછી તમામ સખા સાથે પોત પોતાના મોંઢાથી વાજીંત્રો વગાડતા હોય તેમ પરસ્પર કહેતા કે, હું ભુંગળ વગાડું છુ, હું શંખ વગાડું છું, હું ઘડીયાળ વગાડું છું, હું ઘંટ વગાડું છું, એમ પોત પોતાના મોંથી અવાજ કાઢીને–

રાગ—ચાલતો.

કર્તા— કરે આરતિ આરત જન સહુ
ધુપ દીપ નૈવેદ ચવાણું ચહુ
મુખ જય જય શબ્દ ઉચારે બહુ—રહે–હરિ હાં—રહે–૨
બાળચેષ્ટા એવી ભકતરાજ કરે
અન્ય રમત ગમતમાં ના મન ધરે
દેવ મંદીરે દાસ થઇને ફરે—રહે–હરિ હાં— રહે–૩

એ પ્રમાણે રમતનો વખત શ્રી હરિસેવા સ્મરણ નિમિત્ત વીતાવતા પછી તો પોતે એકલા શ્રી ઠાકોરજીનાં મંદીરોમાં આરતીના સમયે, કીર્તનના સમયે એમ વખતો વખત રમવા અને દર્શન કરવા દોડી જતા. બાળપણના આવા સુસંગથી

રાગ—ચાલતો

કર્તા— દ્રઢ ભકિત અંતરમાં સ્થપાઇ અતી
પ્રભુ પ્રેમમાં દીન દીન શુદ્ધ મતી
વહેવારની વાત ના રૂચે રતી–રહે—હરિ હાં–રહે –૪

એમ કરતાં લાલાજી ભકતરાજની ઉમ્મર દશબાર વર્ષના શુમારમાં થવા આવી. દરરોજ ગામમાં જેટલાં મંદીરો હોય ત્યાં એકાદ વખત પોતે જઇ આવતા. કોઇ સાધુસંતના અખાડા હોય ત્યાં પ્રેમ કરી જતા. કોઇ નવીન સંતસાધુ ધર્મશાળામાં આવે તો તેની તપાસ કરતા. તીર્થવાસી અભ્યાગતોને ખાવા પીવાનું પણ આપતા, સાધુસેવા અને શ્રીહરિસ્મરણ એ બે તેમનાં મુખ્ય સાધન થઇ પડયાં. પોતાના વતનમાં એટલે સીધા વદર ગામમાંજ:—

## રાગ—દાસપરે દયા લાવોરે—એ લય.

કર્તા—ગોદડ સાધુ રહેતો રે, નિજનગરમાં, ગોદડ સાધુ રહેતો–ટેક
સત્ય શીયળને સાચવનારો—પલપલ રામ રટણ કરનારો
વિષયની વાત ન લ્હેતો લ્હેતો રે, નિજનગરમાં–ગોદડ –૧
થયો સમાગમ લાલભક્તને–જુઠું મનાવ્યું સર્વ જગતને
ઉપદેશ અનુપમ દેતો દેતો રે—નિજ નગરમાં–ગોદડ –૨
ગોદડ—ભક્તિ કરવી આદર આણી–સાર્થક મનુષ્યજન્મનું જાણી
છે અખિલ નિયંતા એતો એતો રે–નિજ નગરમાં–ગોદડ–૩

કર્તા—સંતસાધુઓની સેવા કરનારા આપણા લાલાભકતનો ઘણોજ વખત સાધુ સેવામાં અને દેવમંદીરોમાં જતો તેથી એક દીવસ એમના પીતાએ બહુજ ઠપકો આપ્યો.

બુટાશા—તમને કાંઇ ભાન છે ? આ ઘરમાંથી તમામ ઉસરડી ઉસરડી સાધુઓને આપવા માંડયું છે તો પછી આપણે શા ઉપર દી કાઢવા? બાર તેર વર્ષની ઉમ્મર થઇ તો માંડમાંડ લખતાં વાંચતાં આવડયું છે; હજુ સુધી પાઇ પેદા કરવાની શક્તિ આવી નથી. આમ મારૂં ઘર પોહોંચશે નહીં ! ભલભલા ઉડી જાય. આતો જે સાધુ આવીને જે વસ્તુ માગે તે તુરત તેને દઇ આવવી. આમ કરવાથી જન્મારો નહીં નીકે. ભાઇ ! હજી લાંબા દી લેવા છે ! થોડી ઘણી મુડી આપણી પાસે છે તે આમ ઉડાવી દેશો તો પછે દુઃખી થાશો દુઃખી ! ! ! અમારી તો ઉમર હવે વૃદ્ધ થઇ છે.

કર્તા—એ સાંભળી લાલાજી ભકત કહેવા લાગ્યા કે, પિતાશ્રી સુખ અને દુઃખનો પોતપોતાના પ્રારબ્ધ અનુસાર કરણી ઉપર તેનો આધાર છે. પરોપકાર એ આપણો મુખ્ય ધર્મ છે. ધર્મ જાણનાર અને તેનું યથાવિધિ પાલણ કરનાર મનુષ્ય કોઇકાળે પણ દુઃખી થવાનો નથી; વળી તમે આ જગતનાં ક્ષણિક અને નાશવંત સુખોને સુખ કહો છો

પણ એ સુખનું કાંઇ સુખમાં લેખું નથી. ખરૂં સુખ જે પરમાત્માના સ્વરૂપમાંજ છે; તે સ્વરૂપ પામવા માટે પરમાત્માની સાચી ભક્તિ અને પ્રાણીપર સમભાવના રાખી પરોપકારવૃત્તિ રાખવાથી જ પ્રાપ્ત થાય છે. માટેઃ—

રાગ—વાલમજી વેહેલા વળજોરે—એને મળતો.

લાલાજી—સુખ જગમાં લેવા ઇચ્છોરે હે પ્રિય મારા
તો પરોપકારને પ્રીછોરે હે પ્રિય મારા— ટેક

પરને સુખ દેતાં સુખ પામે-
દુઃખ સકળ એક પળમાં વામે-
રિદ્ધ સિદ્ધ આવે સામે-તાપ તો ત્રિવિધ વામે-
પ્રિતિ પ્રભુપદ જામે આ...........સુખ જગમાં-

સાખી.

પ્રભુજી પર ઉપકારથી રાજી રહે સદાય
દાન દયા ને દીનતા એ ત્રણે સચવાય
કાર્ય સરે સૌપર ઉપકારે
દીનાનાથ દુઃખદરીએ તારે
આપ્તે ઉગારે-વહેતો ભવદધી વાળે-
નિજજન ગણી પાળે-પ્રભુ આ......સુખ જગમાં-

ચુટાશા—ભાઈ! તમે હજુ સંસારની આપત્તિઓ જોઇ નથી; વિતશે ત્યારે જાણશો. હવે તમે ન્હાના નથી; તમારા જેવડા જેવડા આપણા વાણીઆના છોકરા કેવા દુકાનોમાં બેસી વેપાર હલાવે છે! જાણોછોને? બીજી વાત એવી છે કે આપણાં સગાંવહાલાં પાછળ તમારી નિંદા કરે છે કે, ચુટાશાનો લાલો તો પરધર્મી છે, પરધર્મી! માટે—

## રાગ—લાવણી.

બુટાશા— નિજધર્મ તજી પરધર્મ સદા કેમ પાળો
દીન આખો સાધુસંત સેવામાં ગાળો— ૧
છે સંગ સાધુનો, થાય છે એવી વાત
નવ કન્યા દે કોઇ ડાહી વણીકની જાત— ૨
તે કરતાં તુજમન સાધુ સેવામાં રહે રાજી
કર્તા— તો સાધુ આપણા સેવો બોલ્યા પિતાજી— ૩
બુટાશા— નિર્વાહને માટે શીખો વણુજ વ્યાપાર
જે થકી મળે સુખ ચાલે સૌ સંસાર— ૪
કર્તા— નવ રૂચી વાત પિતાની ભકતને લેશ
લાલાજી— શીદ ચિંતા કરીને કરો પિતાજી કલેશ— ૫

હે પિતાજી ! તમે શામાટે આવડી બધી મારી ચિંતા કરી કલેશ કરો છો ? જેણે જઠરાગ્નિની જ્વાળામાં રક્ષણ કર્યું છે, જેણે માના રૂધિર માંસના સ્તનમાં દુધ ભર્યું છે; એવા સર્વેશ્વર પરમાત્મા પ્રભુ શ્રી હરિ મારૂં સદાસર્વદા ભરણપોષણ અને રક્ષણ કરે છે અને કરશેજ એવો મને દ્રઢ ભરોંસો છે અને તેથીજ એ દયાળુ પ્રભુના નામનો—

## રાગ-રામબાણ વાગ્યાં હોય તે જાણે-ચલતીમાં.

લાલાજી—પિતા રંગ રામ રટણનો લાગ્યો,
ભવસિન્ધુ તણો ભય ભાગ્યો—પિતા રંગ—ટેક.
જન્મ મરણ દુઃખ ઝાંખી જોતાં લાગી અંતર નિજ આગ્યો
સત્ય સ્વરૂપ શ્રીપતિનું સમજી, મોહ નિદ્રાથી હું જાગ્યો—પિતા—૧
પીડા પ્રસવની સમજે પ્રસુતા, રોગીની રોગીજન જાણે;
મોતીનો મહિમા બગ કેમ સમજે, ખર ના ખીર પીછાણે-પિતા—૨
અન્ન ભોજનમાં ઉંટ ના સમજે, પાડો ના પ્રીછે તંબોળ;
અંધ નિહાળે આરસીમાં શું? મુર્ખને ખોળ ન ગોળ—પિતા—૩

ગોકુળ[૧] ગોપતી[૨] ચરણે અટક્યાં, ગિરિધર નામથી ગમતું;
ગોદડ સંગે બેઠું ઠેકાણે, મન હતું મારૂં ભમતું–પિતા–૪

હે પિતાજી! તમારે એક લેશ માત્ર ઉદાશ થવાનું કારણ નથી, એ તો વિશ્વંભર પૂરૂં કરે છે ને કરશેજ. તમારાથી, મારાથી અને આખા જગતથી એ પરમ કૃપાળુ પરમેશ્વરની કૃપા સિવાય કાંઇ પણ બનવાનું નથી; માટે એવા શ્રી હરિનો આશ્રય કરી રહો; અને

રાગ—**મેં ભયનો છોડયો ભાસ નયનો કરીને ન્યારાં**

**લાલાજી**–તમે થાઓ ના ઉદાસ પિતાજી મારા–
હું થયો હરિનો દાસ પિતાજી મારા–ટેક
પુરૂં કરશે એ પ્રીતે મારૂં,
રાત દીવસ હું જેને સંભારૂં;
તે નવ ચુકે–અંતે ન મુકે–ઘટઘટમાં જેનો વાસ રે–તમે–૧
મુજ બેલી વિશ્વંભર વ્હાલા,
નંદ તણે ઘેર કાનડ કાળા;
અનેક તાર્યા–અધમ ઉધાર્યા–જે પુરે મનની આશ રે–તમે–૨

**કર્તા**—પિતાને ઉપદેશ કરી પ્રભુ નામના પ્રતાપથી નિર્ભય થયેલા લાલાજી ભકતરાજ એક પળ સરખી નકામી નહીંજ જવા દેતાઃ—

રાગ—**વાહલાજીના મહિનાનો.**

**કર્તા**— મગ્ન થઇ મન સેવે સાધુ સંતરે–લાલાજી,
સત સંગતણી મન સમરે રાખી ખંત–મદન ગોપાળાજી ૧

લાલાજી ભકતરાજ હાથમાં કરતાલ લઇ બહાર નીકળતાં, જ્યાં કોઇ પ્રેમથી બોલાવે ત્યાં જઇ પોતે પ્રભુ નામસ્મરણ કરતા અને અન્ય પાસે કરાવતા.

---

૧ ઇન્દ્રિઓનાં કુલ એટલે ઇન્દ્રિઓ. ૨ ગોલોકના પતિ શ્રી ભગવાન.

ધુન્ય

રામ રામ સીતારામ બોલો મુખથી જય શ્રી રામ.
અવધ બિહારિ પુરણકામ,
જનક પીડા નિવારણ રામ,
દેવતણું દુઃખ ટાળણ રામ,
રામ રામ સીતારામ બોલો મુખથી જય શ્રી રામ.

આ પ્રમાણે પ્રભુ નામ સ્મરણ કરાવતા કરાવતા સાધુ સંતોની શોધ ખોળમાંજ

રાગ—આગળના પદનો વાહલાજીના મહિનાનો.

કર્તા— ફીકર તજીને ફરતા ધરતા ધ્યાનરે—લાલાજી.
રહે નટવરજીના નામ થકી ગુલતાન—મદન ગોપાળાજી—૨
લાલાજી—વિશ્વંભર મુજ નાથ તણો છું દાસરે—લાલાજી.
એ વિના જગત સહુ મિથ્યા દીસે ભાસ—મદન ગોપાળાજી—૩
રામરટણનો રંગ પિતા મને લાગ્યો રે—લાલાજી
મારો જન્મમરણ ભય ભૂધર ભજતાં ભાગ્યો—
મદનગોપાળાજી—૪

હે પિતાજી ! જે રસ્તે મારૂ મન વળ્યું છે તેજ રસ્તે આખા જગતમાં નહીં એવા અખંડ સુખને મેળવી શકાશે માટે આવો કલ્પાંત અને નાહકનો ક્લેશ કરવો છોડી દઇને

રાગ—ભારતની કથાને મળતો.

લાલાજી—પ્યારા પિતાજી સુખ સાચું મેળવવા કરોને એક ઉપાય—(૨)
બનો નિર્ભય નારાયણ નામે જન્મ મરણ મુકાય—ભજો રામ
કૃષ્ણ ગોવિન્દા. ૧

કર્તા— વચન લાલનાં સુણી બુડાશા મન મહા કરતા ખેદ—(૨)
બુટાશા— પુત્ર હૃદય તુજ કોણ કુટીલે અવળા પાડયા ભેદ.

લાલાજી—ભજો રામકૃષ્ણ ગોવિન્દા. ૨

કર્તા— માત લાલની વીરૂબાઈએ શાન્ત કર્યાં નિજ સ્વામી—(૨)

વીરૂબાઈ— ધીમે ધીમે મુકો ધુસરી પુત્રમાં નથી કાંઇ ખામી.

લાલાજી— ભજો રામ કૃષ્ણ ગોવિન્દા. (૩)

કર્તા— માત આજ્ઞાથી પિતાની સંગે લાલ કરે વ્યાપાર
નામું ઠામું, લેવું દેવું, ચલાવે સૌ વહેવાર.

લાલાજી— ભજો રામકૃષ્ણ ગોવિન્દા. (૪)

કર્તા—પિતાનો આત્મા બહુ કલ્પીત થાય છે એમ જાણી લાલાજીભકત પોતાના ચિત્તને ચત્રુભુજ ચરણકમળમાં રાખી પિતાશ્રીના વ્યાપારના કામકાજમાં જોડાયા–તે પછી,

રાગ—**પઢવાની પણ પ્રીત ગતમત ભુલી રે.**

કર્તા— એક દીન વાંકાનેર લાલ સીધાવ્યા રે,
ત્યાં સાધુ સેવાદાસ તણે મન ભાવ્યા રે— ૧
ભકિત જ્ઞાન ચર્ચાય કરી અતિ ભારી રે,
પામી લાલ આધ્યાત્મિક જ્ઞાન બન્યા સુખકારીરે— ૨
ઓળખાયા નિજદેશ ભકતને નામે રે,
પિતા પ્રસન્નતાની કાજ પૂરે છે કામે રે— ૩
ચિત્ત અહરનીશ પ્રભુ ચરણમાં લાગ્યું રે,
મન માન્યું સંતસેવાથી, ભવ દુઃખ ભાગ્યુરે— ૪
ભુખ્યાને ભોજન તરસ્યાને વારીરે
દેતા વસ્ત્ર વિનાને વસ્ત્ર, અતિ ઉપકારીરે— ૫

આ પ્રમાણે લાલાજી ભકતરાજ સાધુ સંતોની સેવા કરી ભગવદ્ ભજનનો ઉપદેશ કરતા.

રાગ—**મરાઠી સાખી.**

કર્તા—સંત સાધુને ભકતોની સેવા જેમ જેમ કરતા લાલા

જે જોઇએ તે આપે સૌને સ્હાય શ્રી મદનગોપાળા
નવ કરે વિચાર–સાધુ જાણે હૈયા હાર—નવ કરે—૧

સાધુથી કોઇ વસ્તુ અધિક વહાલી જેને નથી એવા **લાલાજી** ભક્ત સંત સેવા કરે છે. એવા સમયમાં સીધાવદર ( પોતાના રહેવાના ગામ ) માં એક યોગી આવ્યો.

**રાગ—મુખડાની માયા લાગીરે—એ લય.**

**કર્તા**—અબધુત યોગી આવ્યો રે સીધાવદરમાં,
ઝાઝો જનમન ભાવ્યો રે સીધાવદરમાં— ટેક
પૂછ્યું પુરમાં યોગીરાજે–લાલનાં દર્શન કાજે,
**યોગી**—ક્યાં રહે છે ભક્તરાજ રે–સીધાવદરમાં–અબધુત. –૧
**કર્તા**—લાલાજી એ વાત જાણી–દોડી આવ્યા જોડી પાણી
પ્રણમી ઉચર્યા વાણી રે–સીધાવદરમાં અબધુત–૨

**લાલાજી**—કૃપાનાથ આપ તો મહાત્મા જગતનો ઉદ્ધાર કરનારા પરબ્રહ્મ સ્વરૂપ છો. હરિગુરૂ અને સંત એ ત્રણ એક રૂપ છે. મારા કહેવાતા આશ્રમમાં આપ પધારો. અને આ આપના દાસને સેવાનો લાભ આપો.

**કર્તા**—યોગીરાજ પ્રસન્ન થઇ લાલાજી ભક્તની સાથે ઘેર આવવા તૈયાર થયા.

**રાગ—ચાલતો**

યોગીરાજને ઘેર લાવ્યા, સેવા કરી મન ભાવ્યા;
યોગી વર દઇ સીધાવ્યારે—સીધાવદરમાં—અબધુત— ૩
**યોગી**—ભક્તિ પ્રીતે કરો ઘણી, સેવા સંત સાધુ તણી;
સ્હાય થાશે શ્રી કૃષ્ણ ધણી રે—સીધાવદરમાં—અબધુત— ૪
**કર્તા**—થયા કહી અંતર્ધ્યાન–પધાર્યા હતા **ભગવાન**,
પ્રેમના પ્રભુ વેચાણરે—સીધાવદરમાં—અબધુત— ૫

ભગવાન યોગીના સ્વરૂપમાં આવી દર્શનનો લાભ આપી વરદાન આપી ગયા તે પછીથી લાલા ભક્તની ભક્તિનો પ્રતાપ.

**રાગ—મારૂ—અનીહાંનો.**

**કર્તા—** શુકલપક્ષના ચંદ્ર સમાન
વૃદ્ધિ પામે ભક્તિ અને જ્ઞાન—અનીહાં રે—વૃદ્ધિ. ૧
પીતા તરફથી ઠપેકો પામી,
નવ ભક્તિમાં લાવેરે ખામી—અનીહાં રે—નવ—૨
કષ્ટ આવે કદી વીપરીત,
કરે સહન પ્રભુપદ પ્રિત—અનીહાં રે— કરે—૩
નવ નિશ્ચયો નિજના ડગાવે,
લેશ દુ:ખ હૃદયમાં ના આવે—અનીહાં રે—લેશ—૪

**લાલાજી** ભક્ત પિતાના કામકાજમાં જોડાતા પણ તેમના મનનું વલણ સાધુ સેવા અને ભક્તિ ઉપર હતું તેથી તેમના પિતાને બરાબર ગોઠતું આવ્યું નહી. બુટાશા પરચુરણ ધંધો કરતા. અનાજ પણ રાખતા. ઘી વગેરે રાખતા તેમ વસ્ત્રો પણ વેચતા.

રાગ—**ભક્તિ થકી વશ થાય દયાઘન.**

**કર્તા**—વસ્ત્ર તણો વહેપાર, બુટાશાને વસ્ત્ર તણો વેહેપાર.— ટેક.
શીત ૠતુમાં **લાલ પીતાજી**, ગયા એક દીન બહાર. બુટાશાને—૧
સંતનું ટોળું ટાઢે કકડે, આવ્યું ભક્તને દ્વાર. બુટાશાને—૨

એક વખત બુટાશા એક ગાઊ છેટેના ગામમાં સવારમાં ઉઠી ઉઘરાણી ગયા. ૠતુ શીયાળાની તેમાં પોષ મહીનો, ઉત્તરાયણની સંધીનો સમય. તે વખત સીધાવદરની ધર્મશાળામાં તીર્થવાસી સાધુઓ પડેલા, તેમની પાસે વસ્ત્ર ઓઢવાનું નહી તેથી સવારમાં તમામ સંત લાલાજી ભક્ત પાસે આવી ઓઢવાના વસ્ત્રની માગણી કરવા લાગ્યા. લાલાજીએ વિચાર્યું કે દુકાનમાંથી કાંઇક વસ્ત્રો આ સાધુઓને આપું. સાધુ વસ્ત્ર-

માગવા આવ્યા. હું વસ્ત્રની વખારમાં બેઠો છું, તો મારાથી 'વસ્ત્ર નથી ચાલતા થાઓ, વણાવવા નાખ્યાં છે' એવા શબ્દો કેમ બોલાય! પીતાજી નથી તેથી વસ્ત્ર આપું એમ નિશ્ચય કરી સર્વ સાધુઓને બહાર હારબંધ બેસાર્યા. સાધુઓને લાલાજી કહે છે મહારાજ! ભજન કરો હું તમારે બધા માટે વસ્ત્રોની તજવીજ કરૂં છું. સાધુ લગભગ પચાશેક મુરતીના આશરે હતા તે તમામ કોઈના હાથમાં ખંજરી, કોઇના હાથ મંજીરા, કોઈના હાથ કરતાળ, કોઇના હાથમાં ઢોલક, કોઇની પાસે તંબુરા, કોઇની પાસે ઝાંઝ તો કોઇ હાથથી તાળી પાડનારા એમ બધા એકે અવાજે પ્રેમથી પ્રભુનું સ્મરણ કરવા લાગ્યા.

ધુન્ય.

દીનબન્ધુ મદન મોહનજી મારા પ્રાણ આધારા,
પ્રાણ આધારા નિજ જનથી નથી ન્યારા; દીન.
નગધર નટવર જય વસુધાધર,
ખગધર કૌસ્તુભધર રાધાવર;
મોરલીધારી શ્રી ગીરીધારી,
કાલીન્દ્રી ત્રટ ગૌધેન ચારી.
વ્રજવિહારી રે- (૨) હરિ ગોપીજનના પ્યારા. દીન

એમ સાધુઓએ પ્રેમથી ઝકુમની સાથે પ્રભુ નામનો ટંકાર કરી મુક્યો. દુકાનમાંથી લાલાજી ભક્તરાજે—

રાગ—આગળના પદનો—ભક્તિ થકી વશ થાય.

કર્તા—કામળી કેરી ગાંસડી બાળી, બોણી ન કીધી લગાર. ખુટાશાને. ૩
દયા લાવીને સૌને દીધી, સાધુ બોલ્યા જયકાર. ખુટાશાને. ૪
પ્રેમ થકી ભય ભુલ્યા પીતાનો, માન્યો પ્રભુનો ઉપકાર ખુટાશાને. ૫

સાધુઓ બીજે ગામ ચાલ્યા ગયા, ખુટાશાની દુકાનના પાડોશીઓ મનમાં બળવા લાગ્યા કે આ છોકરો ખુટાશાને ભીખ મગાવશે.

બુટાશાને આ વાત આપણે કહેવી, એમ કરી બુટાશાને પરગામથી આ-વવાનો સમય થયો જાણી બુટાશાને વધામણી ખાવા સામા ગયા.

વિઘ્નસંતોષીઓનું કર્તવ્ય તો જુવો ! વિઘ્નસંતોષીને માંખની ઉપમા આપી છે. જેમ માખી કોઇ પુરૂષના ગળામાં પેસી પોતાના પ્રાણ ખોઈને સામાને ઊલટી કરાવે, તેમ આ દુષ્ટો પોતાનો ધંધો રોજ-ગાર છોડી અમૂલ્ય સમયને ચાડી ચુગલીના કામમાં વાપરી કહેવા માટે બુટાશાની વાટ જોતા ભાગોળે બેઠા છે.

સેહેજવારમાં બુટાશા પરગામથી આવ્યા તેમને પાડોશીઓએ પ્રશ્ન કર્યો.

**પાડોશીઓ**—કેમ બુટાશા ! તમે અમે કામળીઓની ગાંસડી સાથે લાવ્યા હતા. તમે તો કામળીયોનો વકરો કર્યો; અમે તો હજુ ગાંસડી છોડી પણ નથી. સાચું કહેજો હો !! શું મળ્યું ? કેટલે કેટલે વેચી ?

નથી ગાંસડીના બંધ ખોલ્યા; થઇ ગદ્દગદ મુખથી બોલ્યા.

**બુટાશા**—હજી તો ગાંસડીના બંધ પણ ખોલ્યા નથી.

**પાડોશીઓ**—ખોટું બોલો માં. હવે ઘરડા થયા ઘરડા. અને ભગવાને સારી પ્રજા આપી તો હવે તો પ્રપંચ જાવા દીયો !!

**બુટાશા**—તમારા સમ જો એકકેય વેચી હોય તો !

**પાડોશીઓ**—દુકાનમાં જઇ તપાસ તો કરો ! તમારા દીકરાએ પચાસેક સાધુઓને કામળીઓ વોહોરાવી છે. તે કાંઇ કાચો છે !

પઇસા લીધા વીણ દીયે એવો છે !

**કર્તા**—બુટાશાએ જાણ્યું કે જરૂર હું ગયો એટલે કામળીયો સાધુઓને આપી દીધી હશે. મનમાં વિમાસણ કરતા ઊતાવળા ઊતાવળા

## રાગ—હરીગીત છંદની ઢબનો.

**કર્તા—** આવ્યા પીતા પરગામથી મળી ભાળ ભડક્યા મનમાં,
**બુટાશા—** બીખ મગવશે ભટકેલ એમને અગ્ની લાગ્યો તનમાં;
**કર્તા—** ક્રોધી બન્યા જેમ કાળ સમ ઊતાવળે ઘેર આવીયા;
ગણવાને માટે કામળી બુટાશા ગાંસડી લાવીયા.

**લાલાજી** ભક્તપર વિકાળ સ્વરૂપ કરી ઘેર આવતા બરાબર કામળીની ગાંસડી દુકાનના ઓરડામાંથી બહાર લાવી ગણવા બેઠા.

## રાગ-મારૂં માણેકડું રિસાયું રે શામળીયા.

**કર્તા—** ક્રોધી ગણના ઘણું થયા રાજી રે ગભરાયા
જોવા મળીયા ત્યાં પાગળ પાજી રે ગભરાયા. ટેક.

## સાખી.

ચકિત થયા ત્યાં જોઇને ભક્તિનોજ પ્રતાપ,
ઝંખવાણા પડયા પુછતાં
પૃથ્વી ખણતા જે બોલતા ગાજી રે—ગભરાયા.—ક્રોધી.— ૧

પાડોશીઓને બુટાશા કહેવા લાગ્યા કે તમે તો ખરા લુચ્ચા છો તો ! આવાં સાટાં નાટાં કરી બાપ દીકરાને લઢાવવા હતા કે ! જાઓ જાઓ એ તમારી રીત નહી. હું તમને શું કહું. પરમ દીવસે કામળીઓની ગાંસડી દોઢસોની લાવ્યો છું. એતો ઠીક થયું કે હું **લાલાજી** સાથે બોલ્યા વીના ગણવાજ બેઠો, નહિ તો મને ભુંઠો પાડતને ! તમારા દેખતાં ગણી. એકેય ઓછી નથી. એવું ખોટું આળ ચઢાવવું નહી.

## રાગ-ચાલતો-સાખી.

**પાડોશીઓ—**સવારમાં સૌ દેખતાં કામળી આપી અપાર
જુઠું નવ કહીએ અમે
પુછી લાલને કરી લ્યો કાજી રે.—ગભરાયા—ક્રોધી. ૨

ભાઇ બુટાશા! એવડું બધું શા માટે બોલો છો? લુચ્ચા ને વગર લુચા શામાટે કહો છો? અમારા પેટમાં બળ્યું તો તમને કહેવા આવ્યા. નહી તો અમારે શું! "મુએ વર ને બળી જાન." અમને શું સ્નાન સુતક છે! એ તમારો છોકરો તમારી પાસે ઉભો છે તેનેજ સોગન દઇ પુછોને! જો ખોટી વાત હોય તો!

**કર્તા**—એટલામાં બીજો પાડોશી બોલ્યો, જવા દે ને ભાઇ! એ બુટાશા તો જાતેજ એવો છે, એને પરીક્ષા નથી. આ વાત કોના લાભની છે તે એ જાણુતોજ નથી. એટલામાં કહેનાર પંકીનો ત્રીજો આવ્યો. તે કહે છે, એ તો પેલા મીયાં જેવો છે, સારૂ કહેતાં ખોટું લાગે એવા મીયાં જેવો છે.

**તમાસગીરો**—ભાઇ એ મીયાં કેવા હતા! તે તો કહો!

## દ્રષ્ટાંત.

એક ત્રણસો ચારસો ઘરનું ગામ હતું. તે ગામમાં એક મીયાં **તીસમારખાં** કરીને રહેતા હતા, **તીસમારખાં**નો મીજાજ બહુજ જલદ હતો. એક દીવસ **તીસમારખાં** પોતાના છોકરાને ખોળામાં લઇ રમાડતા હતા તે વખતે એક બીચારો ગરીબ વાણીઓ ત્યાં થઈને કાંઇ કામે જતો હશે. તે **તીસમારખાં**ને સારૂં લગાડવા માટે મલકતે મોઢે પ્રથમ સલામ કરી હસતો હસતો અને બહુજ પ્રેમથી પુછવા લાગ્યો.

**વાણીઓ**—હેંહેંહેંહેંહેં મીયાં શાબ! મીયાં શાબ! એ લડકા તુમેરા કે!

**તીસમારખાં**—(આંખો ફેરવીને) કયું સાલે! મેરા નહીં તો તેરા બાવાકા? હરામખોર!

**વાણીઓ**—(ખુશી થતો થતો) સારૂં સારૂં શાબ! એનું જતન કરજો! સાચવજો!

**તીસમારખાં**—(ગુસ્સામાં) ચલ ચલ સાલે! તેરા ચલે તો મારડાલિયો! નાદાન!

**વાણીઓ**—(બ્હીતો બ્હીતો) વારૂ વારૂ મીયાં શાબ! આપ અચ્છે રહીયે.

**તીસમારખાં**—(મારવા દુટીને) જા સાલે! હમતો સુક સુકકે લકડી હો જાઇંગે! તેરે કયા હે! સાલે. બે ઈમાન બનીયેકી જાત. કમજાતકી ઓલાદકે સાલે ચકરમકર કરતા હે!

**કર્તા**—વાણીઓ ડાહી માનો દીકરો તેથી મીયાં તરફ બુદ્ધિનો છે એમ કહી ચાલ્યો ગયો. તેમ આ બુટાશાનું કામ પણ તેવું છે. આજ તો ખરૂં ખોટું કાંઈ પણ કહેવાનો ધર્મ નથી. પાડોશીઓને ઠપકો આપી પાડોશીના જવાબ ઉપરથી બુટાશા લાલજીને પુછવા લાગ્યા.

રાગ ચાલતો.

સાખી.

**બુટાશા**—સાચું કહો સુલક્ષણા ભાગે મનનો ભેદ,
**લાલાજી**—લક્ષ્મી વરની મેહેરને,
નવ સમજ્યા એ લોક પીતાજી રે–ગભરાયા.-કીધી. ૩

**કર્તા**—આ પરચા ઉપરથી બુટાશાના મનને સચોટ વાત બેઠી કે ભક્તિનોજ પ્રતાપ જગતમાં સમર્થ છે. ભક્તના માટે પ્રભુ શું નથી કરી શકતા વારૂ?

રાગ ચાલતો.

સાખી.

**કર્તા-બુટાશા**—મહીમા સમજ્યા હરિ તણો દેવ જરૂર છે લાલ,
**બુટાશા**—ધન્ય ભાગ્ય મારૂં સદા,
ભક્તિ વિના જરૂર હારે બાજી રે–ગભરાયા.-કીધી. ૪

**લાલાજી**—પીતાજી ભક્તિનો મહિમા સાધારણ નથી. જગતને ભગવાન પોતાના ભક્તદ્વારા અનેક પરચાઓ બતાવે છે પણ જગત તેના સામું જોતું નથી. જે જુવે છે તે સંસાર સાગરનો પાર પામે છે. માટે જે જે સુખની ઇચ્છાવાળો હશે તોપણ–

રાગ—**વાહાલા વેગે આવો રે-એ લય.**

**લાલાજી**—સુખ ભક્તિથી સૌ મળશે રે,
દુઃખ જન્મ મરણનું ટળશેરે, દુર્લભ જગમાં જાણજો હે જી.
ભેટે ભક્તિથી શ્યામ સુન્દર યદુવીર–(૨) સુખ ટેક.

**સાખી.**

સુર વ્રક્ષ ચિંતામણી, સુલભ નથી કો રીત;
ભક્તિ સમીપ વીણ મુલથી, સાચી કરતાં પ્રીત.
વૈભવ સઘળા તુચ્છ છે હરિ ચરણ નવ ચિત્ત
આ કાયા કાચી ઢળશે રે, દુર્લભ જગમાં જાણજો હેજી
ભેટે ભક્તિએ શ્યામ સુન્દર યદુવીર. સુખ. ૧

**સાખી.**

વેઠ મથાનું ધુંસરૂં તાણ્યું કરી બહુ બળ;
જન્મ ગુમાવ્યો જગ વિશે, પ્રભુ ના સમર્યા પળ.
ઉપાય સુખનો છોડીને દુઃખનાં સેવ્યાં દળ–
હરિ કૃપા વિના નહી મળશે રે દુર્લભ જગમાં જાણજો હે જી
ભેટે ભક્તિએ શ્યામ સુન્દર યદુવીર. સુખ. ૨

**સાખી.**

ન્રિચ ઉચ્ચ ભક્તિ થકી, ઉચ્ચ ભક્તિ વિણુ નીચ,
મુકી છપ્પન ભોગને, જમે કરમાં ઘર ખીચ;

*મહાત્મ વધારવા ભક્તિનું ઉભા જઈ સર બીચ,
કોઈ પ્રેમી વીરલા કળશે રે, દુર્લભ જગમાં જાણજો હેજી.
ભેટે ભક્તિએ શ્યામ સુંદર યદુવીર. સુખ. ૩

**કર્તા**—આ પ્રમાણે લાલાજી ભક્ત પોતાના પીતાને તથા અન્ય જનોને ભક્તિનો ઉપદેશ કરતા. **બુટાશા** પણ લાલાજીને કાંઇ પણ કામ બતાવતા નહી. **લાલાજી** બહુ આગ્રહ કરે તોજ બતાવતા. એક દીવસ **તીથવા** નામના ગામે ઘી લેવા જવાનું હતું તે માટે લાલાજીને એક નોકર સાથે આપી, ઘોડે બેસારી, બન્ને બાજુ ઘી ભરવાનાં કુલ્લાં ઘોડાપર નાંખી (ડંકો નાખે છે તેમ) ભક્તરાજને વીદાય કર્યા.

**રાગ—પાટણના નૃપ નથી તુજ મહેલે.**

**કર્તા**—ઘોડે ચઢી ઘી કારણ ચાલ્યા નોકરને લઇ સંગ.
પીતા કહે જજો **તીથવા** ગામ,
આપ્યા ઘી માટ **પીતાએ** દામ;
પાત્ર ઘૃત વગાડે કહી મુખ રામ,
સામો મળ્યો સાધુ કેરો સંઘ. ઘોડે ચઢી. ૧

**લાલાજી** ભક્ત ઘોડે બેઠેલા, બે બાજુ બે કુલ્લાં ઘી ભરવા લીધેલાં તે જેમ ડંકો નાખેલો હોય તેમ શોભતાં હતાં. **લાલાજી** ભક્ત મનમાં વિચાર કરે છે કે આ કુલ્લાંપર તાલ મારી ભજન કરવાની બહુ મઝા પડે તેવી છે. ઘોડું ગુમાસ્તાની પાછળ પાછળ ચાલશે. એમ કરી બે હાથવતી ઘીનાં ખાલી કુલ્લાં વગાડતા વગાડતા

**ધુન્ય.**

રાધે રાધે ભજ રાધે ગોવિન્દ રાધે,
કોટી જનમનાં પાપ પળાયે;

***શબરીનું મહાત્મ વધારવા માટે પંપા**ન્ડમાં પોતે ઉભા રહ્યા તોપણ જળ ન સુધર્યું અને પ્રભુ આજ્ઞાથી શબરીનું ચરણામૃત **પધરાવાથી જળ સુધર્યું.**

એક પલકમાં પ્રભુને મળાયે,
પૂર્ણ પ્રેમે પુરૂષોત્તમ ગાયે;
સાધે સાધે જે ભક્તિ સાધન સાધે. રાધે.

આ પ્રમાણે પ્રભુ નામમાં મગ્ન થઇ ઘોડા ઉપર બેસી **તીથવા** ગામે જનારા પરમભક્ત શ્રી **લાલાજીને** સાધુઓનું એક ટોળું સામું મળ્યું. લાલાજીએ સાધુઓને જોઈ હાથ જોડયા. સાધુઓ લાલાજી ભક્તને પુછવા લાગ્યા કે, એ **સીધાવદર** ગામકી અંદર કોઈ **લાલા** નામકા બડા ભક્ત હે સો ઇધર મીલેગા! **લાલાજી** કહે છે, મહારાજ **લાલા** ભક્તનું તમારે શું કામ છે? સાધુ કહેવા લાગ્યા કેઃ—

**રાગ—આગળના પદનો ચાલતો.**

**સાધુ**—રાખ્યુ હતું ઘોડું ઉપાડવા ભાર,
પોહોચ્યું તે કાલે પ્રભુ દરબાર;
જવું છે **લાલ** ભક્તને દ્વાર,
મદદ લેવાને મન ઉમંગ. ઘોડે ચઢી. ૨

સાધુને આપે ઇચ્છીત એહ,
ભક્તને પ્રભુ પદ ઝાઝો સ્નેહ;
ધર્યો પરમાર્થને માટે દેહ,
ચઢયો જેને ભરપુર ભક્તિ રંગ. ઘોડે ચઢી. ૩

**કર્તા**—ભક્તનું થયું ઉદાસી મુખ,
ટહુનું સંતનું ભાગ્યું દુઃખ;
દામ દઈ પ્રણમી પામ્યા સુખ,
સાધુ કહે ઘેર પધારી ગંગ. ઘોડે ચઢી. ૪

ઘોડું લેવા અને વાપરવા માટે ઘી લેવા આપેલા તમામ રૂપીયા સાધુઓને આપી દીધા. સાધુઓ જયકાર કરતા ચાલ્યા. બુટાશાએ ઊછીના

રૂપીઆ લાવી ઘી લેવા મોકલેલા તે રૂપીઆ ઘી લાવવા બદલે સાધુ-ઓને આપ્યા. આ બનાવ જોઇને

રાગ—ચોપાઈ

કર્તા— દીગમુઢ બન્યોરે નોકર,
નોકર— લાલાજીએ તો ધાલ્યું રે ધર;
શેઠને શો હું દઇશ જવાબ,
કર્તા— કરે સ્તબ્ધ બની પશ્ચાતાપ. ૧

ગુમાસ્તો ઉભો ઉભો સ્તબ્ધ બની વીમાસણ કરવા લાગ્યો તે જોઇ

રાગ—ચાલતો.

લાલાજી— કહે ભક્ત કેમ મન મલીન,
પામ્યા ઉત્તમ આજનો દીન;
ઘોડે બેસી ઘેર જાઓ કહે લાલ,
પુછી આવું ઘીનો ભાવતાલ. ૨

કર્તા—નોકરને ઘોડે બેસારી વિદાય કર્યો, પોતે ઘીનો ભાવતાલ પુછવા તીથવા ગામે ગયા. ખાલી કુલ્લાં ઘોડાપર નાખેલાં હતાં તેમજ હતાં. લાલાજી તીથવે ગયા ત્યાં ભજન ચાલુ કર્યું. નોકર ઘોડે બેસી ઘેર આવતો આવતો મનમાં અનેક પ્રકારના તરંગો કરવા લાગ્યો. શેઠને જતામાં શું કહેવું તે વિચારો ગોઠવવા લાગ્યો. એમ કરતાં કરતાં

રાગ—આવો આવોને આજ—એ લય.

કર્તા— આવ્યો નોકર ઘેર, રાખી મનમાંહી ઝેર;
બોલ્યો બોલ્યો એપેર, શેઠ આવોને ઉઠો સામા.—
નોકર— કર્યો લાલાએ કેર, મને મોકલીયો ઘેર;
વાળ્યું પૂર્વનું વેર, શીદ ભટકાઓ પુત્રતણા બાબા—

સાખી.

બોજ ઉતારો ટટ્ટૂનો, ધીનો સહે નહી ભાર.
ઉંચકી અંદર મુકીએ, કેમ લગાડો વાર.
આવ્યા બુટાશા ઝટ, સામે નોકર ખટ,
નવ ઊતર્યું એ પટ, ધરો ધીરે ના ગબડે એ રીતથી.
કર્તા— બન્યો નોકર બેભાન, પુછ્યું શેઠે સુજાણ;
કીધી કરી જે હાણ, દામ આપ્યા સાધુને બહુ રીતથી.

નોકરે દામ આપ્યાની વાત કહી અને તેથીજ શેઠને એમ કહેવા લાગ્યો કે ધીરે રહીને મુકજો. ગબડે નહિ, ઢળી જાય નહિ, એકલાથી ઉતરશે નહી એમ કહેતો હતો.

બુટાશા બીજા માણસો સાથે ટટ્ટુ પરથી કુલ્લાં ઉતારવા મંડયા તો ઘણોજ ભાર જણાયો. ચાર ચાર માણસે ઝાલી કુલ્લાં ઘરમાં આણ્યાં. બુટાશા નોકરને કહે છે, અલ્યા તું તો કહે છે રૂપીઆ આપી દીધા અને મને પાછો મોકલી ભાવ પુછવા લાલાજી ગયા છે અને આતો કુલ્લાં ભરેલાં જણાય છે. એમ કહી કુલ્લાંના દાટાપરથી સીકલો છોડી દાટા ઉઘાડી જોયું તો—

રાગ—ચાલતો. સાખી.

કર્તા— ધૃત તાજા ભરપુરથી, પાત્ર બેઉ છલકાય.
માત પીતા મન હરખીયાં એ ભક્તિનો મહીમાય;
કર્યો બેઉએ ઉચ્ચાર, લીધો હરિએ અવતાર,
નહી ભાગ્યતણો પાર, નથી પુત્ર એ પ્રભુનુંજ રૂપ છે.
લાલ તીથવા મુકામ, ગાતા શ્રી ઘનશ્યામ;
કીધું ગોકુળ ગામ, પીતા સંદેશો પોહોચ્યું રુપ છે.

તીથવા ગામમાં ભક્ત લાલાજી ભજન કરવા રહ્યા હતા ત્યાં કોઇ માણસ સાથે બુટાશાએ સંદેશો કહાવ્યો કે તમે જે તાજું

ધી મોકલ્યું તે પોહોચ્યું છે. હવે ઘેર વેહેલા પધારજો. ભકતરાજ બીજે દીવસે ઘેર આવ્યા. આ પ્રમાણે ભક્તિનો પ્રતાપ જોઇ લોકોની શ્રદ્ધા લાલાજી ભક્તપર વધતી ગઇ. કેટલોક સમય ગયા પછીથી

રાગ-**પુનમચાંદનીના ગરબાનો.**

**કર્તા**— એક વખત લાલાજી વાંકાનેર પધારીયા રે,
ઠાકર કોઠારીએ કીધો સમાગમ;
સુણતાં શાંત થયા ને ભ્રાન્તી ભાગી મનની રે,
નિજ વ્યાખ્યાને કીધા સજ્જન વશ તમામ—એક વખત. ટેક.

**સાખી.**

**કોઠારી**— દુકાન નાણાવટ તણી કોઠારીને ઘેર,
લખજો લાલાને કહે કામકાજ શુભ પેર;
લખશો કામકાજ તો સેવા પ્રેમે બજાવશુ રે,
લઇશું તમારી પાસે ઘણુંજ ઓછું વ્યાજ.

**કર્તા**— ભક્ત વિચારે લેવી પરીક્ષા એના મનની રે,
ખાતુ પાડી લીધાં નાણાં શ્રી ભકતરાજ. એક વખત. ૧

**સાખી.**

રામમંદીર જઈ સંતને પ્રીતે કરાવ્યાં ભોજન,
હરખી હરિકીર્તન કરી લાલ સીધાવ્યા સદન.
જેમ જેમ જોઇએ તેમ તેમ દેતા કોઠારી દામને રે,
ખરચે ધર્મ કૃત્યમાં લાલ ધરી મન હામ.
એમ કરતાં કરતાં થઇ રકમ મોટી બાકીમાં રે.
ભક્ત લખી આપે ચીઠી સમરી સુન્દર શ્યામ. એક વખત.—૨

ભકતરાજે ઉપરા ઉપરી ચીઠીયો લખી, તેના અને પ્રથમના ઉપાડેલા મળી મોટી રકમ ભક્ત પાસે બાકી નીકળી તેથી એક દીવસ

ઠાકર કોઠારી વાંકાનેરથી સીધાવદર ભક્તને ઘેર ઉઘરાણી આવ્યા. ચોપડા ઉઘાડી ભક્તનું ખાતું કહાડી,—

રાગ-**પંથી પરદેશી ચીત સોંપી હું આ ચાલી.**

**કર્તા**—બેઠા ખાતું કહાડી કોઠારી સામા લા......લા,
દયો બહુ બાકી નીકળે દામ અમારા રમા...ળા. ૨૯.

**સાખી.**

પાછી પાઈ પરખી નહી કોઠારી ગભરાય,
**કોઠારી**—નહીં ચાલે નિશ્ચે કહું વાતજ વીપરીત થાય.
એસું દ્વાર તમારે જાણીં નહી ઠા......લા.
**લાલાજી**—દેશે રાખો પતીન મોરલીવા......ળા.— બેઠા. ૧.

**કર્તા**—જ્યારે લાંઘવા બેઠા ત્યારે લાલાજીએ કહ્યું કે પ્રભુના પર વિશ્વાસ રાખો. પ્રભુ આપશે. મારો દીનોનાથ આપશે. મારા શ્યામ સુન્દર ભગવાન આપશે. તમે જરા પણ ગભરાશો નહી. ભક્તનો વાયદો માની કોઠારી ઘેર ગયા.

રાગ-**ચાલતો-સાખી.**

દીન થોડા વીનાવીને લાલ તણું લઇ રૂપ,
થેલી લઇને આવીયા અખીલભુવનના ભુપ.
દીધા દામ કોઠારી કર નંદ લા......લા,
કરે જમવાને કોઠારી કાલાવા......લા. બેઠા. ૨.

પ્રભુ **લાલાજી** ભક્તનું સ્વરૂપ લઈ આવી ઠાકર કોઠારીનું ખાતુ પ્રભુએ ચુકતે કર્યું. પાવતી લીધી ઉઠયા, એટલે કોઠારીએ જમવા માટે આગ્રહ કર્યો.

રાગ-**ચાલતો-સાખી.**

**ભગવાન**— આવું છું મંદીર જઈ કહી ચાલ્યા ભગવાન,
**કોઠારી**— તપાસીયું જઇ ગામમાં મળ્યું નહી એંધાણ.

**લોકો—** દીન બે ચારથી અમે દીઠા નથી લા......લા.
કરે સીધાવદરમાં કીરતન શ્રી ગોપા......લા. એઠા. ૩

**કર્તા**—કોઠારીના મનમાં સંદેહ પડયો કે લાલાભક્ત કોઈ ઠેકાણે છાના રહે નહી. આખા ગામમાં મુખ્યતાં કોઈ કહેતું નથી કે **લાલાભક્ત** આવ્યા છે, અને મને રૂપીઆ આપી ગયા તે પણ **લાલા**. આ વાતમાં ખરૂં શું? એમ વીચારમાંને વિચારમાં કેટલોક વખત કહાડી પછી લાલાભક્તવાળા રૂપીઆ ફરી તપાસી ઠેકાણે મુકવા ઉઠયા. રૂપીઆ તપાસતાં એક ચમત્કાર જોયો.

## રાગ—મરાઠી સાખી.

**કર્તા**—બમણી કીમત કેરૂં નાણું કોઠારીએ તપાસ્યું,
બીડ ભાગવા ભક્ત તણી હરિ કદી ન દેવે પાસું;
આવ્યો મન વિશ્વાસ **લે લાલો ને દે હરિદાસ.** આવ્યો.-૧

તે દીવસથી આખા કાઠીઆવાડમાં એવી કહેવત ચાલી કે **"લે લાલો ને દે હરિદાસ"** તે પછીથી કોઠારીએ સીધાવદરમાં માણસ મોકલી ખબર મંગાવી તો ત્યાંથી એવી ખબર મળી કે અહીઆં ચાર દીવસથી અખંડ રાત્રી દીવસ ભજન થાય છે; અને લાલાજીભક્ત ક્યાંહી ગયા નથી. એવાં બધાં કારણોથી કોઠારીનો નિશ્ચય થયો કે **લાલાજી** માટે ખાસ પ્રભુજ તેમના સ્વરૂપે પધાર્યા. તેથી, ખાતું વસુલ કર્યા બદલની પાવતી ફરીવાર લખી તે સીધાવદરમાં મોકલી દીધી. તે પછીથી.

## રાગ—આરૂ—અગર—ચોપાઈ.

**કર્તા—** તેડયા વાંકાનેરના રે રાય,
જોઈ ભક્તિ તણો મહીમાય.
ધણી પૃથ્વી બક્ષીસ આપી,
મંદીર બંધાવી મુર્તીઓ સ્થાપી— ૧

સદાવ્રત કર્યું ભક્તે ચાલુ,
જેને નામ પ્રભુનું બહુ વહાલું;
આવે સાધુ સુણી મહીમાય,
ખર્ચ પુરો ના તેનો રે થાય. ૨

ભક્તરાજના મનમાં એમ થયું કે દરરોજ હજારો સાધુઓ સદાવ્રત લેનારા આવે છે અને ખર્ચ પુરો થતો નથી હવે કેમ કરવું? આમ વિચાર કરવા લાગ્યા તેથી તેજ રાત્રીએ પ્રભુએ લાલાજી ભક્તને સાક્ષાત દર્શન દીધાં ને કહ્યું કે:-

રાગ-સાખી.

**કર્તા—** દર્શન દીધાં ભકતને રાત્રિએ ભગવંત,
**ભગવાન—** સાથે સંત લઇને કરો ઉપદેશ થઇ નચંત. સિયાવર-૧
મુજ ઇચ્છાએ જે મળે સદાવૃત્ત ચલાવ,
બળ ભક્તિનું દઉં તને જન્મ તણો લ્યો લ્હાવ-સિયાવર-૨

**કર્તા**—પ્રભુની આજ્ઞાથી **લાલાભક્ત** પછીથી સાધુની મંડળી લઈ ફરવા નીકળ્યા.

**સાયલા** ગામના ઠાકોરને દરરોજ નઠારાં સ્વપ્ન આવતાં હતાં તેથી તે ભયથી મુક્ત થવા માટે

રાગ-વારી વારી શું શામળો વીરો.

**કર્તા**—સાયલાના ઠાકોરે લાલ, તેડયા અઢાર બાણુની સાલ,
તેડયા મનમાંહી ધારીને વ્હાલ, ખોટાં સ્વપ્નાનું કાઢવા સાલ-ટેક.

સાખી

યુક્તિ સર ઉપદેશીને ભક્તિ દ્રઢાવી સાર,
સમાધાન મનનું કર્યું ટાળ્યા વ્હેમવિકાર.
બંધાવ્યું ધામને પધરાવ્યા રામ શ્રી સીતાજી લક્ષ્મણ સંગ,
પુરી રાય આશ કર્યો ત્યાં નિવાસ મન મહા ઉમંગ- સાયલાના-૧

**લાલાભક્ત પછીથી** સાયલામાંજ રહ્યા અને પોતાનાં માત-પીતા વગેરેને ત્યાં તેડાવી લીધાં.

રાગ—**ચાલતો—સાખી.**

ભાઇ ભાણેજ માતપીતા તેડાવ્યાં નિજ પાસ.
ભક્ત તણી સંગત થકી બન્યાં સૌ હરિદાસ.
**શીરાપુરીનું** સ્થાપ્યું સદાવ્રત ચાલે અદ્યાપી કાળ,
**ત્રીશત** મંદીર કૃપાએ બળવીર બંધાવ્યાં વીરૂબાઈ બાળ—સાયલા—૨

ત્રણસો મંદીર લાલાભક્તે પોતાના હાથે સ્થાપન કર્યાં, લોકોને ઉપદેશ કરતા ફરતા ફરતા શ્રી વડોદરે પધાર્યા, એ વખત—

રાગ—**પડવાની પણ પ્રીત ગત મત.**

કર્તા— વીરક્ષેત્રના રાય રાવ શીવાજી રે,
જેની કીર્તિ સૂર્ય સમાન પ્રકાશે ઝાઝી રે. ૧
પ્રજા પાળે કરી પ્રેમ ધર્મને ધરતા રે,
સુણી દુઃખી દીનનાં દુઃખ પળમાં હરતા રે. ૨
પધાર્યા શ્રી ભક્તરાજ વટપત્તનમાં રે,
સુણી ભક્ત સુકીર્તી રાય આદર કર્યો મનમાં રે. ૩
તેડાવ્યા રાજદ્વાર બહુ વીધ ભેટ ધરી,
**દ્રવ્ય ડંકો છડી નિશાન** પુજન પ્રેમ કરી. ૪
સંવત ઓગણી ચૌદ કેરી સાલે રે,
કર્યો યજ્ઞ **સાયલા** ગામ વીરૂબાઇ બાળે રે. ૫

**સાયલા** ગામે મોટો **યજ્ઞ** લાલાજી ભક્તરાજે કરવા માંડયો તે વખતે દેશ દેશાવરથી હજારો મનુષ્યો—

રાગ—**ચાલતો.**

સામગ્રી લઇ જન અગણીત આવ્યા રે,
એક પ્રવીણ પુરૂષની પાસ નામ નોંધાવ્યાં રે. ૬

જે જે ગૃહસ્થો તરફથી જે જે સામગ્રી, દ્રવ્ય, વગેરે જે જે આવતું તે તમામની નોંધ માટે એક હુંસીઆર માણસ પાસે નોંધ કરાવી હતી. લાખો માણસો કુલ ભેગું થયું હતું. યજ્ઞ પરિપૂર્ણ થયો. પછીથી ઘટીત પ્રમાણે દક્ષણા વગેરે લાલાજીએ આપ્યું તોપણ દ્રવ્ય ખુટ્યું નહી તેથી જેમના નામપરયજ્ઞમાં જે જે સામગ્રીની રકમો જમા હતી તેમને ચુકવી આપવા વિચાર્યું.

રાગ--મરાઠી સાખી.

કર્તા-- અગણીત નાણું યજ્ઞ પ્રસંગે ભક્તની પાસે આવ્યું,
સામગ્રીના દામજ દેવા ભક્ત તણે મન ભાવ્યું;
કાઢી જોયાં નામ, માણુસ મોકલ્યા ગામે ગામ-કાઢી૦ ૧

દરેક ગામે માણુસ દ્રવ્ય લઇ આપવા મોકલ્યા તો તે ગામમાં તે નામના માણુસોજ મળ્યા નહી તેથી સૌએ નિશ્ચય કર્યો કે એતો ભગવાન જુદાં જુદાં સ્વરૂપ લઇને પધાર્યા. તે પછીથી-

રાગ-મરાઠી સાખી.

કર્તા— સંવત ઓગણી અઢાર સાલે ભક્તે તજ્યો દેહ,
સ્યામ સુન્દર શ્રી સનમુખ ઊભા સંપૂર્ણ જેનો સ્નેહ;
મહાપદ લીધું,-સ્થૂળ શરીર છોડી દીધું- મહાપદ.-૨

ભક્તરાજે આ લોકનો ત્યાગ કરી પ્રભુના પરમ પદમાં વાસ કર્યો પ્રિય વાંચક! ભક્તરાજના ઉંચગુણોનું અનુકરણ કરી ભવસાગર પાર ઉતરશો. ભક્તિ એજ જગતમાં શ્રેષ્ઠ છે અને તેથી

રાગ--મારા સુન્દર શ્યામ શરીર.

કર્તા- મારા બંસીધર બળવીર, જય મધુસુદનજી મતી ધીર,
ભુધરજી ભવતારણ નિત્યે હરો ભક્તોની પીડ. મારા-ટેક.

ભાવ ભક્તિથી કોટીક તરીયા ગીધ, ગુણીકા, કપી, કીર,
અજામેળ મહા અધમ ઊધાર્યો,
ત્રિકમ નામે ત્રાસ નિવાર્યો,
પંચાળીનાં ચી ...........૨—મારા— ૧

પ્રેમ ભક્તિવશ પુરૂષોત્તમ થઇ ભક્તોની ભાગો ભીડ,
રાસ રમ્યા ગોપીજન સંગે
સખા ગોપ લઇ સંગ ઊમંગે,
શ્રી યમુનાંની તી:...........૨—મારા— ૨

ભક્ત કુંવર ગુણ ગાતાં છુટે જગત જાળ જંજીર.
ભીખાલાલ કહે ભાવ ધરીને
દ્રઢ નિશ્ચય શ્રી નાથ કરીને
રઘુનંદન રણુધી...........૨—મારા— ૩

લાલ પ્રિતિ નંદલાલ ચરણમાં જેમ મીનને નીર
અળગા નથી કાંઇ અખીલેશ્વરજી
ગોવિંદ ગુણ જો ગાઓ ગરજી
ભક્તિ સાટ છે શી........૨—મારા—૪

ઇતિ શ્રી પરમ ભક્તરાજ લાલજી ભક્તનું આખ્યાન
સંપૂર્ણ.





શ્રી

# અજામેળનું આખ્યાન.

રાગ–મરાઠી સાખી.

કર્તા–જય જય સરસ્વતી જય સુંઢાળા સદ્દગુરૂ બંધન કાપો,
શ્રી ગોપીજન વલ્લભ કેરી ભક્તિ અનુપમ આપો;
નમું બેઉ કરજોડ, સૌ સુખદાતા શ્રીરણછોડ. નમું. ૧

ગર્ભાશયના ત્રાસથી કંટાળી મુક્ત થવા અને ફરીથી ગર્ભવાસ ધારણ નહી કરવા માટે જીવ પ્રભુની અપાર સ્તુતિ કરતો હતો. પરન્તુ પ્રભુએ મુક્ત કર્યા પછીથી માયાના આવરણે ગુંથાઇ તેના બંધનમાં આવ્યાથી પ્રભુનું નામ એક ક્ષણ પણ નહી ભુલું એવો કરાર કરેલો તેના બદલામાં એક ક્ષણ પણ સંભારતો નથી એવા પ્રાણીઓને

રાગ–ભજ મન ગીરધારી ગીરધારી.

કર્તા– ભજ મન કૃષ્ણ રાધા કૃષ્ણ રાધા,
વેણુ ગર્ભમાં દઇને સમ ખાધારે. ભજ મન. ટેક.
મળ મુત્રમાં ખાતો ગોથાં,
થાક્યો વંચાવી વાંચીને પોથાં;
તોય દુષ્ટા તણાં લે તું ઓથાંરે. ભજ મન. વેણુ. ૧

બળતો જઠરાની જ્વાળ થકી જ્યારે,
કાલાવાલા કરતો પ્રભુને ત્યારે;
અન્ય આપવીણુ કોણુ ઉગારેરે. ભજ મન. વેણુ. ૨

પ્રભુ પળ નહી વીસારૂં નામ,
કરૂં સ્મરણુ આઠે જામ;
કરી કૃપાને કહાડો ઘનસ્યામરે. ભજ મન. વેણુ. ૩

દયા દીનદયાળને આવી,
તા'રી સ્તુતિ **શ્રીનાથજી**ને ભાવી;
મુક્ત કર્યો જેથી તું ગયો ફાવીરે. ભજ મન. વેણુ. ૪

હુવા હુવા કરીને બહાર આવ્યો,
માત પીતા તણે મન ભાવ્યો;
સગાં સૌએ મળીને હુલરાવ્યોરે. ભજ મન. વેણુ. ૫

લાગી વહેવાર વાત બહુ વહાલી,
વાત ગર્ભ તણી મુકી તેં તો ટાળી;
મસ્ત થઇને વિસાર્યા વનમાળીરે. ભજ મન. વેણુ. ૬

ધરી જન્મ હરી નામ તેં ના જાણ્યું,
રાત્રિ દિવસ વિષયસુખ માણ્યું;
**ભીખાલાલ** કહે આવ્યું એમ આણ્યુંરે. ભજ મન. વેણુ. ૭

આખો જન્મારો વિષય સુખ ભોગવી અંતે લક્ષ ચોરાશી યોનીઓનો ભોક્તા થાય છે. પ્રભુના નામનો મહીમા અગાધ છે તેને જાણતો નથી. નામના પ્રતાપે કરીને અનેક પ્રાણીઓનાં ઉત્તમ કાર્યો થયાં છે. નામના પ્રતાપે ભવનાં બંધન તોડી પ્રાણીઓ પ્રભુના પરમપદને પામ્યા છે એવું સર્વ ઐશ્વર્યને આપનારૂં પ્રભુનું નામ તે નામનું મહાત્મ્ય એવું છે કે,

**રાગ—ક્યાં જાઓછાજી રાજ આજ અમને મેલીરે.**

કર્તા— નામનો મહીમા અપાર પ્રિતે ભજોરે,
પ્રિતે ભજોરે, વિષયભોગ તજોરે. નામનો. ટેક.

જુવો નામે તરીયા અનેક,
જેને નિશ્ચય નામની ટેક;
ભક્ત ધનાએ વાવી રેત,
રેત વાવી ધઉં પકાવ્યા એ નામની મઝારે. નામનો. ૧

નરસૈંયાની ભક્તિ ભાળી,
વળ્યા અનેક વખત વનમાળી;
થયા હળવા વાલની વાળી,
દુષ્ટની બુદ્ધિ ફેરવી ચંદ્રહાસ બચ્યોરે. નામનો. ૨

લઇ દામ દામાજી માટે,
થઇ માહાર ને દોડયા વાટે;
રહ્યા સધન કસાઇને હાટે,
પત રાખી પ્રહલ્લાદની સ્થંભ બળતે બચ્યોરે. નામનો. ૩

કરી ત્રિલોચન ઘેર સેવા,
તજ્યા દુર્યોધનના મેવા;
જમ્યા ભાજી વિદુર ઘર દેવા,
ગોરા તણે ઘેર ઘાટ ઘડો લેશ ન લાજોરે. નામનો. ૪

પુર્યાં પંચાળીનાં ચીર,
રાખ્યા બળતાં પાંડવ વીર;
આપ્યું શીબીએ સઘળું શરીર,
મયુરધ્વજે મુકાવી આરી વિપ્ર બચ્યોરે. નામનો. ૫

લખ્યું જયદેવનેરે ભુલાવી,
ભક્તિ મુજ શીર પર આવી;

દુર્વાસા દીધા દબાવી,
એક વર્ષ લગી અંબરીષે અન્ન આહાર તજ્યોરે. નામનો. ૬
વિપ્ર અજામેળ અઘ ધારી,
ગુણીકા કીધી ઘર નારી;
ભવ તરીયો નામ ઉચ્ચારી,
અઘોર પાપ કરતાં પોતે જે ન લજ્યોરે. નામનો. ૭
કહું કથા અજામેળ કેરી,
સાંભળવા યોગ્ય ઘણેરી;
નવ ગર્ભમાં આવે ફેરી,
નાવો ગર્ભ પ્રેમભક્તિ શ્રંગાર સજોરે. નામનો. ૮

પ્રભુના નામનું અપાર મહાત્મ્ય જેણે જાણ્યું છે તેણે સર્વ જાણ્યું છે, તેને જગતમાં કાંઇ પણ જાણવાનું બાકી રહેતુ નથી. ધના ભક્તે નામના પ્રતાપે ધૂળ વાવી હજારો મણ ઘઉં પકવ્યા. નરસૈં મહેતાનાં અસંખ્ય કાર્યો નામના પ્રતાપે કર્યાં. બોડાણા માટે સવા વાલની વાળીથી પણ હલકા થયા, અને નામનો મહીમા વધાર્યો. નામનાજ પ્રતાપે દામાજી માટે માહારનું સ્વરૂપ લઈ પોતુ (જમાબંદીના વસુલ લીધેલા રૂપીઆ સરકારમાં ભરવા લઇ જનાર તે રૂપીઆની કોથળીને પોતુ કહે છે) લઇ દોડયા. પ્રેમનું નામ સ્મરણ કરનાર સધન કસાઇના તાજવામાં રહ્યા અને શ્રદ્ધા વિનાના સાધુનો અનાદર કર્યો. નામના પ્રતાપથી નામદેવજીના અનેક પરચા પુર્યા. નામના આધારે પ્રહલ્લાદને બળતા સ્તંભથી બચાવ્યા. નામના મહાત્મ્યવડે ત્રિલોચન ભક્તને ઘેર તેર મહીના રહી સેવા કરી. નામસ્મરણમાં અત્યંત પ્રેમ ધરાવનાર વિદુરને ઘેર મીઠા વગરની સુળાવાળી ભાજી જમ્યા અને દુર્યોધનના મેવા આદિ અનેક પ્રકારની સામગ્રીનો ત્યાગ કર્યો. પ્રેમ ભક્તિ વશ થઇ ગોરા કુંભારના ઘરના ઘાટ ઘડયા. પ્રેમથી

સ્મરણ કરતાં માત્રમાં ગરૂડની પણ પરવા નહી રાખતાં દ્રૌપદીનાં ચીર પુર્યાં. લાખા ભવનથી પાન્ડવો ઉગાર્યા. પ્રેમભક્તિથી શીબી રાજાએ આખું શરીર કાપી પરોપકાર અર્થે આપ્યું. ભક્તિવડે મયુરધ્વજે અરધું અંગ આરીથી વેહેરાવી બ્રાહ્મણના છોકરાના પ્રાણના બચાવવા માટે ઘણા હુલ્લાસ મનથી આપ્યું. તે શીબી તથા મયુરધ્વજે પ્રભુનું પરમપદ મેળવ્યું. ભક્તિ સર્વથી શ્રેષ્ઠ કરવા માટે જયદેવ કવીને ભુલવી અષ્ટપદીનું ચરણ પોતે પ્રભુએ જઈ લખ્યું. નામસ્મરણની અત્યુત્તમ પ્રેમભક્તિથી ભક્તવત્સલ ભગવાને દુર્વાસાને દબાવી દીધા. એજ ભક્તિને માટે અંબરીષ રાજાએ બાર માસ લગી દુર્વાસા પાછા ફરીને આવ્યા ત્યાં સુધી અન્ન આહાર તજ્યો. એવી અનેક અનેક ભક્તોની કથાઓ પ્રેમભક્તિના દાખલા માટે છે. અઘોર અઘોર પાપ કર્મો કરનાર, અનાચારી, અભક્ષાભક્ષ કરનાર, મદીરા પાન કરનાર ગુણિકાને ઘરમાં સ્ત્રી કરી રાખનાર પોતાની નીર્મળ અને ગંગાજળ જેવી પવિત્ર સ્ત્રીનો ત્યાગ કરનાર અજામેળ માત્ર અંત વખત એકવાર નામ ઉચ્ચારવાથી પ્રભુની ગતિને પામ્યો એવા મહા ઉત્તમ નામનો આશ્રય અને સદાચારનો ત્યાગ કરી

### રાગ-કનૈયા બંસરિ બાલા—ગજલ.

કર્તા—ઊંચ થઈ નીચ કર્મ કરતા, પ્રભુથી લેશ નહી ડરતા,—ટેક.

ફરે મર્યાદ મુકીને, ધરે પગ ધર્મ ચુકીને;
વ્યસની થઈ નિચ સંગ ફરતા. પ્રભુથી. ૧

લીયે છે દામ દીકરીના, ફરે વેચાણ કીંકરીના,
મદીરા મુખમાં ધરતા, પ્રભુથી. ૨

મુકી નીતિ ચઢી નેવે, પરસ્ત્રી પ્રેમથી સેવે;
ગણે કોણ ફાંકડા ફરતા, પ્રભુથી. ૩

ગણે નહી ધર્મ મર્યાદા, ફરે થઈ મસ્ત શાહજાદા;
અનાચારો અતી કરતા, પ્રભુથી. ૪
અજામેળ વિપ્રની જાતી, કરે કુકર્મ બહુ ભાતી;
પ્રપંચ છળ પાપમાં તરતા, પ્રભુથી. ૫

અતિશય અનાચારી પાપ પ્રપંચમાં તરતા એટલે આગળ પડતા નિંદક કર્મો કરનારા અજામેળ નામના વિપ્ર.

રાગ—મરાઠી સાખી.

કર્તા— કાનકુબ્જ એક શેહેર પુરાતન અજામેળ ત્યાં રહેતો
બાળાપણુથી બુદ્ધિ બગડી કુસંગતને રહેતો;
નવ તેને દ્વાર, ધર્મ કૃત્ય કદી થાય લગાર. નવ તેને. ૧.

ધર્મ કૃત્યમાં ત્રણુ પ્રકારના માર્ગ છે. એક તો ભક્તિમાર્ગ, બીજો કર્મમાર્ગ, ત્રીજો જ્ઞાનમાર્ગ એમ ત્રણુ માર્ગો છે. એમાં જ્ઞાન-માર્ગ શ્રેષ્ઠ છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણુ ચાર પ્રકારના ભક્તોમાં જ્ઞાનીઓને શ્રેષ્ઠ ગણ્યા છે. એવો જ્ઞાનમાર્ગ શ્રેષ્ઠ છે પરન્તુ તે પ્રાપ્ત કરતાં ઘણીજ મુસ્કેલી હોય છે અને તે અનેક પ્રકારની મુસ્કેલીઓ વેઠવા છતાં પણુ જોઇએ તેવું પ્રાપ્ત થતું નથી. વળી જ્ઞાન પ્રાપ્ત કર-વામાં પ્રથમ ભક્તિની ખાસ આવસ્યકતા છે. કર્મ માર્ગમાં અનેક પ્ર-કારે ઊલટ થવાથી પ્રાયશ્ચિત કરવું પડે છે, માટે કર્મ માર્ગમાં પાપ થવાનો અવસ્ય સંભવ છે. તેમ ભક્તિમાર્ગમાં લેશ માત્ર પાપ થવાનો સંભવ નથી. અવળું સવળું નામ સ્મરણુ કરી ભક્તિથી સંસાર સાગર તરી મોટા મોટા મહામુનીઓ ઇશ્વિરના પરમ પદને પામ્યા છે તેથી સર્વથી જગતમાં ભક્તિમાર્ગ સર્વોત્તમ શ્રેષ્ઠ તેથી છે—

રાગ લાવણી ગોપીકા મુકી મગરૂરીરે.

તજીને અન્ય માર્ગ જગમાંરે (૨)
પ્રેમભક્તિને માર્ગે વળો તો પ્રભુ આવે વશમાં. ૧

બીજામાં અડચણો બહુ બીજી રે. (૨)
અવળું સવળું પ્રેમભક્તિનું માની લે શ્રીજી. ૨
બીજામાં પાપ થવા બીતી રે (૨)
પ્રેમભક્તિએ ગોપીજન સૌ અધરામૃત પીતી. ૩
સર્વ તજી હરિશર્ણું લીધું રે (૨)
ભય માત્રની બીતી તોડી અમૃત તો પીધું. ૪
પ્રેમથી એક વખત સમર્યો રે, (૨)
લેવા આવેલા વીલે મોઢે પાછા ગયા જમરા. ૫

અજામેળ બાળપણામાં પવિત્ર, બ્રાહ્મણના ધર્મને અનુસરનારો અને સારો વિદ્યાભ્યાસ કરનારો ઉત્તમ ગુણવાળો હતો. તેથી

## રાગ-ધરો કાંઇ હીતશીખામણ ધ્યાન.

કર્તા—બાળપણે માત પીતાનો દાસ, કર્યો હતો સારો વિદ્યાભ્યાસ,
સ્વભાવે મળતો સૌનો દાસ, પામતો અસત્યપણાથી ત્રાસ. ટેક.
સદાચારી ને સદગુણ ભરીયો વ્રત્ત નિયમનો ધારી,
સત્યવાદી ને કોમળ મનનો હતો અતિ ઉપકારી;
દ્વેષ ઇર્ષાના તોડયા પાશ. પામતો—બાળ. ૧
પીતા આજ્ઞાએ વન ગયો ફળ ફુલને દર્ભજ લેવા,
રસ્તે આવતાં કૌતુક દીઠું પડયો ફંદ ભુદેવા;
કર્યો એમ રતીપતીએ લાસ. પામતો—બાળ. ૨

ફુલ તુળસી, ફળ અને દર્ભ વગેરે સમીધ લેવા પીતાની આજ્ઞાથી અજામેળ બાલ્યાવસ્થામાં વનમાં ગયો. વનમાંથી ફુલ, તુળસી, દર્ભ વગેરે લઈ આવતો હતો તે વખતે રસ્તામાં કોઈ એક વારાંગના (ગુણીકા)ની સાથે કોઇ નીચ જાતીનો માણસ નિર્લ્લજપણાથી વ્યભી-ચાર કરતો હતો. અજામેળે જોઇ પ્રથમ તો તેને ધિકાર્યો. પરંતુ સુંદર

સ્વરૂપવાળી વારાંગનાના શરીર પરથી વસ્ત્ર પવનના સપાટાથી આઘું પાછું થઇ જવાથી તેનું ઘોર સ્વરૂપ જોતાં અજામેળને પણ થોડો થોડો મોહ થયો. આશરે બાર ચૌદ વર્ષની ઊંમરના અજામેળ પર રસ્તે આવતાં આવતાં કામદેવે બરાબર સત્તા બેસાડી તેથી અજામેળનું મન વિષય વાસનામાં પ્રવત્ત થયું. તે પછીથી જોયેલી ગુણીકાને મળવા સંબંધી ઘાટ ઘડાવા લાગ્યા. એમ કરતાં કરતાં કેટલોક સમય ગયા પછીથી અજામેળના પીતા પ્રથમ ગુજરી ગયા.

### રાગ–પાટણના નૃપ નથી તુજ મહેલે.

કર્તા— અજામેળનાં માત પીતાએ દેહ તજ્યો જ્યારે
        બેસાડી કહી નીજ ઘરની વાત

માતા— આપણું ઘર જગમાં વિખ્યાત
        પડે પાટલો ભરાયે નાત
    સામો કોઇ શબ્દ ન ઊચ્ચારે......અજામેળનાં.-૧.
        આપણા કુળની સાચવી રીત,
        હળી મળી સૌશું કરજે પ્રીત,
        શીયળ સત્યે સૌનું ચાહાજે હીત,
    આશરો કોઈ નથી તાહારે........અજામેળનાં.-૨
        થઇ ગદ ગદ એમ કહેતાં વાણુ,
        બતાવી મેલ્યું મુક્યું એંધાણુ,
        તજ્યા એમ તુરત માતાએ પ્રાણુ,
    અજામેળ અનાચારી ભારે........અજામેળનાં–૩

પીતા પ્રથમ ગુજરી ગયા હતા. માંતાએ કેટલીક સારી શીખામણો આપતાં આપતાં દેહ ત્યાગ કર્યો. અનાચારના સંસ્કારો ધીમે ધીમે, અજામેળના અંતઃકરણમાં સજ્જડ થયેલા તેમણે માતા પીતા ગુજરી ગયા પછીથી એકદમ જોર કરી અજામેળનું પવિત્રપણું હતું

તેને દબાવી દીધું. સારા કુળવાનના ઘરની સુશીળ કન્યા સાથે લગ્ન થયું હતું તેની સાથે દરરોજ તેણીના વગર વાંકે કજીઓ કંકાસ કરી પુષ્કળ માર મારતો. એવી રીતે કેટલાક દીવસ ચલાવી પોતાની પરણેલી સ્ત્રીને કાઢી મુકી.

રાગ—જોઈ દીપણું ને વાત કહું છું આજ સાચી રે.

કર્તા— કુસંગ લાગ્યો બાળપણામાં કામ કરે કેવાં રે,
કરે કેવાંરે,—અતિ નીચ જેવાં રે.— કુસંગ.—ટેક.
વેશ્યા કરી ઘરનારી નીત્યે કરે મદીરા પાન;
રહ્યો દુર સ્વજાતીમાંથી વિષય થકી ગુલતાન. કુસંગ. ૧
રહ્યો નોકરી કસાઈ ઘરમાં, મેળ અજાનું કામ;
હીંસા કરવા દેતો હાથ તેથી ધર્યું અજામેળ નામ. કુસંગ. ૨
ચોરી કરતો જુગાર રમતો, ચલાવતો સંસાર;
વેશ્યાના ઉદરથી જન્મ્યા બાળક ખટ ને ચાર. કુસંગ. ૩

વેશ્યાને ઘરનારી કરી, પરણેલી સ્ત્રીને કાઢી મુકી સંસાર વ્યવહાર ચલાવવા માંડયો. જેટલું દ્રવ્ય માતાપીતાનુ હતું તે તમામ અજામેળ અને ગુણીકા એ બન્ને ખાઇ ગયાં. પછી અજામેળ ચોરીઓ કરવા લાગ્યો. જુગાર રમી તેમાંથી, દ્રવ્ય લાવવા લાગ્યો, તોપણ પુરું થયું નહી તેથી કસાઇને ઘેર નોકરી રહ્યો. કસાઇને ઘેર કેટલાં પ્રાણી સીલીક છે, કેટલાં નવીન ખરીદ થાય છે, કેટલાંનો વધ થાય છે વગેરે અજાઓનો હીસાબ (મેળ) રાખવા માટે રાખ્યો તે ઉપરથી એનું નામ અજામેળ પડયું. અજામેળે લાજ મર્યાદનો તો તદ્દન ત્યાગજ કર્યો, અને પોતે બ્રાહ્મણ છું એવી ભાવના મનમાંથી નીકળી ગઇ

રાગ—હાલારી પદનો.

કર્તા—વીપ્ર થઇને વેદ વિરૂદ્ધનું વર્તન પોતે કરતો હેજી,
દુર કર્યો નિજ જાતીમાંથી તોપણ લેશ ન ડરતો રે. વીપ્ર.—ટેક.

લોક લજ્જ્યા નવ ગણુતો મનમાં છોગાં મુકી ફરતો રે હાં,
લોક સર્વ ત્રાસે છે એથી બીક ન કોઇની ધરતો રે. વીપ્ર. ૧
ત્રાસ પામી સૌ કહેવા લાગ્યા દુષ્ટ નથી એ મરતો રે હાં,
**લોકો**–ઉપાય સત્વર શોધો એનો ટળે નજરથી ફરતો રે. વીપ્ર. ૨
**કર્તા**–કામ ક્રોધ મદ મચ્છર લોભે ઉન્મત ચાલે તરતો રે હાં,
દાનવ જેમ હોય દુઃખ દેનારો થયો સકળ મન નરતોરે. વીપ્ર. ૩

સર્વ લોકોને મહા દુઃખ દેનારો અજામેળ દૈત્યના સમાન આચરણુવાળો બહુજ બેહેક્યો કોઇને ગણુતો નહી લોકો અજામેળથી એવા તો કંટાળી ગયા કે કોઇ રીતે તેને સામા મળવા પણુ ખુશી ન થાય. એક વખત કેટલાક માણુસોએ ભેગા થઈ વિચાર કર્યો કે કાંઈ પણુ ઉપાય આપણે એવો ખોળી કાઢો કે આ સાલ આપણુા ગામમાંથી જાય તો તો બહુજ સારૂં થાય.

અજામેળનું સાલ કાઢવા આખું નગર તત્પર હતું, તેથી તે વાત સૌના હૃદયમાં હતી. એક વખત અનાયાસે ઈશ્વર ઇચ્છાથી એક મહાત્મા પુરૂષ,—

રાગ.–**ઇંદ્રસભાની ગજલનો.**

**કર્તા**–ફરતા ફરતા એકજ મહાત્મા આવ્યા અજામેળ ગામ,
પુછ્યું પ્રીતે એક પ્રાણીને રહેવાનો મુકામ. ૧
અજામેળનો હતો વીરોધી તે રાખી મનમાં રીસ,
અહીત કરવા અજામેળનું દંત પીસે બત્રીસ. ૨
**વણીક મનમાં**–સંતને રહેવા સદન બતાવું અજામેળનું ધામ,
કાઢે સાલ જો મહાત્મા તો સૌ જંપી બેસે ગામ. ૩
એવા પુરૂષ વિણુ અન્ય કોઇથી નીકળશે નહી સાલ,
અણુચિતવ્યું ઓસડ મળી આવ્યું ઠીક મળ્યા છે તાલ. ૪
**કર્તા**–એમ વિચારી મહાત્મા પાસે કીધો જઇ પ્રણુામ,
સાથ જઈ દુર રહી બતાવ્યું અજામેળનું ધામ. ૫

મહા મોટું દારૂણ દુઃખ મટાડવાને માટે મહાત્માને અજામેળનું ધામ બતાવ્યું. બતાવનાર વણીકના મનમાં કે આ મહાત્મા આ મનુષ્યનાં નીચ કૃત્યથી એને શ્રાપ દેશે. તે સિવાય એનો અંત આવે એમ નથી. એમ વિચારી અજામેળને ઘેર મહાત્માને મુકામ કરવા માટે બે ત્રણ ઘર જેટલે છેટે રહી બતાવી મોકલ્યા.

સંસ્કારનું બળ એવું છે કે આપણે અવળું કરવા જઇએ ને સવળું થાય. આપણે સવળું કરવા જઇએ ને અવળું થાય. જેમકે અજામેળનું અહીત કરવા ખાતર મહાત્માને મોકલ્યા પણ અંતમાં નારાયણ નામ ઉચ્ચાર કરનાર અજામેળ મહા પાપમાંથી મુક્ત થશે. એક ક્ષણનો પણ સતસંગ મહા દુર્લભ છે.

## દ્રષ્ટાન્ત.

એક ઠેકાણે એક સાધારણ નાનું શહેર હતું. તે શહેરનો રાજા સ્વતંત્ર હતો. તેના તાબામાં કેટલાંક તદન નાનાં નાનાં રાજ્યો (ઠાકોર લોકોનાં ગામો જેવાં અને તેટલીજ ઉપજનાં) હતાં. રાજાને કાંઇ પણ પ્રજા નહોતી તેથી તેણે પ્રજોત્પત્તિ માટે ઘણાં ઘણાં અનુષ્ઠાન વગેરે કરવા કરાવવા માંડયાં. પણ કોઇપણ પ્રજા થઇ નહી. છેવટે પોતાની પીસતાળીશ વર્ષની વયે રાણીને ગર્ભ રહી દશ માસે એક કન્યા (દીકરી) જન્મી. રાજાનું વાંઝીયામેણું ભાગ્યું તેથી આખા ગામમાં આનંદ આનંદ છવાઇ રહ્યો. ઠેકાણે ઠેકાણે ધ્વજા, પતાકા, તોરણો વગેરે બંધાવ્યાં અને આખા નગરમાં સાકર વહેંચી. રાજાની દીકરીને છાતીમાં એટલે ગળાથી જરાક નીચે એક મસ થયેલો. તે મસ જેમ જેમ દીકરીની ઉમ્મર વધતી ગઈ તેમ તેમ વધતો ગયો. રાજાએ બાળપણમાં તે મસ કાઢી નંખાવવા માટે ઘણા પ્રયત્નો કર્યા પણ તેના ઉપચારો કરી કાઢવામાં દીકરીના પ્રાણ બચવાની આશા ન હતી તેથી ઇશ્વર ઇચ્છાને આધીન થઈ તેના ઉપાયો કરવા રહેવા દીધા.

દીકરીની ઊમર અગીઆર બાર વર્ષની થઈ પણ છાતીમાં વધેલા મસને લીધે કોઇ પણ રાજા તેને પરણવાની હા કહેતો નથી. રાજાને કન્યાકાળ જાય છે તેની વિશેષ ચિન્તા લાગી રહી. દીવસે દીવસે દીકરીની ઉમર વધતી જાય છે, તેમ તેમ યોગ્ય વર નહી મળવાથી રાજાની ચીંતામાં પણ વધારો થતો જાય છે. ઘણે ઘણે ઠેકાણે પુછાવ્યું પણ એ દીકરીને પરણવાની કોઇની ઇચ્છા નથી થતી.રાજા પરીતાપ કરતો એક વખત બેઠો હતો એટલામાં તે ગામનો એક ગૃહસ્થ વણીક ઉમરે આશરે ૯૦–૯૫ વરસનો હશે તે ત્યાં થઇ જતો હતો તેણે રાજાને સલામ કરી, રાજાએ પણ સામે ઉંચો હાથ કર્યો. સલામ ઝીલી. વણીકે રાજાને બહુ ઉદાસ જોઇ કારણ પુછયું. રાજાએ પોતાની દીકરી સંબંધી હકીકત કહી જેથી વાણીઆએ એક ઉપાય બતાવ્યો.

વાણીઓ બોલ્યો, મહારાજ! આમ બેસી રહે કાંઇ નહી વળે. આપ સ્વયંવર કરો. તમારા તાબાના ખંડીઆ રાજાને આમંત્રણ કરો. પછીથી હાથણી જેની ડોકમાં હાર નાંખે તેને પરણાવો.

આ વાત રાજાના હૈયે બેઠી તે ઉપરથી રાજાએ જોશીઓને બોલાવી સારા મુહૂર્તનો દીવસ જોવરાવી સ્વયંવરની કંકોત્રીઓ લખી મંડપ તૈયાર કરાવવા માંડયો. આમંત્રણ કરેલા પૈકી કેટલાક રાજાઓ આવ્યા. મુહૂર્તના દીવસે પ્રાતઃકાળમાં સ્વયંવરના વખતે મંડપમાં સભાસદોની બેઠક થઇ છે, વચ્ચે એક હાથણીની સુંઢમાં ફુલની માળા આપી છે. સભાસદો તરફ ચારે બાજુ હાથણી સુંઢમાં માળા લઇ ફરે છે પરન્તુ કોઇની ડોકમાં માળા નાખતી નથી એટલામાં ત્યાં આગળ એક હૃષ્ટપુષ્ટ જુવાન અને આંખે આંધળો માણસ તેણે ખભા ઉપર એક લુલા માણસને બેસાડેલો લુલો જેમ રસ્તો બતાવે તેમ આંધળો આડોઅવળો સીધો ચાલે. એવી રીતના બન્ને એકજ ગામના તદ્દન નીરાધાર હોવાથી ભિક્ષાવૃત્તિ કરતાં કરતાં તીર્થયાત્રામાં ફરી જન્મારો

પુરો કરવા નીકળેલા. રસ્તે ચાલતાં ચાલતાં સ્વયંવરની અદ્‌ભુત રચના દુરથી જોઇ લુલાને તે જોવાનું મન થયું તેથી આંધળાને તેણી ગમ જવા રસ્તાની સુચના કરી સભાસદો બેઠેલા તેમની પાછળ આવી ઉભો રહ્યો.

હાથણીએ ફરતાં ફરતાં તમામ સભાસદોને નાપસંદ કરી આંધળાના ખભા ઉપર બેઠેલા લુલાની ડોકમાં હાર નાંખ્યો. આ જોઈ સભા સર્વ દિગમુઢ બની ગઇ. બધા એકકે અવાજે બોલ્યા કે એવા અપંગ ભીખારીને રાજાની કન્યા અપાય નહી માટે ફરીથી હાથણી પાસે હાર નંખાવો.

પ્રથમ મુજબ હાથણીની સુંઢમાં હાર આપતાં તમામ સભાસદો તરફ સુંઢ ફેરવી જાણે સર્વને નીહાળી નીહાળી જોતી હોય તેમ કરતાં કરતાં આંધળાના ખભા ઉપર બેઠેલા લુલાની કોટમાં નાંખ્યો. બીજીવારનો પ્રથમ પ્રમાણેનો બનાવ જોઈ કેટલાક તો બોલતા અટકયા-પણ કેટલાક બોલ્યા કે ત્રણવાર થવા દો. તેથી ત્રીજીવાર ફરીથી હાર આપ્યો. તો તે પણ પ્રથમ મુજબ સૌને ટાળી મુકી લુલાના ગળામાં પધરાવ્યો. તે ઉપરથી રાજાએ વિચાર કર્યો કે ચહાય તેવો નીર્ધન અને દુઃખી હશે તો આપણી પાસે શું કમી છે. તેને ધનવાન અને સુખી બનાવીશું એમ કહી વીધી પ્રમાણે લગ્નવ્યવહાર ઘટે તેવી રીતે કરાવ્યો. એક ઇલિયદો બંગલો રહેવા આપ્યો. તમામ રાચરચીલું, દ્રવ્ય વગેરે જોઇતાં સાધનો સર્વ આપ્યાં આજીવીકા પુષ્કળ કરી આપી.

લુલો અને આંધળો બન્ને જીવતાં સુધીના પરસ્પર બંધન હતા તેથી લુલાના ઘરમાં આંધળાને રાખ્યો. લુલાને ઠેર ઠેર ફરવું મટયું, અને ફરી ફરી માગી ખાતાં એક વખત ખાવા પુરતું મળતુ તેને બનાવવું એ બધું કામ મટયું. ઇચ્છીત ભોજન જમનારો રાજાનો જમાઇ થયો.

આંધળાને પણ લુલાને ખભા પર લઇને ગામેગામ ફરવું મટયું. રાજાએ જમાઇના પગને માટે ઘણા ઉપચારો કરાવ્યા, પણ આરામ થયો નહી. રાજાની છોડીની છાતીમાં માંસ હતો તે પણ જેમ ટુટવાની તઇઆરીમાં હોય તેવો થઈ ગયેલો.

એક વખત લુલાની નજર બગડી કે આ સાલો આંધળો હવે તો કરમમાંજ ચોટયો. એ તો મરશે નહી. દીવસે દીવસે ફુલતો જાય છે માટે એ બલા કાઢવા માટે કાંઇક ઘાટ કરૂં. આ વાત લુલાએ તેની સ્ત્રી (રાજાની દીકરી)ને કહી તેથી તેણીએ રાજાને ત્યાંથી તેની મા પાસેથી ઝેર લાવી આપ્યું. લુલાની આજ્ઞા પ્રમાણે તેણીએ તે દીવસે ઝેરવાળી અને ઝેર વીનાની એમ બે જાતની રસોઇ કરી. બે જાતની રસોઇ કરતાં વધારે વખત લાગ્યો તેથી આંધળો આકળવીકળ થઇ ગયો અને ગભરામણુ કરતો ઊડી ફાંફાં મારવા લાગ્યો. આંધળો મોઢેથી-અલ્યા લુલા આ સ્ત્રીવાળો તો મારા પ્રતાપે થયો અને હવે મારી દરકાર કરતો નથી? તું શું સમજે છે? સાલા મને પડતો મુકી તમે ત્રણવાર ખાઓ છો ત્યારે મને એકવાર આપોછો. આ પ્રમાણે બોલતો બોલતો ફાંફાં મારતો ઝેરવાળી રસોઈ કરી તપેલીયો ઉતારી હતી ત્યાં આવ્યો. તપેલીયો હાથ આવી તે ઉપરથી ઢાંકણું ઉઘાડવા જાય છે તેવીજ અંદરથી ઝેરવાળી વરાળ નીકળી તે વરાળ આંખોને લાગી કે પ્રભુ કૃપાથી એકદમ આંખે સુઝવા લાગ્યું. એટલે તો બહુજ ગુસ્સે થયો.

આંધળો બોલ્યો, અલ્યા લુલા! તને ખભે લઈ બધે ફેરવી પરણાવ્યો ત્યારે મને મારી નાખવા ઝેર નાંખ્યું હતું કે? પણ હવે તો હું દેખતો થયો છું જોઇ લે મારા સપાટા. એમ કહી લુલાની પાસે આવી, તદન ગળી ગયેલા દોરડીયો જેવા લુલાના પગ બે હાથે ઝાલી પોતાના માથા ઉપર ચારે બાજુ ફેરવવા લાગ્યો અને રાજાની દીકરીના સામું

જોઇ કહે છે કે તું ઝેરવાળી રસોઈ કરી મને મારી નાખનારી કે ! લે, લેતી જા ? એમ કરી જોરથી લુલાને માથા ઉપરથી ફેરવી તેની સ્ત્રીની છાતીમાં સામે ઊભો રહી છુટો માર્યો કે લુલાના પગ છુટી ગયા. અને બાઇની છાતીમાંનો મસ તુટવા જેવો થઈ ગયો હતો તે પણ તુટી ગયો.

એમ જ્યારે પ્રભુની દયા થાય છે ત્યારે દુસ્મન અવળું ધારી અહીત કરે તોપણ હીતજ થાય. એ આ દ્રષ્ટાંત ઉપરથી સ્પષ્ટ સમજાય છે.

મહાત્માને અજામેળનું ધામ બતાવ્યું. થોડે દૂર રહી બતાવનારો ઘેર ગયો. અજામેળ તે વખતે તેના શેઠ (કસાઇ) ને ઘેર નોકરી કરતો હતો. ગુણીકા એ (અજામેળે સ્ત્રી કરી રાખેલી તે) એ મહાત્માને આવકાર આપી, મહારાજ માટે સારૂં ચોખ્ખું જળ એક પાત્રમાં લાવી આપ્યું. અજામેળને બોલાવ્યા. અજામેળ અને ગુણીકા બન્નેએ મનમાં પ્રસન્ન થઇને

રાગ—**કવાલી દાદરો.**

**કર્તા—** સેવા સંત તણી, કીધી પ્રેમે ઘણી,
નરનારીએ મન ઉમંગ ધરી,— હરિ હાં.—નર નારીએ. —ટેક.
આણ્યું પવિત્ર જળ સંત માટે જઇ,
મીષ્ટ ભોજન માટે અન્ન દઈ;
પાત્ર કાષ્ટ આપ્યાં વીધી અબોટ કરી. નર નારીએ. ૧
સંતે સામગ્રી સરસ તૈયાર કરી,
કીધો થાળ પ્રેમે પધરાવી હરી;
**સંત—** આરોગો દાસપર કરૂણા રે કરી. નર નારીએ. ૨
પ્રભુજીને જમાડી સંત જમ્યા,
કર્યું કીર્તન નર નારી મન ગમ્યા;
દુષ્ટ વર્તન સંતે ના જાણ્યું જરી. નર નારીએ. ૩

રાત્રિએ સંતે કીર્તન કરી ઉપદેશ કર્યો. સંત સુતા. પાછલી રાત્રિએ ૭ ઘડીકા રાત્રી હતી તે વખતના સંતે ઉઠી થોડીવાર પ્રાતઃસ્મરણ

કરી પછીથી દીશાજંગલ અને સ્નાનવિધિ કરી શ્રીઠાકોરજીની પુજા કરી ચાલવા તઇયારી કરી.

રાગ—દાસપરે દયા લાવો રે.

**કર્તા**- સંતે કરી તૈયારી રે, પ્રાતઃ સમયમાં સંતે કરી તૈયારી. ટેક.
સ્નાન કરી કરી પ્રભુની સેવા, બાળ ભોગ ધરી મીસરી મેવા;
ધર્યું ધ્યાન એક ચીત્ત ધારી ધારી રે, પ્રાતઃ સમયમાં. ૧

અજામેળે જાણ્યું કે આ મહાત્મા ચાલ્યા જશે. અજામેળે એક રાત્રી મહાત્માનો સંગ કર્યો, અને કીર્તન સાંભળ્યું. ઉપદેશ ગૃહણુ કર્યો તેથી બુદ્ધિમાં કાંઈક ફેરફાર થયો એટલે પોતે કરેલાં નઠારાં કર્મનો પસ્તાવો કરવા લાગ્યો અને મહાત્માને હાથ જોડી કહેવા લાગ્યો કે હે કૃપાનાથ !

રાગ—ચાલતો.

**અજામેળ**-વંઠી ગયેલો હું વિપ્રની જાતી, કરૂં અધર્મો વિધવિધ બાતી;
મુજ ઘરમાં ગુણીકા નારી નારી રે, પ્રાતઃ સમયમાં. ૨
નોકર છું રહું કસાઇ દ્વારે, પુરૂં સર્વનું થાયે ત્યારે:
ઉગરવા બતાવો બારી બારી રે, પ્રાતઃ સમયમાં, ૩
ભુદેવ થઇ દુઃખ દરિએ ડુલું, આ ઉપકાર ન ભવમાં ભુલું;
લેજો ભવસાગર તારી તારી રે, પ્રાતઃ સમયમાં. ૪

અજામેળે પોતાની સર્વ હકીકત કહી સંભળાવી તે ઉપરથી સાધુના મનમાં મહા પસ્તાવો થયો, કે અરેરે ! આવા નીચને ઘેર હું કયાં આવ્યો ! આ ગામમાં રહેવાનાં સ્થાન ઘણાં હતાં છતાં મારા પ્રારબ્ધના યોગે મને ભુલો પાડયો ! મારી દુર્બળ દશાએ મને દબાવ્યો !

આ પ્રમાણે સંત પોટલી બાંધી તઇયાર થયેલા, અજામેળે પુછેલા પ્રશ્નનો ઉત્તર નહીં આપતાં પુષ્કાળ પસ્તાવો કરવા લાગ્યા.

રાગ—નિર્બળ શત્રુ સબળ રાજ્યપર.

**કર્તા**— કરે વીમાસણુ સાધુ મનમાં આવી ફસાયો નીચ ઘરે,
**સાધુ**—પુછ્યું ગાછ્યું ન તાપાસ કીધી પસ્તાવો બહુ મન કરે;
રૂડું દેખી એનું ધામ, કર્યો આવીને મુકામ,
દીઠી ગુણવંતી વામ, કોણ જાણે એનાં કામ;
વણીક મુકી ગયો આ ઠામ, મારા બેલી સુન્દર શ્યામ. રૂડું.
લેખ હશે મુજ એવા વીધીના ફેરવ્યા તે કહો કેમ ફરે. પુછ્યું. ૧

આ પ્રમાણે પસ્તાવો કરવા લાગ્યા. પસ્તાવો કરતાં કરતાં પોતાના મનને પાછું વાળી મનમાં વિચાર કરવા લાગ્યા કે અજામેળ બ્રાહ્મણ મટી નીચ થયો નીચ તો સારો પરન્તુ આ તો નીચનો પણ નીચ કૃત્યોવડે થયો. પણ એણે નઠારાં કર્મ કર્યાં છે એટલો પણ પસ્તાવો પોતાના કૃત્યનો કર્યો. એથી એને ઉગરવા ઉપાય છે, માટે હવે મારૂં જે થવાનું હતું તે થયુ પણ મારા આવવાથી એનું કાંઇક સુધરે તેવો ઉપાય બતાવું.

રાગ—ચાલતો.

**સાધુ**—કરે પસ્તાવો નીજ કૃત્યનો ત્યાંલગી બચવા છે બારૂં,
નારાયણના નામ વડેથી ભવ દરીએથી ઉગારૂં.
એવો કરી વિચાર, સાધુ સમરે જગદાધાર;
અજામેળને કહે તે વાર, ગર્ભવંતી તુજ નાર,
થશે પુત્ર નિરધાર, તેપર કરીશ ઝાઝો પ્યાર. એવો.
નામ **નારાયણ** રાખજે તેનું કરવું હોય તાહારૂં સારૂં.—નારાયણના.

આ પ્રમાણે મહાત્માએ છોકરો અવતરવા વરદાન આપ્યું. નારાયણ એવું નામ પાડવા ઉપદેશ કર્યો, અને તે છોકરાપર બીજા નવ છોકરા છે તે તમામ કરતાં વધારે પ્રીતિ થશે એ ભવિષ્યની વાત કહી. મહાત્મા અજામેળને ચાલતી વખત કહેવા લાગ્યા કે,

રાગ—રામ ભજો મેરે પ્યારે—કાનરો.

સાધુ- આ સત્ય વચન પ્રિય જાણી, (૨)
ફેરવ્યું જીંદગી ઉપર પાણી. સત્ય વચન. ટેક.

કર્તા- સંત વિદાય થયા હરિ સમરી ઉલટ મનમાં આણી,
વિનય વચન યુગ હસ્ત જોડીને વદે અજામેળ વાણી-(૨)
ફેરવ્યું જીંદગી ઉપર પાણી. સત્ય વચન. ૧
યાદ રાખવા સંત વચનને છુટવા ભવની ખાણી,
પ્રેમદા સમજાવી પ્રેમે ચુકીશ નહી તું શાણી; (૨)
ફેરવ્યું જીંદગી ઉપર પાણી. સત્ય વચન. ૨

સંત વિદાય થઇ ગયા. પુત્રનો જન્મ થયે નારાયણ નામ પાડવાનું નહી ચુકવા માટે પોતાની સ્ત્રીને સમજાવી.

મહાત્મા પુરૂષો, મહાત્મા, એકલાં રાતાં લુગડાં કરેથી નહી, તેમજ એકલી જટા વધારેથી નહી, એકલી ચોરાશી ધુણી તાપે નહી, કે એકલાં શાસ્ત્રો ભણ્યાથી નહી, એકલો ઉપદેશ કરવાથી નહી, પણ કેવળ નિષ્કપટ અંતઃકરણથી શુદ્ધ પ્રેમભક્તિથી શીશ સાટે ભક્તિ કરનાર મહાત્મા કહેવાય છે. પછી ચાહાય તો ભલે ધોળાં કપડાંવાળા હોય તોય શું ! એવા મહાત્માઓ જે કહે તે થાય. કદાચ તે પ્રમાણે બનવાકાળ ના હોય તોપણ પ્રભુ એવા મહાત્માઓનું વચન પળાવેજ.

દ્રષ્ટાન્ત.

એક વખત નારદજી ફરતા ફરતા મૃત્યુલોકમાં આવ્યા. ત્યાં એક ગામમાં એક ગૃહસ્થ આશરે બે લાખની પુંજીવાળો મહા ઉદાસ થઇ બેઠેલો તેને જોઈ નારદજીએ ઉદાસીનું કારણ પુછયું.

ગૃહસ્થ-મહારાજ તમારા પ્રતાપે ઘરમાં જે જોઇએ તે છે પણ પ્રજા નથી. તે તરફની દીલગીરી રાત દીવસ મટતી નથી. અત્યારે પણ તેજ વિચારો કરૂંછું. મારી તથા મારી સ્ત્રીની ચાલીસ પીસતાલીસ વરસની ઉમર થઇ ગઇ છે. એમ કહેતામાં તે ગળગળો થઈ ગયો.

**નારદજી**—ડોસા છાના રહો! એ તો પ્રભુની માયા છે. મારાથી બનશે તો તમારૂં દુઃખ ભાગીશ. હું અહીંથી ભગવાનના દરબારમાંજ જાઉંછું. તમારી બધી વાત કરીશ.

**કર્તા**—એમ કહી નારદજી ભગવાન પાસે આવ્યા. થોડીવાર વાતચિત કરી ડોસાની હકીકત કહી. તે ઉપરથી ભગવાને કહ્યું કે નારદજી એના નશીબમાં છોકરો નથી.

**નારદજી**—મહારાજ! પણ આ તો ગૃહસ્થ સારો છે. સારાં અનુષ્ઠાનો પુણ્ય દાન કરે તેવો છે. તો એને એક તો છોકરો આપવો જોઇએ.

**ભગવાન**—અનુષ્ઠાન કરે તેમાં મારે શું? અને પુણ્યદાન કરે તેમાંય મારે શું! અને ના કરે તોય મારે શું? એના નશીબમાં નથી. હવે એ પ્રયત્ન કરે તોપણ નહી બને.

**કર્તા**– નારદજી નિરાશ થયા. ફરતા ફરતા તે ગૃહસ્થના તરફ આવ્યા પણ તેને મળ્યા નહી. તે પછીથી થોડે દીવસે એક મહાત્મા આવ્યા તે મહાત્માને ગૃહસ્થે પ્રેમ કરી ઘેર રાખ્યા. ઘણા દીવસ લગી મહાત્માની સેવા કરી. મહાત્મા ગૃહસ્થની ભક્તિથી પ્રસન્ન થઈ ગૃહસ્થના મનની ઇચ્છા જાણી ચાલતી વખતે મહાત્માને શેઠ અને શેઠાણીએ પ્રણામ કર્યા. તેથી મહાત્માએ શેઠાણીને આશીર્વાદ આપ્યો કે જા, તને એક પુત્ર થશે. તે પછીથી બાઈને ગર્ભ રહ્યો અને દશ માસ પુરા થયે અલૌકિક પુત્રનો જન્મ થયો.

ગૃહસ્થનો છોકરો બે ત્રણ વર્ષનો થયો તે વખતમાં નારદજી ફરતા ફરતા તે ગૃહસ્થના ઘર આગળ આવી પોહોંચ્યા તો ગૃહસ્થ ઓટલા પર બેઠા બેઠા ત્રણ વરસના છોકરાને રમાડતા હતા. તે જોઈ નારદજીના મનમાં ભગવાન પર બહુ રીસ આવી. અને ભગવાનને બહુજ ઠપકો આપું એમ વિચારી ભગવાનના દરબારમાં ઠપકો દેવા નારદજી દોડયા.

પ્રભુ સર્વાન્તર્યામી છે તેથી નારદજીને આવતા જાણી દ્વાર બંધ

કરી બેઠા. નારદજી દોડતા આવ્યા. દ્વાર બંધ જોઈ બૂમ પાડી તો ભગવાને જવાબ દીધો કે,

**ભગવાન**-હમણાં બારણાં ઉઘડે તેમ નથી કારણ, મારી આંખો બહુ દુઃખે છે. કોણ તમે નારદજી છો ? તમે નારદજી હો તો મારે માટે ઓસડ લાવો, મને બહુ પીડા થાય છે વેદના ખમાતી નથી.

**નારદજી**—મહારાજ શું ઓસડ લાવું ?

**ભગવાન**-જીવતા જીવની આંખો જો મળે તો તે લાવો ને ઘસીને ચોપડો તો તુરત આરામ થાય; તેમાં તમારા જેવાની આંખો હોય તો જલદી આરામ થાય, અને મૃત્યુલોકના જીવની આવે તો જરા વાર લાગે પણ આરામ તો થાય. જાઓ છો કે ?

**નારદજી**—આ ચાલ્યો, કૃપાનાથ.

**કર્તા**--નારદજી આંખ્યો લેવા દોડયા. ઠપકો દેવા આવ્યા હતા તે વાત તો બાજુપર રહી. જ્યાં આગળ આંખ્યોની માગણી કરેછે ત્યાંથી નારદજીને માર મળેછે. એમ કરતાં કરતાં ૭ મહીના ફર્યા, પણ આંખ્યો મળી નહી ને માર ખાઈ ખાઇ વાંસો ફુલ્યો. છેવટે નીરાશ થયા. ભગવાનના દરબારમાં શું મોઢું લઈ જવું તે સુજ પડતી નથી. એમ ઊદાસ થઇ ફરતા હતા એટલામાં એક મહાત્મા મળ્યા. (જેણે ગૃહસ્થને છોકરો આપ્યો હતો તેજ) તેમણે નારદજીને ઉદાસ જોઈ પુછ્યું. નારદજીએ બધી હકીકત કહી તેથી મહાત્માએ પોતાની આંખ્યો ભગવાનના અર્થે નારદજીને કાઢી લેવા કહ્યું. નારદજીએ છરી વડે આંખ્યો કાઢી લીધી ને ભગવાનના દરબારમાં રાજી થતા જવા માટે દોડયા.

જે મહાત્માએ ભગવાનના નામ પર આંખ્યો આપી તે મહાત્માને અંત વખતે પ્રભુએ સાક્ષાત્‌કાર આવી દર્શન આપ્યાં. અને તેનું આવાગમન મટાડી અભયસ્થાન આપ્યું.

નારદજી ઉતાવળા ઉતાવળા શ્વાસભર્યા વેગળેથી બુમો પાડવા

મંડયા. તો તે વખતે ભગવાનના દ્વાર બંધ દીઠા. ભગવાને નારદજીની બુમો સાંભળીને જવાબ દીધો કે નારદજી ! તમે જે ઓસડ મારે માટે લાવ્યાછો તેની હવે જરૂર નથી. મારી દુખતી આંખો સારી થઈ ગઇછે. નારદજી! તમને ગયે તો ઘણો વખત થયો. મને વધારે પીડા થવા લાગી તે વખત હરીનો લાલ એક આવી ચઢયો તેણે આંખ્યો આપી.

**નારદજી**—મહારાજ ! આ તમારી રીત સારી નથી. તમે તો મને બરાબર બનાવ્યો. જુઓ તે બાચારા સાધુને જીવતા મારી આંખ્યો લાવ્યો તો હવે કહોછો પાછી આપો. કોને આપું ? તે આપનારો તો મરી ગયો હશે. તે હવે બેશી રહ્યો છે! નહી, નહી; આ રીત નહી. તમારૂં કામજ એવું છે. જુઓ! પેલા વાણીઆને માટે મેં કાલાવાલા કર્યા. પણ તે વખતે કહે છે, કે નારદજી! એના નશીબમાં નથી; ને હમણાં હું ફરતો ફરતો ગયો ત્યારે તો ત્રણ વરસનો મોટો લઠ્ઠ જેવો છોકરો રમાડતો હતો. જ્યારે નશીબમાં નહોતો તો ક્યાંથી આવ્યો ? જ્યાં ત્યાં તમારે મને જુઠો પાડવો એજ વાત છે!

**ભગવાન**—નારદજી ! એના નશીબમાં છોકરો નહોતો એ વાત ચોકસ છે. આ છોકરો છે તે મેં આપ્યો નથી. એ તો જેણે આંખ્યો આપી તેણેજ આપ્યો છે.

**નારદજી**—આંખ્યો આપનાર તો સાધુ હતો. છોકરો આપવાની સત્તા તમારા સીવાય બીજા કોની છે ? એવાં ખોટાં બહાનાં નહિ બતાવશો.

**ભગવાન**—જુવો ખોટું બહાનું નથી. સાધુની સત્તા કેમ નહિ? મારા નામપર તેણે તમને માત્ર તમારા બોલવાપરથીજ તમારી સાથે કોઈપણ સમયનું ઓળખાણુપાળખાણ નહોતું તોપણ પોતાના દેહની દરકાર નહી કરતાં તુરત આંખ્યો કાઢી આપી, મરણને શરણ થયો. એણે તો એક કહ્યો પણ કદાચ વધારે કહ્યા હોત તો વધારે થાત.

**નારદજી**—હું જાણું છું કે તમારે ઘેર તો "**ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાને આટો**" એવો ઘાટ છે. હું તમારા ઘરનો કહેવાઉં તેમને એવી સત્તા નહી ને રખડતા સાધુને છોકરા આપવાની સત્તા! વાતો તો જુવો વાતો!

**ભગવાન**—નારદજી તમે અકળાઓછો કેમ? જ્યારે તમને આંખો લેવા મોકલ્યા તે વખત તમારી પાસે આંખો નહોતી? તમે એમ કેમ ના બોલ્યા કે મારી આંખો કાઢી તેનો ઉપયોગ કરો!

જેટલો તમને તમારો દેહ વહાલો છે તેટલો તેને વાહાલો નહી હોય છતાં તેણે મારા નામપર કોઈ પ્રકારની શંકા નહીં લાવતાં તુરતજ આખા શરીરમાં આંખ્યો જેવું રત્ન તે તમને કાઢી આપ્યું! તો એ સંતને છોકરા આપવાની સત્તા કેમ ના આપું? અરે, છોકરા તો શું પણ એવા જે મારા અનન્ય ભક્તો છે તે મને ચાહાય ત્યાં વેચે તો મારે અવશ્ય વેચાવું પડે.

**કર્તા**—નારદજીને સુઝયું કે આંખ્યો તો મારી પાસે હતી ને હું ઘણે ઠેકાણે ફર્યો એ મારી પણ ભૂલજ છે. ભૂલ નહી પણ ભક્તિમાં કચાશ છે.

આ દ્રષ્ટાન્ત ઉપરથી સાર એ લેવાનો છે કે, શીઘ્ર સાટે ભક્તિ કરનારાને પ્રભુ સર્વદા સહાયતા કરે છે. અજામેળે પોતાની સ્ત્રીને છોકરો આવે તેનું નારાયણ એવું નામ પાડવાની શીખામણ આપી તે પછી કેટલાક દીવસો વિત્યા બાદ

રાગ—**ચોપાઇ.**

**કર્તા**—અજામેળ તણી જે નારી, પુત્ર જન્મી બની સુખકારી;
યાદ આવ્યું સંતનું વચન, હરખ્યાં નરનારી નીજ સદન. ૧
રાખ્યું **નારાયણ** પુત્રનું નામ, લાડ લડાવે આઠે જામ;
કરી પુત્ર ઉપર પ્રીત પાકી, અજામેળે ન રાખીરે બાકી. ૨
ના વીસારે રે ભોજન વેળા, નીજ શૈયા સુવાડે સવેળા;
અજામેળને વર્ષ ઇઠિયાશી, નાખી યમદુતે આવીને ફાંસી. ૩

અજામેળ નારાયણ નામના નાહાના છોકરાના પ્રેમપાશથી એવો તો સજ્જડ બંધાઈ ગયો કે એક ક્ષણ પણ તેના સિવાય રહી શકતો નથી. અજામેળને ઇઠિયાશી વર્ષ થયાં ત્યારે યમનાદુતોએ આવી ફાંસી નાખી. મહા ભયંકર યમદુતોને જોઈને

**રાગ—કાનુડો ના જાણે મારી પીડ.**

**કર્તા**—જોઈને જમરાને મુંઝાય, અજામેળ અતી ગભરાયોરે. જોઇને ટેક.

કાળપાશ જેના કરને વીશે છે રે.

મહા ભયંકર વાંકું મુખ, છુટે ધીર ધરરરરરરરરરર રે. જોઇને. ૧

**અજામેળ મનમાં**— હોય જો આ સમે મા'રો નારાયણ,

ટાળે પીતાને પડયું, દુઃખ કરી મન અરરરરરરરરરર રે. જોઇને. ૨

**કર્તા**—જમનો ઝપાટો વેઠી ન શકીયો રે—

**અજામેળ**—નારાયણ આવો મારી વ્હાર, નથી કોઈ જગમાં બેલીરે. જોઇને. ૩

**કર્તા**—અજામેળે પુત્રનું નામ **નારાયણ** હતું તેને બોલાવ્યો. પ્રભુ તો પરમ કૃપાળુ છે. અવળાનું સવળું માનનારા છે. તેમણે અંત વખત મારૂં સ્મરણ કર્યું એમ માની લીધું, અને

**રાગ—ચાલતો.**

પાર્ષદો પ્રભુના નામ સુણીને રે

આવી ઉભા ના થઈ વાર, દીધા જમરાઓને ઠેલી રે. જોઇ ને. ૪

યમદુતો યમપાશ લઇ આવેલા તેમને ઠેલી મુકયા. ભગવાનનું નામ સાંભળી આવેલા ભગવાનના પાર્ષદો અજામેળની પાસે ઊભા. અજામેળ જમના દુતોને જોઈ ભયભીત થઇ ગયો હતો તે પાર્ષદોને જોઇ આનંદ પામવા લાગ્યો.

**દયારામભાઈએ ભક્તિ પોષણમાં કહ્યું છે કે**

**રાગ—ચંદ્રાવલાની ચાલ.**

નામે અજામેળ ઉધર્યો, નામે તાર્યા શીવે બહુ પાપી,
અવળે નામે વાલ્મીક તર્યા, અર્ધે ગુણીકાને ગતી આપી.

આપી ગતી ઈત્યાદિક બહુને, જેણે જેણે કર્યા આશ્ચર્ય તે સહુને
બે અક્ષરમાં બાધો સાર, જેણે લહ્યા તે પામ્યા પાર.
સેવો શ્રી કૃષ્ણુ કૃપાળ.

અજામેળ અંત વખત ભગવાનનું નામ લઈ કૃતાર્થ થયો. ભગવાનના પાર્ષદોએ યમના દુતોને અટકાવ્યા તેથી યમદુતોએ ભગવાનના પાર્ષદોને કહ્યું કે—

**રાગ—વારી જાઉં રે સાંવરીઆ તોપે વારણાં રે.**

**યમદુતો**—કો'ના દુત તમે છો, શા કારણ અહીં આવીયા રે;
કરીને અપરાધીની સ્હાય, અમોને દબાવીયા રે—કો'ના ટેક.
દેવ છો કે તમે સીદ્ધજ લોકો, શા કાણથી અમને રોકો;
તરૂણ અવસ્થા આયુધ સંગે લાવીયા રે.—કો'ના દુત. ૧
કાને કુણ્ડળ મુકુટ માથે, શંખ ચક્ર ને ગદા છે હાથે;
તેજ અપરમીત જોતામાં મન ભાવીયા રે,—કો'ના દુત ૨
પુછું વિનયથી હું કીંકર યમનો, પક્ષ કરો તમે કેમ અધમનો;
પ્રેર્યા કોઇએ કે તમે ફરતા આવીયા રે.—કો'ના દુત ૩

**ભગવાનના પાર્ષદો**—તમારો (યમદુતોનો) આ જીવ પાસે આવવાને હક નથી. તમે ધર્મરાયના દુત છો કે અધર્મ રાયના ? જેણે અંત સમય ભગવાનનું નામ લીધું હોય તે પ્રાણી ચાહાય તેવો પાતકી હોય તોપણ તેની પાસે આવવાનો તમને અધિકાર નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે, અંત સમયે પ્રભુનું નામ, પુત્રભાવે, મિત્રભાવે ગાયનમાં, મશ્કરીમાં, તીરસ્કારમાં કદાચ લેવાય તોપણ પ્રભુ તેને પ્રેમનું માની લે છે. તમે જ્યારે ધર્મરાયના દુતો છો અને નિરંતર ધર્મરાયની પાસેજ રહેનારા છો છતાં ધર્મની મર્યાદા, ધર્મનાં લક્ષણ, ધર્મી અને અધર્મીઓને ઓળખતા નથી.

**રાગ—રાજા રણ છોડ માગું શરણું તમારૂં.**

**પાર્ષદો**—ધર્મની પાસે રહો છો સદાયે
કહો ધર્મ લક્ષણને મહીમાયે.—ધર્મની પાસે. ટેક.
શીક્ષા કરે છે કોને, અમને જવાબ દોને;

હ્યોછો કેવા પ્રાણીઓને, રહોછો સદાયે.:ધર્મની. ૧
કોને ગણો ગુન્હેગાર, કહોને કરી વિચાર;
અમે દુત વિશ્વાધાર રહોછો સદાયે. ધર્મની. ૨

**યમદુતો**–આજ્ઞા પાળે વેદ તણી, સમજે જે ધર્મ ભણી;
ના જઇએ તેના ભણી રહોછો સદાયે. ધર્મની. ૩

**પાર્ષદો**–તમે બોલોછો તો સીધું, પણ ચાલોછો વાંકું. વેદની આજ્ઞા પાળી ધર્મ સમજે તેના ભણી ના જઈએ એમ કહોછો તો તમને ધર્મરાજાએ આ પ્રાણી લેવા આજ્ઞા કરી મોકલ્યા તો પછી

રાગ-**ચાલતો.**

ધર્મ શું અધર્મ ધારી, સભા અભડાવી મારી;
વાત ના કરી વિચારી, રહો છો સદાયે. ધર્મની. ૪
ન્યાયી કરે અન્યાય જ્યારે, પ્રજા કહે કોને ત્યારે
વિશ્વંભર આવે વ્હારે, રહોછો સદાયે. ધર્મની. ૫

આ પ્રાણીની પાસે આવવા તમને લેશમાત્ર અધિકાર નથી ભગવાનનું નામ અંત વખત અજામેળે લીધું છે તેથી એનાં તમામ પાપ ક્ષય થયાં છે. ભગવાનના નામના મહાત્મ્યની તમને ખબર નથી.

રાગ–**વાહાલા વેગે આવો રે એ લય.**

**પાર્ષદો**– એ મહીમા વીરલા જાણે રે ભક્તિનું સુખ તે માણે રે;
સાચા બેલી શ્યામ છે હેજી.
શુધ્ધ પ્રેમથકી જો નામ પ્રભુનું ઊચરાય–એ મહીમા. ટેક.

**સાખી.**

**અંત સમયના સ્મરણ થકી પાપ બળે મહાઘોર**
**મહા પ્રાયશ્ચિતથી નવ મટે, પણ જમનું ચાલે ન જોર.**
**અવળાનું સવળું કરે, ભવના તોડે દોર.**
**રાજી રહે ગોવિન્દ ગાણેરે,–સાચા બેલી.–શુદ્ધ પ્રેમ–એ મહીમા. ૧**

## સાખી.

ચાંદ્રાયણ વ્રત આદરે આદરે જગ્ન વિધાન
વેદ ભણે અવભૃથ કરે નાવે નામ સમાન
તીર્થ યાત્રા વ્રત બહુ કરી કરે લક્ષવીધ દાન.—
છે પ્રેમને વશ પરમાણેરે,—સાચા બેલી.—શુધ્ધ પ્રેમ—એ મહીમા. ૨

## સાખી.

મરણ વેળાએ સ્મરણમાં આવે જો પ્રભુ નામ;
પુત્ર ભાવ મશ્કરીમાં ગીતમાં શ્રી ઘનશ્યામ.
અન્ય દુઃખ અપમાનમાં તુચ્છકાર લે નામ;
ત્રિકમજી તેને તાણે રે,—સાચા બેલી—શુદ્ધ પ્રેમ—એ મહીમા. ૩

**કર્તા—પાર્ષદો** આગળ યમદુતોનું ચાલ્યું નહી. ભગવાનના નામનો મહીમા યમદુતોને સમજાવ્યો. ધર્મરાય પાસે પાછા મોકલ્યા. પ્રભુ નામના બળ વડે કરીને અને યમના પાશથી માત્ર એકજવખત નારાયણ એવું કહેતામાં પ્રભુના પાર્ષદો આવી ઉભા રહ્યા. આ ચમત્કાર જોઇ અજામેળને એકદમ ચોકકસ શ્રદ્ધા બેઠી. પ્રભુના નામના પ્રતાપથી અને પ્રભુના પાર્ષદોનાં દર્શન કરવાથી અજામેળ સાજો થયો, અને આખા જન્મારા સુધી પોતે કરેલા અનર્થો સંભારી સંભારી મહા પશ્ચાતાપ કરવા લાગ્યો.

શ્રીમદ્ ભાગવતમાં અજામેળનું મૃત્યુ થયું એમ લખ્યું નથી.

## રાગ—વાહાલાજીના મહીનાનો.

**અજામેળ.**—ભુદેવ ઘેર ધરી જન્મ હરિના જાણ્યા રે. વાહાલાજી
કુલટા સંગે ભોગ વિષય બહુ માણ્યા મદન ગોપાળાજી. ૧
બ્રાહ્મણપણું કરી નાશ થયો અપરાધી રે, વાહાલાજી
મદીરા પાને અભક્ષ્ય વસ્તુઓ ખાધી. મદન ગોપાળાજી. ૨
પતિવૃત્તા તજી વેશ્યા કીધી નારી રે, વાહાલાજી
મહાત્મ નામનું ના સમજ્યો દુરાચારી. મદન ગોપાળાજી. ૩

મહાભયંકર જમરા ક્યાં ગયા ચાલી રે, વાહાલાજી
નિજ કરમાં તેણે કાળ પાશ હતી ઝાલી. મદન ગોપાળાજી. ૪
પુત્ર ભાવે લીધું નારાયણનું નામ રે, વાહાલાજી
શુદ્ધભાવે સમરે જે પુરણ કામ. મદન ગોપાળાજી. ૫

ભગવાનના પાર્ષદોનાં દર્શન થવાથી તથા અજામેળના સારા સંસ્કારો ઉદય થવાથી તથા ભગવાનના નામના મહાત્મ્ય વડેથી અજામેળ સાજો સારો થયો અને ઘરબાર સ્ત્રી પુત્રાદિક ઉપરથી મોહ છોડી પોતે બદ્રીકાશ્રમમાં તપ કરવા ગયો. ત્યાં જઇ તેણે એક દેવ મંદીરમાં બેસી ઇંદ્રીઓનો નિગ્રહ કરી ચિત્તની વૃત્તિઓને પ્રભુના પરમપદમાં જોડી દીધી. એવું તપ ઘણાં વર્ષ કરી છેવટે મર્યાદ પુરી થયે એના એજ પાર્ષદો સુવર્ણ વિમાન લઇ અજામેળને તેડવામાટે બદ્રીકાશ્રમમાં આવ્યા. અજામેળે તેમને ઓળખ્યા. પ્રભુના પાર્ષદોને પ્રણામ કરી વિમાનની પુજા કરી. શ્રી હરિનું નામ સ્મરણ કરતાં કરતાં શ્રી ગંગાજીમાં પડી પોતાના દેહનો ત્યાગ કરી પાર્ષદોની સાથે વિમાનમાં બેસી શ્રી હરિના પરમ ધામ વૈકુણ્ઠમાં ગયા.

રાગ—ચાલો ડાકોરમાં જઇ વસીએ.

કર્તા— વિપ્ર વીમાન બેસી જાતા,
મહા આનંદે પ્રભુ ગુણ ગાતારે. વીપ્ર. ટેક.
નહોતો કર્યો સ્નેહ સ્યામસુન્દર શું,
નામે બંધાયા નાતારે. વીપ્ર. ૧
પ્રેમ તણે વશ પુરષોત્તમ છે,
પ્રેમીના નિજ પદ દાતારે. વીપ્ર. ૨
પ્રેમવિના પળ ઝાંખી ન જોતા,
વિઠ્ઠલ વેણું વાતા રે. વીપ્ર. ૩
પ્રેમી બનો સૌ પ્રભુના પુરા,
પ્રેમીને અમીરસ પાતા રે. વીપ્ર. ૪

આખ્યાન ઉત્તમ અજામેળનું,
દાસ **ભીખાલાલ** ગાનારે. વીપ્ર. ૫
અલ્પમતીએ હરી ગુણ ગાયા,
હરિજન હોંશથી ચાહાનારે. વીપ્ર. ૬

અલ્પ બુદ્ધિથી શ્રીમદ્ભાગવત અને ભક્તમાળના આધારથી ભક્તચરિત્રનું વર્ણન કર્યું છે.

આ આખ્યાનમાંથી સાર એ લેવાનો છે કે પ્રભુનું નામ નહીં પણ પુત્રનું નામ લીધું પણ મંગળકારી નારાયણ એવું નામ હોવાથી પ્રભુએ એનાં અઘોર પાપ કૃત્યો તરફ નહી જોતાં, તેની અંત સમયની નામસ્મરણની ભક્તિ સ્વીકારી લીધી તો આપણે સર્વ હરિજનો જો શ્રદ્ધાપૂર્વક ભગવાનની ભક્તિ કરીએ તો પ્રભુ સર્વાન્તર્યામી સર્વેશ્વર પરમાત્મા પરમ કૃપાળુ સ્વીકાર કેમ ના કરે ! માટે શ્રદ્ધાથી સ્મરણ કરનારના

સાખી.

**શ્રદ્ધાએ સમર્યા થકી, પુરે પ્રભુજી કોડ;**
**સૌ જન બોલો સાથમાં, જય જય શ્રી રણછોડ.**

સીયાવર રામચંદ્રકી જય, રઘુવર રામચંદ્રકી જય.
વૃંદાવન કૃષ્ણચંદ્રકી જય.

**ઈતિ શ્રી અજામેળનું આખ્યાન સમાપ્ત.**

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

શ્રી

## પરમ ભગવદી અષ્ટ સખા પૈકીના

# માધવદાસજીનું આખ્યાન.

### રાગ-મરાઠી સાખી.

**કર્તા**- સિદ્ધિ વિનાયક સમરૂં દેવા, સરસ્વતિ સ્હાયજ કરજો;
ગુરૂ ગોવિન્દા કૃપા કરીને, કોટી પાતક હરજો.
જય જગના નાથ, ભવદધી તારો ગ્રહીને હાથ. જય. ૧

પ્રભુની કૃપા સિવાય કોઈ પણ કાર્યની સિદ્ધિ થતી નથી. પુરૂષ પ્રયત્ન ચાહાય એટલો કરે પણ જ્યાં સુધી હરિકૃપા ન હોય ત્યાં લગી તમામ પ્રયત્નો નિશ્ફળ થાય છે. પ્રભુની કૃપા મેળવવામાં તેમના અનન્ય દાસ થવાની જરૂર છે, અનન્ય ભક્તિ અને અડગ શ્રદ્ધા સિવાય સંપૂર્ણ કૃપા મળતી નથી. દીનતાથી સ્તુતિ કરવાથી પ્રભુ પ્રસન્ન થાય છે.

### રાગ-જોને અભાગીઆ જાગી.

**કર્તા**- વાલમજી મને ભવ દરિએથી ઊગારો
આપ વિના અન્ય ન આધાર મા'રો રે. વા'લમજી. ટેક.
ઝાહઝ આ મારૂં આવ્યું મહા સાગરમાં, દેખું ન કાંઇ કીનારો;
અધવચ્ચ ડોલતા વાહાણને,વા'લા બેલી બની અને તારો રે. વા'લમજી.૧
સુકાનીને કાંઇ રસ્તો ન સુઝે, ને કરતો મુઝામણ ભારી;
બુડતાં બચાવો બળવીર બળીયા, નામ નૌકાએ ઊગારી રે. વા'લમજી. ૨
તેલ કઢામાં સુધન્વા બળતાં, બાળ બચાવ્યાં મંઝારી;
લાક્ષાભવનથી પાન્ડવ ઉગાર્યા, ત્રિકમ લેજો નેમ તારીરે. વા'લમજી. ૩

ચંદ્રહાસને વિષથી બચાવી, સત્યવાદીનું સત્ય રાખ્યું;
મીરાં મહીમા મહીમાં ફેલાવા, ઝેર અમૃત કરી નાખ્યું રે. વા'લમજી.૪
અંબરીષ માટે લીધા હરિ અવતારોને, દુર્વાસા દીધા દબાવી;
હારઅંત્રીક્ષ આપ્યો નરસૈં મહેતાને, જેમ ધનાએ ધુળ વાવીરે.વા'લમજી.૫
મહીમા વધારવા શબરીનો, જગમાં પંપાસરને સુધાર્યું;
છાપરૂં છાંવા પોતે પધાર્યા, કરમાંનું કષ્ટ નિવાર્યું રે. વા'લમજી. ૬
પ્રેમ ભક્તિ જોઇ પારસ્વીની, ભુદર આરોગ્યા ભાજી;
પ્રેમ વિનાની પડી મુકી સામગ્રી, છત્રપતીની તાજીરે. વા'લમજી. ૭
માતા થઇને ધોયા દાસ માધવને, જેણે કીર્તિ કરમાંની પ્રકાશી;
અનેક વખત એમ આધિન થઇને, પરચા પુર્યા અવિનાશી રે. વા'. ૮
ચરિત્ર સુણતાં માધવનું, ભક્તિ અખંડ હૃદયમાં રહે છે;
પ્રેમ વિના પ્રભુ કળમાંહી નાવે, દાસ **ભીખાલાલ** કહેછે રે. વા'. ૯

પ્રેમ સિવાય પ્રભુ વશ થતા નથી તે ઉપરના પદની હકીકતથી પુરેપુરૂ સમજાશે. પ્રેમભક્તિનું સ્વરૂપ એ સમજવાનું છે કે રાત્રિ દીવસ એક ક્ષણ વાર પણ અંતઃકરણમાંથી પ્રભુનું નામ વીસરે નહી.

રાગ.—રાધે રાધે ભજ રાધે ગોવિન્દ રાધે.

**કર્તા**— જ્યાં પ્રેમ પ્રેમ પ્રેમ જેને પ્રભુ પરમ પદ પ્રેમ છે,
જ્યાં નેમ નેમ નેમ નિશ્ચે હરિભજનનો નેમ છે.
જેમ જેમ જેમ મીનને જળની સાથે જેમ છે,
તેમ તેમ તેમ ભકતને ભુધરજી શું તેમ છે.
હરિ ચરણથી રહે નહિ ન્યારા,
ચરણ કમળ ચક્ષુના તારા;
ગાય સદા પ્રભુના ગુણ ગાજી,
સેવા સ્મરણથી મન રહે રાજી.
જ્યાં પ્રેમ પ્રેમ પ્રેમ જેને પ્રભુ પરમપદ પ્રેમ છે.

પ્રભુના ગુણાનુવાદમાં મગ્ન રહેનારા, રાત્રી દિવસ પ્રભુનુંજ ચિંતવન કરનારા, સાક્ષાત શ્રી હરિના સખા **માધવદાસજી**ની પ્રીતિ પ્રભુ ચરણકમળમાં એવી હતી કે જેમ માછલું અને જળ. માછલું જળ સીવાય ક્ષણ પણ રહી શકે નહી તેમ માધવદાસજી પ્રભુથી ક્ષણ પણ અલગ રહે નહી. એ માધવદાસજી ભક્તરાજ

રાગ—**કંસરાય છે પીટયો પાપીરે—એ લય.**

**કર્તા**— જનમીયા વીપ્ર તણી જાતીરે. (૨)
મંગળકારી નામ પ્રભુનું સમરે બહુ ભાંતી. ૧
બન્યા બાળાપણથી એવા રે. (૨)
સતસંગત હરિકિર્તન કરવું કરવી હરિ સેવા. ૨
ઊંચ કુળની પરણ્યા નારી રે, (૨)
પીતા પધાર્યા પ્રભુ ધામ મુખ ગાતા ગીરીધારી. ૩

માધવદાસનું વલણ ભક્તિ માર્ગ તરફ હતું. તેથી તેમને આ જગતના નાશવંત પદાર્થો ઉપરની વાતો રૂચતી નહી. એક વખત પોતે વિચાર કરવા લાગ્યા કે વીરક્ત થયા હોય તો પ્રભુસ્મરણસેવા સારૂં બને. આવો પોતાના મનમાં ચોક્કસ સંકલ્પ થયો એટલે

રાગ—**ચાલતો.**

રૂચે નહીં અન્ય વાત ઠાલી રે (૨)
બાળકો મુકી માધવ વામા પરમ ધામ ચાલી. ૪
વિચારે માધવ નિજ મનમાં, (૨)
ઉપાસવા અવિનાશી માટે જરૂર જવું વનમાં— ૫

સ્ત્રીની ઊત્તર ક્રિયા પરવારી વીરક્ત દશામાં વનવાસ ભોગવી ભજન કરનારા પરમ ઊજાગર શ્રી માધવદાસજીએ વનમાં જવા નિશ્ચય કર્યો. માધવદાસની માતુશ્રી બહુ કલ્પાંત કરવા મંડયાં. માધવદાસને ત્રણ ચાર બાળક હતાં તેમની વેઠ પણ માધવની માતુશ્રીને કરવી પડતી. માધવને

વનમાં જતો જોઇને માધવ માતુશ્રી છાતીફાટ રૂદન કરવા લાગ્યાં અને માધવને કહેવા મંડયાં કે

### રાગ-મેંમાન થયાં તમે મા'રાં.

**માતુશ્રી**-જરા મનમાં જોને વિચારી, મરે ઝુરી ઝુરી મા તા'રી;
પામે દુઃખ બાળકો ભારી. મરે ઝુરી ઝુરી મા તા'રી; ટેક
નથી આપણે ઘરનાં સુખીયાં, છીએ અન્ન ધન માટે દુઃખીયાં;
કોણ વૃદ્ધને પાયે વારી. મરે ઝુરી ઝુરી મા તા'રી. જરા. ૧.
મને પ્રભુ શરણ લે જ્યારે, થાય બાળકો મો'ટાં ત્યારે;
જઈ વનમાં ગા ગીરીધારી, મરે ઝુરી ઝુરી મા તા'રી. જરા. ૨.
**કર્તા.** શીખ માતાની ધરી મન, રહ્યા **માધવ** નીજ સદન;
ભજે ભાવથી ભવ ભયહારી, મરે ઝુરી ઝુરી મા તા'રી. જરા. ૩.

ઘેર રહી માધવદાસ હરિસ્મરણ કરવા લાગ્યા. દરોરજ પોતે ભિક્ષાવૃત્તિ કરવા જતા તેથી પોતાનો નિર્વાહ ચલાવતા. એમ કરતાં કરતાં કેટલાક દિવસો વીત્યા બાદ માધવદાસને તીર્થયાત્રા કરવા મનમાં નિશ્ચય થયો, પરંતુ વૃદ્ધ માતુશ્રી અને નાનાં છોકરાં તેમાં વળી માગી ખાવા જેવી સ્થિતિ તેથી મન પાછું પડતું. છેવટે સનમાં એમ નિશ્ચય કર્યો કે આઠ દીવસ ચાલે એટલું અનાજ માગી લાવી જવુ. ઊતાવળથી પાછા આવશું પણ જવું એ વાત ચોક્કસ.

### રાગ-કાયા કલેવર કારમું-એ રાગ.

કાશી જવા નિશ્ચય થયો, મન ચોટયું શ્રી વિશ્વનાથમાં,
ભીક્ષાને અર્થે નીકળ્યા. કર તાલ લઇ નિજ હાથમાં;
દીન આઠ ચાલે એટલું, અન્ન માગી માધવ લાવીયા,
આજ્ઞા લઈ નિજ માતની, કાશીને પંથે ફાવીયા.

આઠ દીવસનું અનાજ માતાને સોંપી માતાના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કરી આજ્ઞા લઈ શ્રી કાશીપુરીના રસ્તે માધવદાસજી ચાલ્યા.

કાશીનો રસ્તો માધવદાસના ગામથી ઘણો સારો ચાલે તેવાને સાત દીવસનો હતો, તેથી માધવદાસજી સાત દીવસે માંડમાંડ કાશીપુરી પોહોંચ્યા.

**આઠ દીવસ ચાલે એટલું અનાજ ઘેર મુકી માધવદાસ ગયેલા તેથી માધવદાસના મનમાં ચિન્તા પ્રગટી. પરન્તુ માધવદાસે વિચાર કર્યો કે હું હવે પાછો જઇશ તોપણ સાત દીવસ થશે જેમ પ્રભુની ઇચ્છા હશે તેમ ઘેર થશે, પણ નીશ્ચિંતથી કાશીમાં અઠવાડીયું રહી પછી જવું એમ ચોકકસ ઠરાવ્યું**

પ્રભુની માયા અપાર છે. વિશ્વંભર આખા વિશ્વનું પુરૂં કરેછે, છતાં મનુષ્યો પોતાના અજ્ઞાનપણાથી-હુંપણુંથી માથે વોહોરી લેછે. પરન્તુ પ્રભુ ઇચ્છા અને પ્રભુ કૃપા સિવાય કાંઇજ બનતું નથી પ્રભુ કૃપા વિનાના તમામ પ્રયત્નો નિષ્ફળ થાય છે. માધવદાસજીને ગયે સાત દીવસ થયા એટલે

રાગ-**ડરમા તું દીલ સાથ છોકરા.**

**કર્તા-** થયા માધવને દીન સાત, લક્ષમાં લીધી હરીએ વાત;
પ્રેર્યો પાડોશીને તે રાત, લક્ષમાં લીધી હરીએ વાત. થયા. ટેક.
આવી સવારે, વણીક ઉચ્ચારે,
**વણીક-** દીસે ન માધવ, મન વિચારે;
**માતુશ્રી-** કામ શું તે તણું ભાઇ તમારે.
**વણીક-** મળસકે માધવ પ્રભાત ગાતો,
છ સાત દીનથી અવાજ ન થાતો;
(પુછવા માટેજ આવ્યો, નથી તમારી પાસે માયો.)
કરોછો ભોજન ક્યાંથી માત. લક્ષમાં. થયા. ૧

**કર્તા**- વણીકના હૃદયમાં ભગવાને પ્રેરણા કરી તેથી ઉપર પ્રમાણે પુછવા આવ્યો.

આ વણીક માધવદાસના ઘરથી ત્રીજે ઘેર રહેતો હતો. માધવદાસને દરરોજ સવારમાં ચાર વાગે ઉઠી પ્રાતઃ સ્મરણ કરી પ્રભાત ગાવાનો નિયમ હતો. પાડોશી વણીક માધવનો અવાજ સાંભળી જાગતો અને દીવસ ઊગતાં તમામ કામ ( નાહાવા ધોવાનું ) આટોપી દુકાને જતો.

જ્યારથી માધવદાસ ગયા તે દીવસથી ઊઠવાનો ટાઇમ વણીકનો બગડયો, તેથી વણીકે આવી માધવ માતાને ઉપર પ્રમાણે પુછ્યું. તે સાંભળી માધવ માતાએ જવાબ આપ્યો.

### રાગ—ચાલતો.

**માતુશ્રી**—થોડું અન્ન, મુકીને જન,
માધવે તે પછી છોડયું સદન, આવું દીવસ આઠે બોલ્યો વચન;
આજે સાંજે અન્ન પુરૂં થાશે, ચિન્તા છે કાલની બાળ શું ખાશે.
**વણીક**— (ચીંતા નાખો ખોઈ, કોઇ કોઇને કોઇ);
અન્ન લ્યો આવતાં લગી ભલી ભાત. લક્ષમાં—થયા. ૨
**કર્તા**— એમ કહીને, ઘેર જઇને,
દીન પંદરનું સીધું લઈને;
**વણીક**— દીવસ ગુજારો ગોવિન્દ ગાઇને,
**કર્તા**— પ્રસન્ન મને પાડોશીએ આપ્યું, માધવના મનનું દુઃખ કાપ્યું;
**કર્તા**— (એકવીશ દીવસે આવ્યો, માતાને મન ભાવ્યો);
દીઠાં ઘી સાકર ઘેર સાક્ષાત. લક્ષમાં—થયા. ૩

માધવદાસજી એકવીશ દીવસે મહા પરીતાપ કરતા આવ્યા. ઘરમાં જોયું તો માતા અને બાળકો પ્રસન્ન મનવાળાં જોયાં. તેની સાથે ઘી સાકરનું સીધું પણ બે ત્રણ દીવસ ચાલે એટલું જોયું. તેથી માધવના મનમાં આપોઆપ ઉપદેશ થયો, અને ભગવાન વિશ્વંભર સર્વનું પુરૂં કરેછે એ વાત દાખલા પુરાવા સાથે સજ્જડ થઇ.

## દ્રષ્ટાન્ત.

એક ગામમાં એક વાણીઓ રહેતો હતો. તે ગામમાં એક રામજી મંદીર કરી મંદીર હતું. ત્યાં એક મહંત અને કેટલાક બીજા સાધુઓ રહેતા હતા. આ વાણીઓ ગરીબ સ્થિતિનો હોવાથી* કોથળો ફરવા જતો. દરરોજ જતી વખતે મંદીરમાં દર્શન કરી મહંતને પગે લાગી જતો. આવતી વખત પણ તેમ કરી ઘેર જતો. એકાદશી, પૂર્ણિમા એવા પર્વણીના દીવસોએ કોથળો ફરવા જતો નહી. તે દીવસોએ મંદીરમાં જઇ મહંત પાસેથી કથા સાંભળતો. એમ કરતાં કરતાં મહંત સાથે વાણીઆને ઘણો સ્નેહ થયો. મહંતે વાણીઆને ઉપદેશ કરવા માંડયો, અને જગત જુઠું છે એમ સમજાવા માંડયું. વાણીઆને લગભગ ૫૦ વર્ષ જેટલી ઊંમર થવા આવી હતી. સ્ત્રી પણ લગભગ ૪૦ વર્ષની હતી. સ્ત્રીનું નામ ચંપા હતું. પ્રજામાં ૨ છોકરા. એકનું નામ **ગટુલાલ** અને બીજાનું નામ **મટુલાલ** § પાડયાં હતાં.

વાણીઆની અવસ્થા થઈ જાણી મહંતે સંસાર છોડાવવા ઉપદેશ કરતાં વાણીઓ બોલ્યો મહારાજ! મારા એકલા જીવ પર બીજા ત્રણ જીવ જીવે છે. હું રળી લાવું ને એ ત્રણ ખાય છે. પછી તેમની શું દશા!

**મહંત**–તેમની દશા તારાથી સુધરવા બગડવાની નથી. દરેક મનુષ્યને પ્રારબ્ધાનુસાર સુખ દુઃખ પ્રાપ્તી થાય છે. અને તેમાં બ્રહ્માદિકથી પણ ફેરફાર થઈ શકતો નથી. તું કદાચ માથે લે તો તે 'ગાડા તળે કુતરૂં ચાલે અને પછી ગાડું તાણવાનું અભિમાન કરે' તેવું છે. કારણ ગાડું તો બળદ તાણેછે પણ કુતરૂં કુલાઇ જાય, તેમ અજ્ઞાનતા-

---

* પરચુરણ ગાંધી વસાણાની ચીજો એક કોથળામાં નાંખી વેચવા જવું તે. § દુનીઆમાં નામ તો માત્ર ઓળખ પુરતું છે. અનાદિકાળનો જીવ છે તેનાં કેટલાએ અને કેવાં કેવાં નામ પડયાં તેની ગણત્રી કરવા કોઇ સમર્થ નથી, માટે નામ તો નીશાન પુરતું જ છે.

એ કરીને આ જીવ સારૂં નઠારૂં હું જ કરૂંછું એમ માનેછે; પરન્તુ એ વાત ખોટી અને અજ્ઞાનતા વાળી છે.

**વાણીઓ**-મહારાજ એ તો કાંઇ નહી બને, દેખતે ડોળે છોકરાં, સ્ત્રી, ઘરબારનો ત્યાગ કરી ત્યાગી થવું એ મન ગોઠતું નથી. મારે હજુ ઘર કરાવવું છે. છોકરાંનું એકેયનું સગપણ થયું નથી. એવાં બહુ બહુ કામ બાકી છે. મારે ત્યાગી થઇ સાધુ થવું હાલ પાલવે તેવું નથી.

**મહંત**—આ તારૂં કેવળ અજ્ઞાન બોલે છે. પ્રભુકૃપાથી અને તેના પૂર્વના સંસ્કાર પ્રમાણે યોગાયોગ આવે છે. એમાં કોઇથી કાંઇ બનતું નથી. ઠીક, હવે મારે તને એક વાત કહેવી છે કે તારી સ્થિતિ સાધારણ છે. તું આ નજીકનાં ગામોમાં કોથળો ફરવા જાય છે તે કરતાં થોડે દુર જાય તો વધારે પેદાશ થાય. માલ સામાન થોડો લઇ જાય છે તે કરતાં બે ત્રણ મજુર સાથે લઇ વધારે ઊપડાવી જા અને એક મહીને આવ્ય,એટલામાં તને કોઇ જાતનો અનુભવ થાય તો ઠીક.

**કર્તા**- મહંતના કહેવા પ્રમાણે વાણીઆએ સ્ત્રીને કહ્યું કે હું વેગળે ગામડાંમાં વેપાર માટે જાઉંછું તે લગભગ એક મહીનો થશે, માટે મારી ચિન્તા કરશો નહી. એમ કહી વાણીઓ ત્રણ ચાર મજુરો સાથે લઇ ગાંસડીઓ ઊપડાવી મંદીરમાં આવ્યો. મહંતને મળી શ્રી ઠાકોરજીનાં દર્શન કરી ચાલ્યો.

**મહંત**- કયારે આવશો ?

**વાણીઓ**- મહીનો અગર એકાદ બે દીવસ ઓછા વધારે.

**મહંત**-એમ નહી. ચોક્કસ ઠરાવ કરો કે અમુક દીવસે અહીં મંદીરમાં આવવું, અને પછી ઘેર જવું.

**વાણીઓ**-આજથી બરાબર એક મહીને. ખુંટ ત્રીશ દીવસે આ જગ્યાપર આવી પછી ઘેર જઇશ.

પ્રથમ મંદીરમાં આવ્યા સિવાય હું કોઈ દીવસ ઘેર જતો નથી.

**કર્તા**–આ પ્રમાણે કહી વાણીઓ વિદાય થયો મહંતે વિચાર કર્યો કે વાણીઆને હજુ ખબર નથી કે આ જગત આખું સ્વાર્થી છે પણ એને બરાબર સમજાય તેમ ચમત્કાર બતાવું.

વાણીઆને ગયે બરાબર વીશ દીવસ થયા એટલે મહંતજીએ કૃત્રીમ જટા બાંધી. મોટી કફની ભગવા રંગની પહેરી હાથમાં તુંબડુ અને ચીપીયો લઇ આખા શરીરે અને મોઢા ઉપર પુષ્કળ ભભુત લગાવી અબધુત બની સંધ્યા સમયે અલખ અવિનાશી કરતા નીકળ્યા. રાત્રી અંધારી હોવાથી વાણીઆના મહેલ્લામાં આવતાં આવતાં અંધારૂં થઇ ગયું. મહેલ્લામાં પેસતાં અલખ અવિનાશી કહી લાંબા રાગથી બુમ પાડી. આ વખત **ચંપા** ઘરનું તમામ કામકાજ પરવારી બારણે ઓટલાપર બેઠી હતી. છોકરા બે, એક ૧૦ વર્ષનો અને બીજો ૭ વર્ષનો હતો તે મહેલ્લામાં રમવા ગયા હતા. ચંપા ઘણી વ્હેમી હતી, અને મંત્ર જંત્ર ધુપધુમાડા અને છાધુ કરનારને અમસ્તી અમસ્તી ના કામ હોય તો પણ બોલાવતી હતી આ મહારાજને જોઈ

**ચંપા**–પધારો મહારાજ (એમ કહી બીછાનું નાખ્યુ)

**કર્તા**-અલખ અવિનાશી તોડે કાલકી ફાંસી આમ કહી મહારાજ બીછાનાપર બેઠા.

**ચંપા**–મહારાજ! હાથ જુવોછો કે ?

**યોગી**—હા માઇ,દેખતે હેં. અલખ અવિનાશી,અલખ અવિનાશી.

**કર્તા**–ચંપાએ હાથ ધર્યો. હથેળી સામું જોઈ યોગી બહુજ ગળ-ગળા થયાથોડીવાર મૌન રહ્યા. ચંપાના મનમાં મોટો વ્હેમ પડયો.

**ચંપા**–મહારાજ ! જેવું હોય તેવું મને કહેજો.

**યોગી**–દેખ માઇ ! હમ ઐસે નહીં હે, જો લોક પૈસા લેનેવાલા હૈ વો જુઠા સચ્ચા સમજાતા હૈ ઓર હમ એક પાઇ બી લેતે નહી ઓર

કભી જુઠ બોલે નહી. દેખ, તેરા નામ. **ચંપાબા** હૈ. ઔર તેરેકુ દો લડકા હૈ. એકકા નામ **ગટુલાલ**, દુસરેકા નામ **મટુલાલ** હૈ. તેરા પતીકા નામ **જગમોહન** હૈ ! તેરા પતી બીશ રોજસે પૈદા કરનેકુ ચલા ગયા હૈ ! તુમેરી સ્થિતિ ગરીબ હૈ !

ઔર ........................ આમ કહી યોગી અચકયા. એટલે

**ચંપા**– મહારાજ ! તમે તો પરમેશ્વર જેવા છો. તમે જે વાત કહી તેમાંની એક પણ ખોટી નથી. પણ તમે છેવટે ઔર કહી અચકયા તે કહો.

**યોગી**– અબ જાને દે ! વો કહનેમેં કછુ માલ નહીં હૈ. મેં કહુંગા જબ કલકલાટ હોગા. અબ જાને દે !

**ચંપા**– મહારાજ જેવું હોય તેવું કહો. એમાં કલકલાટ શાનો. કાંઇ હરકત નહી. તમારે શું !

**યોગી**–દેખ માઇ ! દુર રહેના. તેરેકુ સ્નાન કરનેકા હૈ ! તેરા પતી જો કમાનેકુ ગયા હૈ વો આજ પાંચ રોજસે મર ગયા હૈ, ઔર સુન-લે ! વો આદમીકા ઐસા કર્મ હૈ કી વો પ્રેત (ભુત) હોગા ઔર ઉસ્કુ મરનેકા દીનસે પંદરા રોજ પુરા હોગા ઉસ રાત્રીકું દશ બજે ભુત હોકર આવેગા ઓર વો બોલેગાકી મેં જગમોહન, ઓર તુમ મેરી ઓરત. ઐસા બોલેગા. જો તુમ ઉસકુ બુલાવોગે તો તુમકુ સબકુ વો ભુત ખા જાયગા.

**કર્તા**–મહારાજના મુખથી આ હકીકત સાંભળી, ચંપાએ છોકરા-ઓને બુમ પાડી બોલાવ્યા. પોતે સ્નાન કર્યું. ચુડી ઘર આગળ કાઢી મુકી. ઘરમાં એક સીશમનું કાળું બલીયું જે એક પાઇની પણ કીમતનું નહી હતું તે ભાગી ફેંકી દીધું. છોકરાને નવરાવ્યા. છેડો વાળ્યો નહી.

મહારાજ જવાની તઇયારી કરવા મંડયા.

**ચંપા**–મહારાજ! પધારજો! હું શું આપું. કદાચ બશેર દાણા આપું પણ મારે સુતક પડયું.

**યોગી**–કુચ નહી. હમ તો ફાંસીસે એક પાઇ ઓર પાવ ભાર અનાજ સરીખા લેતે નહીં હૈ, તુમ તુમેરા બાલકકુ લેકે મઝા કરો. દેખો જો તુમ તુમેરા પ્રાન બચાને ચાહો તો ઊસ બાતકું ભુલ જાના નહી હો!

**ચંપા**–મહારાજ! એ તે ભુલાય! આજથી દશમો દીવસ જે આ. વશે તે ભુતને આવવાનો દીવસ. કૃપાનાથ પધારજો.

**કર્તા**–મહરાજ ચાલ્યા ગયા. મંદીરમાં આવી પ્રસન્ન મનથી વિચાર કરતા બેઠા કે જાળ તો સારી બીછાવી છે. હશે ચમત્કાર બરાબર જોશે. પછીથી જ્ઞાન થશે.

બીજે દીવસે સવારના મેહેલ્લામાં ખબર પડી કે જગમોહન કમાવા ગયો હતો ત્યાં કોલેરા થયો અને મરી ગયો. આ વાત જાણી સગાં સંબંધીઓ કલ્પાંત કરવા લાગ્યા. આડોશી પાડોશીઓ પણ દીલગીર થયા. બન્ને પાડોશી સારા ગૃહસ્થ અને દેશાવરના વેપારી હતા. બન્ને ભેગા થઈ વિચાર કરી ચંપાની પાસે આવ્યા, અને કહેવા લાગ્યા કે,

**વેપારીઓ**–જુવો ચંપા ભાભી, હવે બહુ રડશો કકળશો નહી. ભગવાનની ઈચ્છા એવી હશે. તમારે શું દુઃખ છે. તમારે બે છોકરા છે. કાલે મોટા થશે. જુવો **"બાળા તેને શા દકાળા"** ગભરાશો નહી.

**ચંપા**–ભાઇ એ તમારૂં કહેવું ખરૂં છે પણ બાળાને મોટા કરવા તે કાંઈ ધાન પાણી વીના બને તેમ છે! અને તેનાજ વાંધા છે. એમ દીવસો કાઢવા મુસ્કેલ છે. મારે માથે પરમેશ્વરે ખરી રીતે ઉપાધી નાખી છે. આ વખત મારા દુઃખનો પાર નથી. એમ કહી રડી દીધું.

**વેપારીઓ**–જુઓ ચંપા ભાભી! તમે રડશો નહી. સાંભળો. છાના રહો. અમે ખોટી થઇએ છીએ. એક તો તમારો ગઢ છે તેને

હું મારે ઘેર ગુમાસ્તો રાખુંછું. મારી સાથે દાળભાત, રોટલી અને એ શાક સાથે જમશે, દુકાનનું કામકાજ કરશે અને મારી પાસેજ રહેશે. પગારમાં ખાવાપીવા કપડાંલતાં આપવાં તે ઉપરાંત રૂ. ૭૫) રોકડા તમારા ખર્ચ માટે દર વર્ષે આપીશ; અને બીજો છોકરો મહુ તેને આપણા પાડોશી વંદ્રાવનભાઈ લઈ જાય છે. તેમને ઘેર પણ મારા ઘરના જેવુંજ ખાધાપીધાનું સુખ છે. તે પણ કપડાં વગેરે આપશે અને તે ઉપરાંત તમારા ખર્ચ માટે દર વર્ષે રૂ. ૫૧) રોકડા આપશે. કહો ભાભી, હવે તમારે શી ભુખ છે! અને શું દુઃખ છે! અમારા ભાઇ જગમોહન હતા તે વખતમાં તો ભાભી કોદરા ખાવાના મળતા, અને હવે છોકરાં અને તમે બધાં રોટલી ખાશો! તમારા છોકરા વાઘરી જેવા હતા તે હવે વાણીઆ જેવા બનશે! પગે ચાલી રખડતા તે હવે ઘોડાગાડીમાં બેસી અમારી સાથે ફરશે! લ્યો, અમે જઇએ છીએ અને આજથી અત્યારથી આ છોકરાંને લઈ જઇએ છીએ. તમે તમારા જેટલું જ રાંધજો.

**ચંપા**—જુવો ભાઇ! મારે તો હવે તમારા સીવાય બીજાનો આશ્રય નથી. મારાં સગાં વાહાલાં તો રડયાં મહા નઠારાં છે. મારે તો હવે “ ઊપર આભ ને તળે ધરતી ” એવું છે. તમે બે પાડોશી સારા છો તે આટલી કાળજી કરોછો પણ..........જરા વિચાર કરો. પગાર મારા મનને ઓછો લાગે છે.

**વેપારીઓ**—ચંપા ભાભી! આ તો તમારી લાગણીથી. નહીં તો તમારા છોકરા બેઉ માંકડા જેવા છે. અને આ માંકડાને માણસ બનાવવા લઇ જઈએ છીએ. તમારૂં મન કચવાય છે તો ભલે જાઓ જેમ જેમ હુશીઆર થશે તેમ તેમ પગારમા વધારો કરી આપશું.

**કર્તા**—એમ કહી બે પાડોશીઓ બેઉ છોકરાંને લઇ ગયા. છોકરા સુખી થયા. ચંપા પણ એકલી થઇ. તે પણ એક જણને

રૂપીઆ સવાસો પગાર આવે તે બીજું શા માટે ખાય ! ત્રણ ભાગ સરખા કરીને જલદાથી થાય તેવું બનાવી દે !

વાણીઆને આવવાની વાટ મહંત જોતા હતા. ચંપા પણ મરી ગયાના દીવસને પંદરમો દીવસ ગણતી હતી. ત્રીશમે દીવસે સાંજના છ વાગતાના શુમારે જગમોહન મહંતજીને આવી પગે નમ્યો. મહંતજી બહુ ખુશી થયા.

**મહંત**--ભાઇ, આવ્યા ! સુખી તો છોને ! લાભ વગેરે ઠીક મળ્યો ને !

**વાણીયો**--તમારી કૃપાવડે સુખી છું અને લાભ પણ સારો મળ્યો છે. હવે હું જાઉં છું.

**મહંત**--હાલ જવાનું નથી. આજે ઠાકોરજીનો સમૈયો છે. સામગ્રી થાય છે. તઇયાર થયે ભગવાનને અર્પણ કરી પછી આપણે બધા પ્રસાદ લઇએ. પછી જજો.

**વાણીઓ**--મહારાજ મને જવા દીધા હોત તો સારૂં. હું પાછો આવીશ. બરાબર ટાઇમસર આવીશ.

**મહંત**--અરે ભાઇ તમે પાકાજ જંજાળી. વળી એક મહીનાથી ઘર છોડેલું તે તમારાથી અવાય નહી. માટે હવે બોલશો નહી. જે થાય તે પ્રસાદ લીધા પછી થશે. બોલશો તે નકામુ જશે.

**વાણીઓ**--ઠીક ભગવદ્ ઇચ્છા હશે તેમ થશે.

**કર્તા**--વાણીઓ થાકેલો હતો તે એક ઓરડીમાં જઇ સુતો. સાંજના લોકો દર્શન કરવા આવેલા પણ ઓરડીમાં સુઇ રહેલો તેથી કોઇએ દીઠો નહીં.

રાત્રે ૮ વાગે શ્રી ઠાકોરજીને સામગ્રી ધરાવી તે પછીથી ૧૦ વાગે સાધુની પંક્તી થઇ. વાણીઆને પણ સાથે જમવા બેસાડયો. જમી પરવારતાં ૧૧ વાગ્યા. વાણીઆ પાસે સાધારણ પોટલું હતું.

તે લઈ અગીઆર વાગે ઘેર ગયો. અંધારી રાત્રી એવી હતી કે સામું આવતું માણસ પણ એકદમ સુઝે નહી.

મહંતજી (યોગી) ના સંકેત પ્રમાણે પંદરમા દીવસની રાત્રી પડી કે ત્રણ ટોપલીયો ભરી ઠીંકરાના કડકા ભેગા કર્યા. બારણાં બંધ કર્યા. મેડાને ત્રણ બારીઓ હતી, તે ત્રણ બારીઓમાં ત્રણ જણ (બે છોકરા અને તેની મા) એક એક ટોપલી લઈ બેઠાં.

**ચંપા**—જોજો મારા દીકરા ગભરાતા નહી હો ! એ રડયો જેવો આવે તેવોજ ઠીંકરાના કડકાથી વધાવી લેજો. (મારજો.)

**ગટુ**—બા ! બા ! મારી હરકત ના રાખીશ. હું તો જેવો આવશે તેવોજ સાલાને આ બે ત્રણ ઢેખાળા જુદા રાખી મુકયા છે તે બરાબર તાકીને મારીશ.

**મટુ**—બા ! બા ! ઓ બા ! હું તો આખી ટોપલી એકદમ ઉપર ફેંકી દઈશ. અને પછી આ લાકડી રાખી છે તેનાથી એ સસરાનું માથુંજ ફોડી નાંખીશ, પછી કાંઇ બીક છે !

**કર્તા**—આ પ્રમાણે એક બીજાં વાતો કરી આનંદ માનતાં ભુતની રાહ જોતાં આંખની પલક પણ નહીં મારતાં જોયા કરતાં હતાં. એટલામાં વાણીઓ ખભે પોટલું અને અંધારે ઠેબાં ખાતો ખાતો ઘર આગળ આવ્યો.

**જગમોહન**—અલ્યા ગટુ ! ઓ મટુ ! અલ્યા ઊઘાડો !

**કર્તા**—આવો અવાજ સાંભળતામાં એકદમ ત્રણે સાવધ થયાં.

**ચંપા**—બેટા બ્હીશો નહી હો ! રડયા કોણ છું ઊઘાડો વાળો આખો જનમારો તારે પાલે બંધાઈ સુખ દીઠું નહી ને મુવા પછી ભુત થઈ ખાવા આવ્યોછું ! લે !

**કર્તા**—એમ કહી ચારપાંચ ઠીંકરાંના કકડા હાથમાં લઈ માર્યા.

**જગમોહન**—અરે રાંડ! મરી જવાનું કેવું અને ભુત કેવું! ઉઘાડને બારણું!

**ચંપા–ગટુ–મટુ**—અલ્યા શું જુવો છો ઠોકો.

**ગટુ–મટુ**—સાલા હીણપગલાંના લે લેતો જા. એમ કહી ઠીંકરાં ઠોકવા માંડયાં. સાલા, જ્યાંસુધી તારા પગલાં ઘરમાં રહ્યાં ત્યાં સુધી કોદરા સીવાય ખાવાનુ મળતું નહીં અને તારાં પગલાં ટળ્યાં કે તુરત અમે બધાંય રોટલી ખાઇએ છીએ અને ગાડીઘોડે મોજ કરીએ છીએ.

**ચંપા**—એ અભાગીઓ તો બરાબર રાતુંતાતુ દીઠા વીના ખસનાર નથી. તમે શું જુવો છો!

**કર્તા**—એમ કહેતાંમાં ઉપરાઉપરી ઠીંકરાંથી એક મહીનાથી કમાવા ગયેલા પતિને વધાવી લેવા તમે બન્ને પુત્રોએ પણ તેજ પ્રમાણે વધાવવા માંડયા, અને મોઢેથી રડયા, પીટયા, અભાગીઆ, હીણપગલાંના, કાળા મોઢાના એવા એવા ઉદ્ગારોના આવકાર મળવા મંડયા. વાણીઆના ઉપર ત્રણ તરફથી પ્રહાર થવા મંડયા તેથી લોહીલોહાણ થઈ ગયો, અને બોલ્યો કે,

**જગમોહન**-અલ્યા, તમે ત્રણે ગાંડાં થયાં છો કે કાંઇ ભાંગબાંગ પીધી છે! છે શું? સાલાઓ તમને ઉછેરી નાનેથી મોટા કર્યા, તમારી હઠો પુરી કરી, તમારે માટે તાપતડકા, ભુખતરસ, ઉંઘ ઊજાગરા વેઠયા, ગામગમાનરાં કરી થાકી ગયો, તમરાં વૈતરાંમાં મારૂં શરીર જીર્ણ થઈ ગયું અને તમે હવે તેનો આ બદલો મને આપોછો! અલ્યા ચંડાલો! શીદ આ તમારા બાપને મારો છો!

**ગટુ મટુ**—અમારો બાપ તો મરી ગયો. આ તો સાલા ભુત, આ ભુત, આ ભુત, (એમ કહી ઠેખાળા માર્યા).

**જગમોહન**—( લોહી નીકળ્યું અને માર ખાઇ થાકી ગયો. ) અરે ઓ રંડા! તારે માટે ઓછું દુઃખ વેઠયું નથી, તારી સેવામાં

જેવી રીતે હાજર રહ્યા તેવી રીતે ભગવાનની સેવા કરી હોત તો પરમ ધામ મળ્યું હોત. તેનો આ બદલો ! અરે એ ચુડેલ ! ધણી જીવતાં છતાં ચુડીઓ ભાગી બેઠી ! ધિઃક્કાર છે તારા અવતારને ! ધિઃક્કાર છે તારાં માતાપિતાને !

**ચંપા**—તું ધણી ક્યાં છું. તું તો ભુત થયો છું. હવે તારે મારે શો સંબંધ ! તને સીધી રીતે કહ્યું કે ચાલ્યો જા, પણ તારા માનવામાં આવતું નથી તો ભોગ તારા. લોહીલોહાણ થયો છું ને મરી જઇશ તો અહીં કયા ખાસડારાતને ! ખાસડે માર્યો, રડયા, કાળામોઢાના ધણી ! કોઇ દીવસ કોદરા વીના બીજું ખવરાવ્યું હતું ! તારાં પગલાં ટળ્યાં કે ઘઉં સાકર ખાતાં થયાં. ધિઃક્કાર તે રડયા તને કે મને ! જા જા અહીંથી તારૂં લજામણું ડાચું લઇ ચાલ્યો જા.

**કર્તા**—આ જગ્યાએ એમ શંકા થાય કે મેહેલ્લામાં આવું તોફાન થાય તો પછી બીજા લોકો કોઇ આવે અને ખોટો વ્હેમ દુર થાય, પણ જગમોહનનું ઘર છેક છેડા ઉપર હતું અને એક બાજુ પાડોશીનું મકાન હતું પણ તે વચમાં બે ત્રણ ખંડેર હતાં. મતલબ કે વસ્તી ઘણી વેગળી હતી.

માર ખાઇ થાકી ગયેલો લોહી ચુચવતો જગમોહન મંદીરમાં આવ્યો.

મહંત વાટ જોઇને જ બેસી રહ્યા હતા. આવતામાં તેની એકદમ સારવાર કરવા માંડી અને વાગ્યાનું કારણ પુછવા લાગ્યા.

**મહંત**—ભાઈ, કાંઈ પડી જવાયું ! કે કોઇ સાથે લઢવાડ થઈ!

**જગમોહન**—પડી જવાયુ નથી, તેમ લઢવાડ પણ થઇ નથી.

**મહંત**—આવડું બધું શાથી વાગ્યું.

**જગમોહન**—કરમમાંથી મહારાજ ! ભાઇ સાહેબ બોલાવશો નહીં.

**મહંત**—ભાઇ છે શું ? મને ખરી વાત કહે ને !

**કર્તા**—જગમોહને તમામ વાત કહી. તે પછી મહંતે તેને યોગ્ય ઉપદેશ કર્યો. યોગ્ય ઉપચારો કરવાથી એક રાત્રીમાં ફાયદો થયો બીજે દીવસે પ્રાતઃકાળમાં ઉઠી જગમોહનદાસે મહંતજી પાસે દીક્ષા લીધી ( સાધુ થયા ).

બીજે દીવસે સ્ત્રી છોકરાં આ વાત ચોક્સ સાંભળી બહુ પસ્તાવો કરવા લાગ્યાં. જગમોહનને ઘેર લઇ જવા બહુ આગ્રહ કર્યો, પણ જગમોહન કહેછે, હવે હું સંસારમાં લુબ્ધ થાઉં નહી. એક-વાર તો પેટ ભરી માર ખાધો, ગાળો ખાધી છે તે શું હું દુબળો પડયો ! કે મારૂં ગજવું ઘટયું ! કાંઈ નહી, હવે જુતીયાં ખાવા વિચાર નથી.

તેમજ માધવદાસના મનમાં એમ અભિમાન હતું કે મારા સીવાય આ બાચારાં વૃદ્ધ માતા અને છોકરાં શું ખાશે ! પણ તેનો દાખલો પ્રભુએ મેળવ્યો તેથી માધવદાસ પોતાના આત્માને ઉપદેશ કરે છે.

## રાગ—વારી જાઊં રે સાંવરીઆ તારે વારણાં રે.

**માધવ**— અરે મન શામાટે મુંઝાય જગતની જાળમાં રે,
મિથ્યા મોહ મમત વશ ફીકર તણી રહુ ફાળમાં રે. અરે. ટેક.
વિશ્વંભરથી નથી જ છાનું, અજ્ઞાને કરી અવળું માન્યું;
ખોળે ખંતે પાનુ રહે સંભાળમાં રે. અરે મન. ૧
હું ધારૂં મુજ વીણ દુઃખીથ શે, રળ્યા વિના બાળક શું ખાશે !
એમ માની અથડાયો આ ધટમાળમાં રે. અરે મન. ૨
પરચો પ્રભુએ મને બતાવ્યો, આઠ કડી એકવીશે આવ્યો;
જમે ખોરાક મન ભાવ્યો બાળક થાળમાં રે. અરે. મન ૩
ચીંતા કરવી સઘળી ખોટી, લુણહરામી થાઊં કેમ લોટી.
**આવે આફત મોટી આ મધલાળમાં રે.** અરે મન. ૪.

હું કદાચ અહીંથી વીરક્ત થઈ પ્રભુ ભજનમાં તત્પર ન થાઉં અને આ મોહજાળમાં પડી રહું તો મારા જેવો મૂર્ખ કોણ ? છોકરાં અને વૃદ્ધ માતાને તેમના પ્રારબ્ધાનુસાર મળ્યા જશે એ અનુભવ મેં મારી જાતે જોયો છે, તેથી એકદમ વનમાં અગર તીર્થસ્થાનમાં જઈ એક ચિત્તથી હરિસ્મરણ કરવું એમ નિશ્ચય થયો. તેથી

રાગ-**દેશી બનજારો.**

**કર્તા—** ચાલ્યા ઘરબારને છોડી, પ્રીતિ પ્રભુ ચરણમાં જોડી;
**નહી હતી પાસે એક કોડી, પ્રીતિ પ્રભુ ચરણમાં જોડી. ટેક.**
**મુખે હરી નામના જાપ, જેણે દુર કર્યા સંતાપજી;**
જગજાળને નાંખી તોડી, પ્રીતિ પ્રભુ. ૧.

ઘર છોડી ગામની ભાગોળે નીકળી **શ્રી જુગદીશ** પ્રભુનાં દર્શન કરવાં એમ નિશ્ચય કરી શ્રી જગન્નાથપુરીને રસ્તે વળ્યા. ચાલતાં ચાલતાં પ્રભુ સ્મરણ ચુકતા નથી.

રાગ-**ચાલતો.**

એમ વિત્યા દીવસો ત્રીશ, ત્યારે પોહોંચ્યા શ્રી જુગદીશજી;
દયાળુને નીરખીયા દોડી. પ્રીતિ પ્રભુ. ૨

મંદીરમાં જઈ સાક્ષાત શ્રીહરિનાં દર્શન કર્યાં. પોતે મનમાં વિચાર કરવા લાગ્યા કે અહીંઆ ઘણા માણસોમાં રહી મારે ભજન કરવું બિલકુલ ફાવશે નહી તેથી એકાંતની જગ્યા સમુદ્રના કીનારાપર ખોળી કાઢીને

રાગ-**ચાલતો.**

એક ગુફામાં બેઠા જઇને, ક્ષુધા ત્રણ દીવસ લાગટ સહીનેજી;
નાખ્યાં માન મમત જેણે મોડી. પ્રીતિ પ્રભુ. ૩

ગુફામાં ત્રણ દીવસ બેઠા. ખાવુંપીવું બંધ. માત્ર સ્નાન કરવા ઉઠવું. બાકીના વખતમાં એક ચિત્તથી ધ્યાન કરતા માધવદાસજી ત્રણ દીવસ લગી ભુખ્યા બેઠા.

માધવદાસની અડગ અને પ્રેમ ભક્તિથી પ્રભુ પ્રસન્ન થઈ શ્રી લક્ષ્મીજીને કહેવા લાગ્યા.

**પ્રભુ**—આજે ત્રણ દીવસથી મારો ભક્ત એક નામે માધવદાસ અહીઆં આવી દર્શન કરી સમુદ્રના કીનારાપર એકાંત ગુફામાં એક ચિત્તથી સ્મરણ કરે છે. તેને ત્રણ દીવસના ઉપવાસ છે, તેથી આજે મેં પણ રાજભોગ અંગિકાર કર્યો નથી.

**લક્ષ્મીજી**—આપની પંક્તિનો લાભ લેવા માટે વિનંતી હું કરવાની તઇયારીમાં હતી એટલામાં મારા મનની વાત જાણી આપે સુચના કરી, પણ કૃપા કરી સાથે જમો અને પ્રસાદ આપો.

**પ્રભુ**—જ્યાં સુધી માધવના ઉપવાસ નહી છુટે ત્યાં સુધી મને બિલકુલ રૂચીકર નથી.

**લક્ષ્મીજી**—માધવના ઉપવાસ માધવને છોડવા હોયતો આખી પુરી ભરી છે, ચહાય ત્યાંથી માગી મેળવે. તેમ ન કરવું હોય તો મંદીરમાં પ્રસાદનો કયાં ટોટો છે!

**પ્રભુ**—ગામમાં માગી ખાનારો કે મંદીરમાંથી પ્રસાદ લેનારો એ ભકત નથી, તેને ભુખનું દુઃખ નથી પરન્તુ માત્ર મારા સ્વરૂપની જરૂર છે, તેથી આખો દીવસ રાત્રિ સહજ નિંદ્રા લઇ તેમાંજ આનંદ માને છે. તે જો ખાવાપીવાનો લોભી હોત તો ગામમાં ભટકતોજ હોત.

**લક્ષ્મીજી**—તો પછી આપણે શું કરીએ?

**પ્રભુ**—આપણે તેને જમાડી પછી જમીએ.

**લક્ષ્મીજી**—સમુદ્ર સુધી જમાડવા કોણ જાય?

**પ્રભુ**—જેને ગરજ હોય તેજ તો! હું તો એના જમ્યા સિવાય જમુંજ નહી.

**લક્ષ્મીજી**—આપની પ્રસાદી લેવી તે મારે ગરજ. ઠીક હું જાઉ! શું શું લઇ જાઉં!

**પ્રભુ**–આ સુવર્ણ થાળ અને ઝારી અને આ લાડુ લઇ જાઓ.

**લક્ષ્મીજી**–વારૂ કૃપાપાથ, આ ચાલી. (જાય છે)

**રાગ–મારે મહેલે જમવાને આવો વહેલા વહેલા રે.**

**કર્તા**– લક્ષ્મીપતિએ લક્ષ્મીજીને મોકલીયાં લઇ મેવા રે,
મોકલીયાંલઇમેવા વાહાલા, ભક્તજ વાહાલા કે વારે. લક્ષ્મી. ટેક.
કંચન કળશ જલનો ભરીયો, સુવર્ણ થાળે લાડુ ધરીયો;
અનેક દાસી પણ પરહરિઓ, કર લઇ ચાલ્યાં હેવા રે. લક્ષ્મી. ૧.
તેજ અપરમીત લક્ષ્મી તનમાં, માધવનું મન મધુસુદનમાં;
જેમ વીજળી ચમકે ઘનમાં, હરિ આજ્ઞામાં રહેવારે. લક્ષ્મી. ૨.

ભગવાનની આજ્ઞા મુજબ લક્ષ્મીજી થાળમાં લાડુ અને ઝારી જળ લઈ સમુદ્ર ઉપર આવ્યાં. જ્યાં માધવદાસજી ગુફામાં બેઠા ધ્યાન કરે છે ત્યાં આવતા બરાબર એકદમ વીજળીનો ચમકાર થાય તેમ પ્રકાશ પડયો. તે પ્રકાશમાં માધવદાસે જોયું તો

**રાગ–ચાલતો.**

મુકી ચાલ્યાં માધવ માટે, પ્રકાશે પામ્યા ભક્ત ઉચાટે;
લક્ષ્મી વળીયાં મંદીર વાટે, સંતની કીધી સેવા રે. લક્ષ્મી. ૩.

વીજળીના અજવાળામાં સુવર્ણ થાળ, ઝારી, અને થાળમાં મોટો એક લાડુ દીઠો. લક્ષ્મીજી તુરત મંદીર તરફ વળ્યાં.

માધવદાસે વિચાર કર્યો કે, કોઈ પણ જગ્યાએ આકાશમાં વાદળ નથી, ચોમાસાના દીવસો નથી તેમ વીજળી થવા સંભવ નથી છતાં વીજળી થઇ તેનું કારણ તો એજ હોવું જોઇએ કે મારે માટે ભગવાને પ્રસાદ મોકલ્યો તે મને અંધારામાં ખબર પડે નહી તે બતાવવા માટેજ. ઠીક, હવે ભગવાનની પ્રસાદી પ્રેમે કરી લેવી. એમ કરી ત્રણ દીવસે પ્રભુનું નામ સ્મરણ કરતાં કરતાં લાડુ પ્રસાદી જમ્યા, અને જળ પ્રસાદી પીધું. પછી એ બન્ને સુવર્ણ પાત્ર એમને એમ એઠાં પડયાં રહેવા દીધાં, અને પૂર્વવત ધ્યાન કરવા મંડયા.

લક્ષ્મીજી ભગવાન પાસે આવ્યાં. એટલે પ્રભુ કહે છે, હવે મને બહુ અકળામણ થાય છે, ત્રણ દીવસથી ભોજન કર્યું નહોતું. આજે અત્યારે પેટ ભરી જમ્યો છું.

**લક્ષ્મીજી**—મહારાજ, તમારા કહેવા મુજબ હું આપી આવી. હવે મને પંક્તિ પ્રસાદીનો લાભ આપો.

**પ્રભુ**—તે તો હું તમને પ્રથમજ કહું છું કે ત્રણ દીવસે આજે અત્યારેજ ભોજન લીધું છે તેથી અકળાઉ છું.

**લક્ષ્મીજી**—હું તમારી આજ્ઞા પ્રમાણે આપવા ગઇ એટલામાં મારા સિવાય જમી લીધું!!

**પ્રભુ**—મેં જમી લીધુ નથી પણ ત્રણ દીવસથી મારો ભક્ત ભુખ્યો હતો તેથી મને ચેન નહોતુ અને રાજ ભોગ વગેરે સામગ્રીઓ તરફ હું દ્રષ્ટી પણ કરતો નહી, તે અત્યારે તમે મારા ભક્તને પ્રસાદ લેવરાવી આવ્યાં એટલે મને પુષ્કળ તૃપ્તી થઇ છે. હવે તો બહુજ અકળાવાય છે. લક્ષ્મી ! હું તો મારા ભક્તને સુખે સુખી અને ભકતને દુઃખે દુઃખી. ભક્ત સિવાય બીજાને વશ નહી. પ્રેમનોજ વેચાણ.

**કર્તા**—પ્રાતઃકાળમાં મંગળા સમયે પુજારીએ આવી મંદીર ઉઘાડયાં તો સુવર્ણથાળ અને ઝારી દીઠાં નહી. એટલે તુરતજ પુજારીએ રાજાની પાસે આવીને,

### રાગ—**હરીગીતની ઢબનો.**

કરી બુમ સેવકે શોધતાં કંચન કળશ ને થાળની,
થઈ ચોરી જઇ કહે રાયને શું તપાસો મદનગોપાળની;
કરી ખોળ રાયે ખંતથી **માધવથી** મેળવ્યાં પાત્રને,
બાંધીને લાવ્યા મારતા મુદ્દા શું માધવ ગાત્રને.

રાજાના દુતોએ ચોરી પકડી બન્ને પાત્ર સહીત બાંધી માધવદાસને મારતા મારતા શ્રી જગન્નાથજીના મંદીરમાં લાવ્યા. ત્યાં રાજા

તમામ પુંજારીઓ, અને પુરીના કેટલાક અનન્ય ભક્તો અને ગૃહસ્થો હાજર હતા. માધવદાસને બહુ માર પડવાથી બરડામાં સોળ ઉઠયા હતા. ઘણો માર પડવા છતાં પણ એક અક્ષર અન્ય નહી બોલતાં "શ્રી રામ કૃષ્ણ ગોવિન્દ" એ મહામંત્રનો ઉચ્ચાર કરતા હતા. ગુન્હો શાબીત થયો. રાજા માધવદાસજીને શીક્ષા કરવા જેવો ઊભો થયો એટલે શ્રી હરિએ વિચાર્યું કે વળી માધવને માર પડશે તેથી પ્રભુની ઇચ્છાથી આકાશવાણી થઈ.

(આકાશવાણી) **સાખી.**

ગીરા ગગન ગંભીર થઈ, મારો ન એને માર,
ચોરી નવ એણે કરી, કરો મન વિચાર; એ...(૨)
બોલો પ્યારે રાધે કૃષ્ણા. (૨)
પાપ તાપ ભવ તુટે તૃષ્ણા. બોલો પ્યારે.

**સાખી.**

પ્રતિતિ કરવા કારણે, કરવી હોય જો ખોળ
જુવો તપાસી મુરતી, દીસે ઝાઝાં સોળ. એ...(૨)
બોલો પ્યારે રાધે કૃષ્ણા (૨)
પાપ તાપ ભવ તુટે તૃષ્ણા. બોલો પ્યારે.

**કર્તા**—પ્રભુની આજ્ઞા મુજબ માધવદાસને મારવાના વિચારો બંધ રાખી રાજા પરસ્પર પુછવા લાગ્યો. ખરા ખોટાની પ્રતિતિ માટે શ્રી ઠાકોરજીની મુરતીઓ તપાસી તો બરડામાં મોટા મોટા સોળ પડેલા દીઠા. આ જોઈ સર્વ આશ્ચર્ય પામ્યા, અને માધવદાસનું મહાત્મ્ય જાણી ઘણું પસ્તાઇ સૌ સાથે માધવદાસની સ્તુતી કરવા લાગ્યા.

રાગ—**એક નામ વિજયસિંહ રે.**

**સર્વ**— સ્તુતિ સૌ મળી કરતા રે કર્યો અપરાધ અમે;
સ્વામી શ્રી પતિ પુરી રે, સાચાની સાક્ષી તમે. ૧

છો અઢળક ઢળીઆ રે, જન પર કરૂણા કરો;
જેને મારો કહો મુખથી રે, સકળ તેના તાપ હરો. ૨
નવ લજ્યા પામો રે ભક્ત માટે દુઃખ સહેતાં,
કર્તા- ભક્તિ ભાળી માધવનીરે સૌને નેત્રે નીર વહેતાં. ૩
ક્ષમા માગી માધવની રે સૌ સૌને સ્થાને ગયા,
તીર સમુદ્ર ગુફામાં રે માધવદાસ રહ્યા. ૪
કરે સમય સમયનાં રે દર્શન ભાવ કરી,
જન કોઈ નવ દેખે રે જાણે એક પોતે હરી. ૫

એ પ્રમાણે માધવદાસજી સમય સમયનાં દર્શન કરવા આવતા. એક દીવસ ધનુરમાસમાં મંગળા સમય જરા વહેલા માધવદાસજી આવી મંદીર બહાર ઉભા રહ્યા. ટાઢ પુષ્કળ હોવાથી માધવદાસ ધ્રુજતા હતા.

રાગ—કવાલી દાદરો.

કર્તા- એક દીવસે હરિ ઘણી કરૂણા કરી,
નિજ ભક્તની પીડા હૃદયે ધરી. હરિ હાં...નિજ. ટેક.
આવ્યા માધવ દરશન કરવાને,
લાગ્યા ટાંડથી બહુ થરથરવાને;
હરિ દર્શનની મન હોંશ ધરી. નિજ. હરિ હાં...નિજ. ૧
ઓઢયો દુશાલો દુપટ્ટા સાથે,
દોડયા કર લઇને હરિ નિજ હાથે;
આપી માધવે રાયને વિનતી કરી નિજ. હરિ હાં...નિજ. ૨

માધવદાસને ટાઢે ધ્રુજતા જાણી ભગવાન દુપટ્ટા સાથે દુશાલો ઓરાઢી ગયા, માધવદાસે જાણ્યું કે થાળ અને ઝારી માટે માર ખાવો પડયો હતો, અને મારે માટે પ્રભુને વાંસે સૉલ પડયા તો વળી આ દુશાલા માટે કેવી આફત આવશે ? તેથી રાજાને જઈ વિનંતી કરી દુશાલો આપ્યો અને માધવદાસ

રાગ—ચાલતો.

રહી તીરે સમુદ્રની ધ્યાન ધરે,
અન્ય આશ પ્રભુ વિણુ કદી ના કરે;
વ્યાધીવાન થયા પુર્વ પાપે કરી. નિજ. હરિ હાં...નિજ. ૩

પ્રારબ્ધના યોગે કરીને માધવદાસને અતિસારનો રોગ થયો, ગુફામાંથી વખતોવખત ઝાડે જવું ધોવું એ અશક્તિના કારણે નહી બનવાથી સમુદ્રના કીનારાપર પડયા.

ભકતોનાં કાર્યો કરવા માટે તો શ્રી હરિ ખાસ અવતારો ધારણુ કરે છે, તેવાજ આ પણુ એક અનન્ય ભક્તરાજ, માધવદાસજી જે અષ્ટ સખા પૈકીના હતા, તેમની સારવાર પ્રભુ કેમ ના કરે !

પ્રભુએ સારવાર કેવી કરવા માંડી કે જેમ માતા અજ્ઞાન બાળકને શૌચ સ્થિતિમાં ધોવાનું કામ કરે તેવી રીતે પ્રભુએ પણુ માધવદાસની માતાના પ્રમાણમાં

રાગ—ચોપાઇ.

**કર્તા—** ધુવે મળમુત્ર થઈ જેમ માતા,
મહા દુઃખી પણુ હરિ ગુણુ ગાતા;
પળ વિસારે નહીં પ્રભુ નામ,
રહે સેવામાં સુન્દરશ્યામ. ૧

**માધવ—** ચઢયાં નેવાંનાં મોભે રે પાણી,
મારી સેવા કરો ચક્રપાણી;
તેથી મટાડો મોરલીરેવાળા,
છો તમે દીન તણારે દયાળા. ૨

**પ્રભુ—** નથી દુર્લભ મટાડી દેવું,
ધરી જન્મને પડે તારે સહેવું;

ભોગવ્યા વીણુ આરો ન લેશ,
એમ બોલીયા શ્રી પરમેશ. ૩

એ પ્રકારે ભગવાને માધવદાસને વ્યાધી મટતા સુધી સેવા કરી. તે પછીથી માધવદાસનું મહાત્મ્ય ઘણું વધ્યું. માધવદાસને મળવા માટે હજારો પુરૂષો આવવા લાગ્યા.

આવી રીતે માધવદાસને પોતાનો પ્રતાપ વધતો જતો જોઇ કોઇ એક જાતની લાગણી થઈ આવી.

**રાગ—ગોવિન્દ ગુણ ગાઇ લ્યો મન ઘેલા.**

**કર્તા—** વિચાર્યું મન માંહી માધવ સ્વામી,
અતી કૃપા પ્રભુજીની પામી;
કહે પ્રતાપીજન શીરનામી,
ગર્વ થાયે તો તપમાં આવે ખામી. વિચાર્યું. ટેક.

માધવદાસને શ્રીહરિ આટલા બધા પ્રસન્ન છે તેથી લોકો માધવદાસને બહુ માનવા લાગ્યા અને વારંવાર પ્રણામ કરવા લાગ્યા તેથી માધવદાસે વિચાર કર્યો કે આવી રીતે લોકોની માન્યતામાં કદાચ મને ગર્વ થાય તો તો મારા તપમાં ખામી આવે, તેથી આ સ્થાનમાં રહેવું નહી તેમ વસ્તીમાંથી માગી લાવી ઉદર પોષણ કરવું એમ વિચાર કરીને

**રાગ—ચાલતો.**

એક દીન ચાલ્યા ભીક્ષા કરવા,
સીતારામ મુખ મંડયા ઉચ્ચરવા;
**કરમા** દ્વારેરે (૨) જઇ ઉભા પાતક હરવા રે. વિચાર્યું. ૧

**કરમા** કરીને એક બાઇ હતી તેના બારણામાં **"બાઇ સિતારામ"** કહી ઉભા રહ્યા, તે વખતે કરમાં બાઈ તેના રસોડા આગળ છાણુ માટીમાં પાણી રેડી તેમાં

રાગ—ચાલતો.

પોતુ પલાળી અબોટ કરતાં,
થઇ વિકળ હરિનામ સાંભળતાં,
ક્રોધ કરીનેરે (૨) મુખ માર્યુ બહુ બરબડતાં રે. વિચાર્યું. ૨

અબોટ કરતાં કરતાં સિતારામ શબ્દ માધવદાસના મોઢેથી સાંભળ્યો, માધવદાસે ત્રણ ચાર વખત સિતારામ, સિતારામ કહ્યા, તેથી ઘણું ખીજવાઇ તેથી ક્રોધ કરીને મોઢેથી ગાળો દેતાં છાણુ માટીવાળું ચીંથરૂં માધવને જોરથી માર્યું.

સંત મહાત્મા તો મહા દયાળુ હોય, માધવદાસજીનો અપરાધ કર્યો છતાં માધવદાસજીએ અપરાધ માન્યો નહી. જેમ, મહા સમર્થ **તુકારામ** બુવા ભગવાનના પરમ ભક્ત હતા, તેમને યાવત પ્રાણી માત્ર ઉપર સમભાવ હતો. કોઇ કોઇ વખત દુષ્ટ લોકો તેમને ત્રણ ચાર માણુસો થઇને ઉંચકી જતા, જઈ ગધેડાપર બેસાડે તે વળી અવળે મોઢે અને પાછળ ધુળ ઉરાડે, તે વખત **તુકારામ** બુવા તેમનાપર ક્રોધ કરે નહી પણ અપકારના બદલે ઉપકાર માનતા. વરઘોડા વગેરે ફેરવવામાં હાથી ઘોડાઓનો ઉપયોગ વ્યવહારીક લોકોને હોય છે, તેમજ વ્યવહારમાં રહેલા માત્ર નામના અને કહેવા પુરતાજ ત્યાગીઓને હોય છે, તો કોઇ વખત નહી થયેલી સ્વારી એવું વાહન તેનાપર મને બેસાડયો તેથી તેમનો પણ ઉપકાર માનતા. વળી પાછળ ધુળ ઉછાળે તેને એમ માનતા કે પુજાની સામગ્રી વગેરે યાવત પદાર્થ માત્ર પૃથ્વીમાંથીજ પેદા થાય છે, તો તે સર્વના બદલે (અભાવે) મારી પૃથ્વી વડે મહા પુજા કરી એમ માનતા. તેમ માધવદાસજીએ કરમાનો અપકાર નહી માનતાં ઉપકાર માન્યો અને છાણુ માટીમાં પલાળેલું ચીંથરૂં તેને ઉત્તમ પ્રકારની ભેટ માની.

રાગ—ચાલતો.

ભેટ અનુપમ માધવ લઇને,
ધોઇ સ્વચ્છ કર્યું સાગર જઇને,
તંતુ કાઢી રે (૨) કરી આરતી એવું કહીને. વિચાર્યું. ૩

**માધવ—** કરમાં અંતર પ્રકાશ કરજો,
દુઃખ દળદર ત્રિતાપજ હરજો,
પ્રેમ ભક્તિરે (૨) એના અંતરમાં ઠરજો રે. વિચાર્યું. ૪

ચીંથરું સમુદ્રમાં ધોઇ, શુદ્ધ કરી તેના તાર કાઢી પ્રભુની આરતી કરી સ્તુતિ કરી કે કરમાના અંતરમાં પ્રભુ પ્રકાશ કરજો.

કરમાબાઇએ ચીંથરૂં માર્યું તે પછીથી પસ્તાવો થયો કે મેં માધવદાસજી જેવા મહાત્માને ઓળખ્યા નહી. લોકો તેના ચરણ-કમળમાં સાષ્ટાંગ કરે છે, ભગવાને કેટલાક વખત તેમના પરચા પુર્યા છે. હું કેવી અધમ, અરે કેવી અભાગ્યણી, કેવી દુષ્ટ બુદ્ધિની કે મેં એક મુઠી અન્ન આપ્યું નહી પણ કુવચનોથી તીરસ્કાર કર્યો. આ પ્રમાણે મહા પસ્તાવો કરતી

રાગ—બ્રહ્માસુત હું નારદ કહાઉં.

**કર્તા—** કરમાં મનમાં મહાદુઃખ પામી,
ક્યારે મળે ફરી માધવ સ્વામી. કરમા. ટેક.

**કરમા—** સંત દુભવતાં મનમાં ન લાજી,
પ્રહાર કર્યો મુજસમ કોણ પાજી. કરમા. ૧
સિતારામ મુખે આવીને કીધું,
તેમાં મારૂં એ સંતે શું લીધું. કરમા. ૨
અધમ અભાગી હું નર્ક નિવાસી,
સેવા કરૂં થઇ સંતની દાસી. કરમા. ૩
માધવ મળે તો અન્નજળ લેવું,
સંતચરણ હું શ્રદ્ધાએ સેવું. કરમા. ૪

બે દીવસ લગી પસ્તાવો કરતી માધવની વાટ જોતી કરમાબાઇએ અન્નજળ લીધું નહી. માધવદાસને ખબર પડી એટલે માધવ મનમાં પસ્તાવા લાગ્યા, અને કરમાની આતુરતા જાણી.

રાગ–ચાલતો.

કર્તા— આરત જાણી માધવ આવ્યા,
સીતારામ કહી કરમાને ભાવ્યા. કરમા. ૫

માધવદાસજીને આવતા જોઈ કરમા સામી દોડી આવી સાષ્ટાંગ પ્રણામ કરતી માધવદાસને પોતાના ઘેર તેડી લાવી બેસાડયા, અને પોતે કરેલા અપરાધની માફી માગી, અને તેમની પાસેથી ઉપદેશ લેવા વિનંતી કરી.

માધવદાસે આરતવાન જાણી ઉપદેશ આપ્યો, સંસાર મિથ્યા, પ્રભુનું નામ સત્ય એ બરાબર થોડા વખતમાં સમજાવ્યું. તે પછીથી કરમાને દરરોજ સવારસાંજ બે વખત શ્રી જગન્નાથજીનાં દર્શન કરવાનો નિયમ આપ્યો. કરમા દરરોજ નિયમપૂર્વક દર્શન કરવાથી તથા ગુરૂશ્રી માધવદાસજીનાં વચન સચોટ બાણસમ કાળજામાં જેને લાગેલાં છે તેથી સંસાર વ્યવહાર ઉપરથી તદન વૃત્તિવિરામ પામેલી કરમાબાઈ સંપુર્ણ શ્રદ્ધાથી થોડા સમયમાં પરમ ભગવદી થઇ. એ કરમાબાઇને ત્યાં શ્રી ઠાકોરજી મળસકે ખીચડી આરોગવા પધારતા એ વાત સર્વના હૃદયપ્રદેશમાં વિદીત છે " થાળ વખતે કેટલાક લોકો બોલે છે કે, કરમાબાઈની ખીચડી " વળી એક પદમાં કહ્યું છે કે " કરમાબાઇનો કુરજમીયા " એ સિવાય " કરમા ઉપર કરૂણા કરી ચારે યુગમાં પ્રકાશી " એવા એવા અનેક દાખલાઓ છે. માધવદાસજી શ્રી જગન્નાથપુરીમાં રહેતા હતા. એક વખતે કોઈ એક બ્રાહ્મણ શ્રી કાશીપુરીથી ભણીને

## રાગ—મરાઠી સાખી.

**કર્તા—** દેશદેશથી વિજય કરતો પંડીત પુરીમાં આવ્યો,
સૌએ બતાવ્યા માધવ મળીને માધવને મન ભાવ્યો;
કહે માધવદાસ, હારેલો હું છું હરિનો દાસ. કહે માધવ.

પંડીત દેશેદેશથી જીતનાં સરટીફીકેટ મેળવતો મેળવતો આવેલો. પુરીમાં તમામ વિદ્વાનોએ ભેગા થઇ માધવદાસને બતાવ્યા. માધવદાસ પંડીતને કહે છે,

**માધવદાસ**—પંડીતજી ! હું તો હરિનો દાસ છું તે આપના જેવાના વીતંડાવાદથી સદાય હારેલો છું.

**પંડીત**—શાસ્ત્રાર્થ કરો એમ કેમ બોલો છો ?

**માધવદાસ**—શાસ્ત્રાર્થ કરી વખત ગાળી તમારી પાસેથી મારે જીત મેળવી પાઘડી બાંધવી નથી. એટલીવાર ભગવાનનું સ્મરણ ના કરૂં ! કે તે માથાકુટ કરૂં !

**પંડીત**—માથાકુટ સમજતા હો, અને શક્તિ ના હોય તો જીત લખી આપો.

## રાગ—કાનરો—રામ ભજો મેરે પ્યારે.

**કર્તા—** કહે પંડીત લખીદો જીત, (૨)
જગતતણી છે એવી રીત. કહે. ટેક.
હરીજન હરિ સમરીને લખતા મનમાં ઝાઝી પ્રીત,
માધવ હાર્યા લખીયું પ્રેમે શાન્ત થયું જોઈ ચિત્ત. (૨) કહે. ૧
મુક્યું ઠેકાણે પંડીતે પરખી પામી સુખ અમીત,
સભા કરી જઈ છોડયું કાશી વંચાયું વિપરીત. (૨) કહે. ૨

માત્ર જગન્નાથપુરીના વિદ્વાનો જીતવાના બાકી રહેલા તે પણ જીતી જીત લખાવી વાંચી ઠેકાણે મુકી પંડીતે કાશીમાં આવી સભા કરી ઠેકાણા ઠેકાણાના સરટીફીકેટો અને જીતો કાઢી સભામાં રજુ કરી.

સભાસદોએ તપાસતાં જગન્નાથપુરીના સમસ્ત વિદ્વાનો તરફથી માધવદાસ જીત્યા, અને પંડીત હાર્યા, એમ વાંચી પંડીતને બતાવતાં પંડીતના ખેદનો પાર રહ્યો નહી.

માધવદાસ મહાન્ ભક્ત હતા. તેમને પ્રભુ કેમ હારવા દે, માધવદાસે તો બરાબર લખી આપ્યું હતું કે પંડીત જીત્યા ને માધવ હાર્યા, પણ પ્રભુ ઇચ્છાથી કાશીમાં અવળું વંચાયું.

રાગ–ચાલતો.

અકળ કળા અવિનાશી કેરી પ્રાતપ ગોવિન્દ ગીત,
વઢતો આવ્યો માધવ પાસે ઉલટું કેમ લખીત.–(૨) કહે. ૩

પંડીત આવી માધવદાસને લડવા મંડયો. માધવદાસ કહે છે ભાઇ મેં બરાબર લખી આપ્યું. તેં તારી મેળે વાંચી તપાસી ઠેકાણે મુકયું હવે પાછળથી વાંધો પાડનો આવે એ કોના ઘરની રીત ! હવે તો

રાગ–વાહાલાજીના મહીનાનો.

માધવ– તું જાણેને જાણે તારૂં કામ રે, પંડયાજી
વાદ કર્યા વીણ લખ્યું સાક્ષી ઘનસ્યામ અમને દંડયાજી. ૧
પંડીત– કપટ કરીને કીધી છે ઠગબાજી રે, પંડયાજી
કહું તેમ કરો મુજ મનડું થાયે રાજી. અમને દંડયાજી. ૨
પંડીત– ગર્ધવ બેસો કાને બાંધું ઉપાન રે. પંડયાજી.
ઢોલ ભુંગળ અને ફરકાવું નીશાન. અમને દંડયાજી. ૩

ગધેડે બેસાડી બે કાને બે જોડા બાંધી ઢોલ ભુંગળો વગડાવી નીશાન ફરકાવી વરઘોડો કાઢું તોજ મારૂં મન રાજી થાય, અને હું જીત્યો એમ જગતમાં મનાય.

માધવદાસ—ભલે ભાઇ તમારૂં મન એમ રાજી થતું હોય તો એમ કરો. મારી સમભાવના છે એટલે મને તો માન અપમાન બેઉ

સરખાંજ છે. તમારી ઇચ્છા પુરી કરો પણ જરા શાન્ત થાઓ હું સમુદ્રમાં સ્નાન કરી પછી તમારી પાસે આવું મારો સ્નાનનો સમય છે

રાગ—ચાલતો.

**કર્તા**— સ્નાનને માટે સીધાવ્યા માધવદાસ રે પંડયાજી;
પ્રભુ વિચારે ભકતને દેશે ત્રાસ. અમને દંડયાજી. ૪

પ્રભુએ વિચાર કર્યો કે માધવદાસને આ અશ્રદ્ધાળુ અને અભક્ત પંડીત બહુજ ત્રાસ આપશે માટે હું માધવદાસના આવતા લગી માધવનું સ્વરૂપ લઇ માધવની હાજરી ભરી આવું. એમ નિશ્ચય કરી પ્રભુ માધવ થઇ પંડીત પાસે આવ્યા. પંડીતે ઉપર કહ્યું છે તે પ્રમાણે મનમાનતું કર્યું. લાવી મંદીર આગળ ઉતાર્યા. પ્રભુ વિદાય થયા.

થોડીજવારમાં માધવ સ્નાન વિધિ પરવારી આવ્યા.

**માધવદાસ**—ચાલો મહારાજ જેમ તમારૂં મન માને તેમ કરો.

**પંડીત**—હું એવો મૂર્ખ નથી તે બીજીવાર ગધેડે બેસાડું.

**માધવદાસ**—બીજી ત્રીજી જવા દઇને જે કરવું હોય તે કરોને !

**પંડીત**—તમે ઘેલા થયાછો ! એકવાર તો તમને મારા મનમાનતી રીતે ગામમાં ફેરવી મારી જીતનો ડંકો વગાડયો હવે તમે ફરી શામાટે ગધેડાપર બેસવા આવોછો ! ભાવ થતો હોય તો આવો.

**માધવદાસ**—ભાઈ ! હું સ્નાન કરી હાલજ ચાલ્યો આવુંછું.

**પંડીત**—તમે ભુલ ખાઓછો. તમે જાતેજ આવી વરઘોડે ફરી ગયા.

**કર્તા**—માધવદાસનો સંપૂર્ણ નિશ્ચય થયો કે ચોક્કસ ભગવાને આવી મારી વતીનું દુઃખ વેઠી લીધુ. અરેરે મારે માટે ભગવાનને કેટલો બધો ત્રાસ, પરીશ્રમ, ના કરવાનું અણઘટતું કાર્ય કરવું પડયું. તેનો પરિતાપ કરવા લાગ્યા.

પંડીત પણ સમજ્યો કે આ વાતમાં કાંઇ વિપરીત થયુ હોય એમ લાગે છે. પછી પંડીતે માધવદાસને ઘણા આગ્રહથી સોગન દઇ

પુછયું તો એમ જણાવ્યું કે ભગવાન આવ્યા હતા. અને અણુઘટતી રીતે તમે ભગવાનનો અપરાધ કર્યો તે સાંભળી પંડીતની ખાત્રી થઈ.

રાગ–ચાલતો.

લજ્જીત થઇને માધવ ચરણે નમીયારે પંડયાજી,
પંડીત– ઓળખ્યા વીણ મેં તમને ઝાઝા દમીઆ. અમને દંડયાજી. ૫

કર્તા–પંડીત વારંવાર માધવદાસજી પાસે ક્ષમા માગતો માગતો ઘણી સ્તુતિ કરી પાછો શ્રી કાશીપુરી ગયો માધવદાસ પોતાની ગુફામાં ગયા.

કેટલાએક દીવસો વિત્યાબાદ માધવદાસજીએ વિચાર્યું કે પ્રભુએ શ્રી કૃષ્ણાવતાર ધારણ કરી અનેક પ્રકારે લીલાઓ કરી તે વ્રજ-ભૂમિનાં દર્શન કરવાની ઇચ્છા થઇ તેથી

રાગ–જાદુગારો ધુતારો જાદુ કરી ગયો રે.

વ્રજલીલા (૨) જોવાને મન હોંશ કરી રે,
ચાલ્યા પ્રભુ ચરણ ચિત્ત જોડીને. વ્રજલીલા. ટેક

ગોવિન્દ ગાતા પ્રિતથી રસ્તે;
ક્ષુધા શાન્તિ હાં હાં રે (૨) ને માટે ગયા પુરમહી રે,
ચાલ્યા પ્રભુ ચરણ ચિત્ત જોડીને. વ્રજલીલા. ૧

પ્રભુનું સ્મરણ કરતા કરતા રસ્તે ચાલતા હતા. માધવદાસજીને ક્ષુધા લાગવાથી એક ગામમાં જઇ એક સાઠ વર્ષની ડોશીને ભોજન માટે કહેવા લાગ્યા. ડોશીએ ઘણા પ્રેમથી માધવદાસને ભોજન કરાવવા હા કહી રસોઈ કરી, માધવદાસજીને જમવા બેસાડયા, તે વખતે ડોશી સામે બેઠી.

રાગ–ચાલતો.

જમતાં નિહાળી ડોશી રૂદન કરતી,
આંસુ ઢાળો હાં હાં રે (૨) માધવ પુછે માતા કહી રે;
ચાલ્યા પ્રભુ ચરણ ચિત્ત જોડીને. વ્રજલીલા. ૨

જમતાં જમતાં માધવદાસજીએ ડોશીને રૂદન કરતાં જોઇ ઘણીજ દીનતાથી માતુશ્રી કહી પુછવા માંડયું કે, હે માતાજી ! આપ મને અત્યંત પ્રેમથી ભોજન કરાવવા સામાં બેઠાંછો અને રૂદન શા માટે કરોછો ! તે સાંભળી ડોશી ઘણું રડવા લાગી. તેથી ફરીથી માધવદાસજીએ ઘણા આગ્રહથી પુછયું તો ડોશી બોલી

રાગ–**ચાલતો.**

**ડોશી—** શ્યામ સ્વરૂપનો સુન્દર બાળક,
કોનો લાવ્યા–હાંહાંરે (૨) માતા તેની દુ:ખી હશે રે;
ચાલ્યા પ્રભુ ચરણ ચિત્ત જોડીને. વ્રજલીલા. ૩

તમારી સાથે આ શ્યામ સ્વરૂપનો પણ મહા તેજસ્વી બાળક જે જમે છે તેને જોઈ મને રડવું આવે છે. રડવું આવવાનું કારણ કે મારો દીકરો આવડો અને એવાજ રૂપરંગનો તેને કોઈ સાધુ ભોળવા લઇ ગયો છે તે વાત આ તમારી સાથેના બાળકને જોઈ મને સ્ફુરી આવી તેથી રડવું આવ્યું, મહારાજ !

રાગ–**ચાલતો.**

લાવ્યા ભોળવી સાથ શી રીતે,
ચિન્તા તેના–હાંહાંરે (૨) ચિત્તમાંથી કહો કેમ ખસે રે;
ચાલ્યા પ્રભુ ચરણ ચિત્ત જોડીને. વ્રજલીલા. ૪

તમે આવડા નાના બાળકને શી રીતે ભોળવ્યો ?

**માધવદાસ**—માતાજી ! હું એકલોજ છું મારી સાથે કોઈ નથી, તમે નવ દશ વર્ષનો બાળક બતાવો છો.

**ડોશી**—તમે મહાત્મા થઈ શા માટે ખોટું બોલો છો ! છોકરો એવો નથી કે કોઈ પરવા ના કરે ! આ તમારી સાથેના છોકરાના માથા પર સુવર્ણમુકુટ પહેરેલો છે. કાનોમાં કુંડળ છે. પીળું પીતામ્બર પહેરેલું છે. ગળામાં પુષ્પોના હાર છે એ સિવાય બીજા ઘણા

શણગાર છે. જરકશીનો જામો પહેર્યો છે. હાથમાં છડી અને વાંસળી છે. આવો સુંદર બાળક આવા આવા અલંકારોથી સુશોભીત છે.

કર્તા—માધવદાસજીએ વિચાર કર્યો કે અહોહો ! ! ! ભગવાન મારૂં રક્ષણ કરવા માટે સદાકાળ મારી પાસે રહી કેટલો બધો પરિશ્રમ વેઠે છે ! એમ પ્રભુના પરિશ્રમ બદલ બહુ સ્તુતી કરવા લાગ્યા. ત્યાંથી માધવદાસજી વ્રજમાં પોહોચ્યા અને શ્રી વિહારીલાલના મંદીરમાં જઈ દર્શન માટે ઊભા રહ્યા.

**વિષય વાત મમ માત તજીને–એ રાગ.**

ઊભા વીહારીલાલ મંદીરમાં માધવ દરશન કરવાને,
રૂપ ઠસાવ્યું હૃદયકમળમાં તાપ ત્રિવિધના હરવાને.
આપે સદાવ્રત શેર ચણાનું પેટ પ્રાણીનાં ભરવાને
યમુના તીરે લઇને આવી સ્નાન કર્યું હરિ ધરવાને
ભાવે આરોગો ભુધર મારા
એ......................સેવક સંકટ હરવાને.
એ....................................ઊભા વિહારી.

વિહારીલાલ મહારાજનાં દર્શન કર્યાં, પ્રભુનું સ્વરૂપ પોતાના હૃદયપર ધારી હરિસ્મરણ કરતા કરતા માધવદાસજી ગદ્દગદ્દ કંઠ થઈ ગયા. થોડી વાર સ્તુતી કરી.

તે મંદીરમાં મહંત દરેક સાધુ બહારથી આવે તેને શેર ચણા શેકેલા આપતા તે પ્રમાણે મહંતે માધવદાસજીને પણ શેર ચણા શેકેલા અપાવ્યા તે લઈ શ્રી યમુનાનાં તીર પર ગયા, સ્નાન કર્યું અને પ્રભુનું સ્મરણ કરી પોતાના સ્વચ્છ વસ્ત્રમાં ચણા પ્રભુને ધરાવ્યા.

**માધવ—હે પ્રભુ ! હે સર્વેશ્વર સર્વાત્મા!** હે અખંડ **અવિનાશી ! આ દીન દાસની ભેટ શ્રદ્ધા ભક્તિથી અર્પણ કરૂં છું તેનો સ્વીકાર કરો, અને આરોગો.**

**કર્તા**—સંપૂર્ણ પ્રેમવાળા માધવદાસજીના સખા હતા તેથી આ. મંત્રણ કરતામાંજ પ્રભુ પધાર્યા અને ચણા સામગ્રી છપ્પન ભોગથી પણ અધિક માની આરોગવા મંડયા. પ્રભુએ પ્રસાદ માધવને આપ્યો.

વિહારીલાલ મહારાજના મંદીરમાં રાજભોગનો સમય થયો એટલે મહંતજીએ શ્રી ઠાકોરજીને રાજભોગની સામગ્રી ધરાવી, એટલે શ્રી ઠાકોરજીએ શ્રીમુખે કહ્યું,

### રાગ–ચોપાઇ જેવો–અનીહાંરે.

**કર્તા**— કર્યો શ્રીમુખે હરીએ ઉચ્ચાર,
**ભગવાન**–નથી ભોગની ઈચ્છા લગાર, અનીહાંરે. નથી.
ચણા જમાડી ખુબ ધરાવ્યો,
મારો ભકત જે માધવ આવ્યો, અનીહાંરે. મારો.
જમતાં જમતાં જવાયું થાકી;
તેના સ્વાદમાં કાંઇએ ના બાકી, અનીહાંરે. તેના.
છપનભોગમાં એવો ન સ્વાદ,
નથી કોઈ રીતે અપવાદ, અનીહાંરે નથી.

**કર્તા**–મહંતને માધવદાસનો પ્રભાવ જણાયો. શ્રીમુખથી માધવ મહાત્મ સાંભળી મહંતને ઘણોજ પસ્તાવો થવા લાગ્યો કે અરેરે!! મેં માધવદાસજીને ઓળખ્યા નહી. અને તેમને પણ બીજા બધાની માફક શેર ચણા આપી વિદાય કર્યા. હે પ્રભુ! હું ભુલ્યો.

### રાગ–ચાલતો.

**મહંત**– કરો માફ મને મહારાજ,
થાઓ તૃપ્ત સુધારો કાજ, અનીહાંરે. થાઓ.
**ભગવાન**–મને તૃપ્ત કરવા હોય આશ,
તો જમાડોને માધવદાસ, અનીહાંરે. તો જમાડો.
**મહંત**—ખોળું કયાં જઈ મહંત ઉચારે,

**ભગવાન**-હશે શ્રી યમુનાંને કીનારે, અનીહાંરે. હશે.

**કર્તા**-મહંતજીને શ્રી ઠાકોરજીએ પડદે રહી આ પ્રમાણે પ્રત્યુત્તરના શબ્દોના ભાસ કરાવ્યા. મહંતજી મહા પસ્તાવો કરતા કરતા શ્રી યમુનાંજીના તીરપર આવી માધવદાસજીને ખોળી વિનંતી કરી.

**માધવદાસ**-મને તમે નિયમ પ્રમાણે સદાવ્રત આપ્યું. મેં મારા નિયમ પ્રમાણે ભગવાનને ધરાવી પ્રસાદ લઈ શ્રી યમુનાંજીનું પવિત્ર જળ પી હરી સ્મરણ કરતો શાન્ત બેઠો છું.

**મહંત**-તમે ચણા ધરાવ્યા તે તમારા અત્યંત પ્રેમથી શ્રી ઠાકોરજીએ એ ચણાનો અંગીકાર કર્યો. મારી ભુલ થઇ, મેં તમને ઓળખ્યા નહી, તમારો પ્રભાવ જાણ્યો નહી, તેથી મારાથી તમારો સત્કાર થયો નથી. મારા મંદીરના શ્રી ઠાકોરજી રાજભોગ આરોગતા નથી. ઘણી વિનંતી કરતાં પડદેથી એવો ભાસ થાય છે કે મને રાજભોગ આરોગાવવો હોય તો માધવને પ્રથમ તૃપ્ત કરો. તેથી આપ કૃપાળુ મંદીરમાં પધારો. તમારા પ્રેમના વશ શ્રીપ્રભુ છે, મને આપનો એક શિષ્ય તરીકે ગણી સદ્બોધ આપો.

**કર્તા**—માધવદાસજી પ્રભુ આજ્ઞા સાંભળી તુરત ઊઠયા. મહંતના મંદીરમાં આવી બેઠા. મહંતે શ્રી ઠાકોરજીને રાજભોગ ધરાવ્યો, પ્રસાદી માધવદાસને લેવરાવી તૃપ્ત કર્યા. *

માધવદાસજી ત્યાંથી વ્રજમાં ને વ્રજમાં શ્રી હરીયાન વન પધાર્યા.

**રાગ—અરજ કરે છે મીરાં રાંકડીરે.**

**કર્તા**— માધવ હરીયાન વનમાં આવીયા રે હરિ ઊચરતા
સેવાથી મહંતને મન ભાવીયા રે હરિ ઊચરતા. ટેક.

* ઘણા દીવસ આરાધના કરતાં પણ પ્રભુ પડદેથીય જવાબ ન દે. છતાં મહંતને તુરત જવાબ દેવાનું કારણ માધવદાસજીનું મહાત્મ વધારવાને માટે, અને માધવના અનન્ય પ્રેમથીજ.

સેવા ગાયોની નવ થાતી જોઇને વહાલા
છાણુ વાસીદાં ઊઠાવીયાં રે. હરિ ઊચરતા. માધવ. ૧

હરીયાન વનમાં એક મંદીરમાં માધવદાસજી અભ્યાગત રૂપે રહ્યા. તે મંદીરમાં ગાયો ઘણી હતી ગાયોની સેવા બરાબર થતી નહી તેથી માધવદાસજીએ ગાયોની સેવા કરવા માંડી. મહંતના મનમાં માધવદાસજી ભાવ્યા. માધવદાસજીને મહંતે એક સાધારણ ભીક્ષુક સાધુ રખડતા તરીકે જાણીને

રાગ—ચાલતો.

મહંત વિચારે સાધુ સાધારણ વહાલા.
અન્ન આપીને દબાવીયા રે. હરિ ઊચરતા. માધવ. ૨

મહંતે જાણ્યું આખા એક નોકરનું કામ કરે છે તેથી માધવદાસજીને પેટપુર અનાજ આપવા માંડયું. એક વખતે માધવદાસ ગાયોનું વાસીદું કરતા હતા. મહંતજી સામો પાટ નાખી કારણુસર બેઠેલા. મહંતને માધવદાસજીનાં બનાવેલાં પદ ગાવાનો શોખ હતો, તે વખતે પદ ગાવા લાગ્યા.

રાગ—ચાલતો.

મહંત ગાતા પદ માધવ કેરાં વહાલા.
છાણાં બનાવતાં ચેતાવીયા રે. હરિ ઊચરતા. માધવ. ૩

માધવદાસજીએ છાણાં બનાવતાં બનાવતાં મહંતજી ખોટું પદ બોલતા હતા તેમની ભુલ સુધારી, તેથી મહંત તેનાપર ( માધવદાસ ઉપર ) ખુબ ગુસ્સે થઇને બોલ્યા,

રાગ—ચાલતો.

**મહંત**— તું શું જાણે એ તો માધવની કૃતી વહાલા.
**કર્તા**— કરી અપમાન દબાવીયા રે, હરી ઉચરતા. માધવ. ૪
મૌન્ય રહ્યા મન માધવ સમજી વહાલા,
અન્નદાતા નહી દુભાવીયા રે, હરિ ઉચરતા. માધવ. ૫

મહંતજી અન્નદાતા છે એમ જાણી ખોટું પદ બોલનારા મહંત-જીનું અપમાન સહન કરી રહ્યા. માધવદાસજી પોતે પ્રગટ થયા નહીં. મહંત મહા અભિમાની હતા, માધવદાસને ગોપાલક તરીકે મંદીરમાં રાખ્યા હતા. માધવદાસજી ગાયોની સેવા માટેજ રહ્યા હતા. એમ કરતાં

**રાગ–હું શું જાણું જે વહાલે મુજમાં શું દીઠું.**

વિત્યો ઘણો કાળ એમ માધવને,
સેવે સરળ ચિત્ત તરવાને ભવને. વિત્યો. ટેક.
પુરીતણો રાય દર્શને આવ્યો,
**રાજા**— ગુરૂજી મારા ક્યાં છે કોઇ દરસાવો. વિત્યો. ૧

**કર્તા**–માધવદાસજીને શ્રીજગન્નાથપુરીથી વ્રજમાં આવ્યે ઘણો વખત થયો તેથી માધવદાસના સમાગમ સિવાય પુરીના રાજાને બીલકુલ ચેન પડયું નહી તેથી માધવદાસજીની ખોળ કરતો કરતો વ્રજમાં આવી પુછતો પુછતો હરીયાન વનમાં આવ્યો.

જ્યાં આગળ માધવદાસ રહ્યાં છે તે મંદીરમાં તપાસ કરતો કરતો આવી માધવદાસજીની ખબર પુછવા લાગ્યા.

રાગ–ચાલતો.

ભાળ મળી આવ્યા ખોળી ગૌશાળા,
દેખી ગુરૂને થયા રાય દુઃખાળા. વિત્યો. ૨

ગૌશાળામાં આવી રાજાએ જોયું તો માધવદાસજીને છાણાં થાપતા જોઇ રાજા અત્યંત દુઃખી થયો અને મહાપરિતાપ કરવા લાગ્યો, માધવદાસજીને સાષ્ટાંગ પ્રણામ કરી ગદ્‌ગદ્‌ કંઠ થઇ હાથ જોડી ઉભો રહ્યો, એટલે તેજ ગૌશાળામાંથી બીજા એક સાધુએ કહ્યું કે,

રાગ–ચાલતો.

**સાધુ**— દર્શન મહંતનાં આવ્યા હો કરવા,
બેઠા અંદર જાઓ પાતક હરવા. વિત્યો. ૩

હે દરબાર સાહેબ! મહંતજીનાં દર્શન કરવા આવ્યા હો તો મહંતજી તો અંદર બેસ છે માટે અંદર પધારો.

રાગ—ચાલતો.

રાજા— સાચી વસ્તુ મારી હતી રે ખોવાઇ,
પામ્યો પ્રભુની કૃપાએ હું ભાઇ વિત્યો. ૪
કામ નથી કાંઈ મહંતનું મારે,
મળીયા ગુરૂ કોટી કારજ સારે. વિત્યો. ૫

ભાઇ! મારે મહંતનું કામ નથી. મારી સાચી વસ્તુ ખોવાઇ હતી તેને ખોળવા આવ્યો છું. પ્રભુકૃપાએ તે વસ્તુ મળી. હવે મારાં સર્વ કાર્ય સફળ થશે.

કર્તા—રાજા માધવદાસજી પાસે હાથ જોડી ઉભો રહ્યો. માધવદાસજી ગૌશાળામાં વાસીદુ કરતા હતા. આ બનાવ મહંતજી થોડે દુર ઉભા ઉભા જુવે છે. રાજાએ માધવદાસની સ્તુતી કરવા માંડી.

રાગ—ભુધર હું તમને ભુલ્યો રે—એ રાગ.

રાજા—વાલમજી વહેલા વળજો રે, શ્યામ સ્નેહી.
સેવકનાં દુઃખડાં દળજો રે, શ્યામ સ્નેહી. ટેક.
વાહાલાજી થાય વિયોગનાં દુખ ભારી,
તમ વિના પ્રજા દુખીયારી રે. શ્યામ સ્નેહી. વાલમજી. ૧
રહે પ્રાણ વિનાનો દેહ જેમ સ્વામી,
તમ વિના સહુ દુઃખ પામી રે. શ્યામ સ્નેહી. વાલમજી. ૨
અકળાઈ આવ્યા તેડે પુરીમાં પધારો,
સેવકનાં કાર્ય સુધારો રે. શ્યામ સ્નેહી. વાલમજી. ૩
વિનંતીને વિચારી માધવદાસ વળીયા,
પુરીજનને પ્રેમે મળીયા રે. શ્યામ સ્નેહી. વાલમજી. ૪

**કર્તા**—રાજાની સ્તુતી સાંભળી માધવદાસજી શ્રી જગન્નાથજી આવવા માટે મહંતજીની આજ્ઞા લેવા ગયા. મહંતે માધવદાસજીનો પ્રતાપ જોયો નહોતો. તે પણ રાજાની આધીનતા અને માધવદાસજીનું મહાત્મ્ય જોઇ ચકીત થઇ ગયો. માધવદાસજી આજ્ઞા લેવા આવ્યા એટલે મહંતજીએ માધવદાસજીને સાષ્ટાંગ પ્રણામ કરી પોતાથી થયેલા અપરાધની ક્ષમા માગી. માધવદાસજી ત્યાંથી શ્રી જગન્નાથપુરી આવવા નીકળ્યા. પુરીનો રાજા સાથે છે.

રસ્તે આવતાં માધવદાસજીનું ગામ ત્યાંથી નજીક આવતું હતું. રાજાના આગ્રહથી માધવદાસે માતુશ્રીને મળવાની ઇચ્છા જણાવી તેથી માતુશ્રીનાં દર્શન કરી જવું એમ ઠરાવ કરી તે રસ્તે વળ્યા. પાંચ ગાઉ છેટું ગામ રહ્યું. રાત પડી ગઇ તેથી ધર્મશાળામાં મુકામ કર્યો.

**રાગ-રાજા રણછોડ માગું શરણ તમારૂં.**

મળવા માતાજીને માધવ આવ્યા,
માધવ આવ્યા જન સહુકોને ભાવ્યા. મળવા. ટેક.
છેટું ગાઉ પાંચ ગામ, માધવે કર્યો મુકામ;
કૃષ્ણે કર્યું એકજ કામ, માધવ આવ્યા. મળવા. ૧

માતાની દુઃખી અવસ્થા હતી. વળી માધવ ઉપર માતાનું મમત્વ થાય નહી અને માધવ ઘેર રહેવાનો આગ્રહ ન કરે એટલા માટે પ્રભુએ જે રાત્રે માધવ પાંચ ગાઉ છેટેના ગામમાં ધર્મશાળામાં ત્યાં રાત હતા.

**રાગ-ચાલતો.**

વસે એક ગૃહસ્થ મોટો, લક્ષ્મી તણો જેને ન ટોટો;
સ્વપ્નામાંહી માર્યો સોટો, માધવ આવ્યા મળવા. ૨
**ભગવાન-ભક્ત** મારો આવ્યો ચાલી, તુંબીપાત્ર કરમાં ઝાલી;
[1]સરામાં જુવો નીહાળી, માધવ આવ્યા. મળવા. ૩

૧. ધર્મશાળા.

નામ એનું માધવદાસ, કરે નહી કોઈની આશ;
રહ્યો આજ રાત્રી વાસ, માધવ આવ્યા. મળવા. ૪
હજારની આપો હુંડી, ઓછી નહીં થાય મુડી;
વૃત્તિ મુજ ચરણે ઊંડી, માધવ આવ્યા. મળવા. ૫

મારા સિવાય બીજા કોઇની આશા કરતો નથી એવો મારો ભક્ત તમારી પાસેથી હુંડી ક્યારે લેશે કે

રાગ-**ચાલતો.**

લેશે જ્યારે કહેશો વાત, સ્વપ્નામાં બની સાક્ષાત;
મારા સમ દેશો સાત, માધવ આવ્યા. મળવા. ૬

**કર્તા**—આ પ્રમાણે ભગવાન ગૃહસ્થને સ્વપ્નામાં સમજાવી અંતર્ધ્યાન થયા. ગૃહસ્થને તે પછી થોડી રાત્રી હતી તોપણ ઊંઘ નહી આવી. ગૃહસ્થે વિચાર કર્યો કે મારા રળતરને પણ ધન્ય છે કે શ્રીહરિની આજ્ઞાથી મહાન્ પુરૂષને મોઢે જશે. ૭ ઘડી રાત્રી હતી તે વખતથી ઉઠી સ્નાન વિધિથી પરવારી હજાર રૂપીઆની હુંડી હાથમાં લીધી. ગૃહસ્થે ધર્મશાળામાં આવી

**સાખી.**

**કર્તા**- ખોળ્યા પ્રાતઃકાળમાં, હુંડી દેતાં હાથ;
**ગૃહસ્થ**- માફ કરો મુજને દીએ, જદુપતી જગનાથ. સિયાવર. ૧

**કર્તા**—ગૃહસ્થ હાથમાં એક હજાર રૂપીઆની હુંડી લઇને માધવદાસને આપવા લાગ્યો. માધવદાસનું નામ દઇ બોલાવ્યા. આપતાં માધવદાસને કહે છે તમને આ હુંડી શ્રીહરિ આપે છે. હુ નથી આપતો; તમે અનાદર કરશો નહીં.

**માધવદાસજી**—ભગવાનની પ્રેરણાથી આખા જગતના વ્યવહાર ચાલે છે માટે સર્વને આપવાવાળા ભગવાનજ છે, પણ અહીં તો

તમે નિમિત્ત છો. મારે હજાર રૂપીઆની કશી જરૂર નથી, જરૂર હશે તો મારા સ્યામસુન્દર મદનમોહનજીને ઘેર કોઇ રીતની ખામી નથી તે હું તમારી પાસેથી લઉં!

**ગૃહસ્થ**--આ સ્યામસુન્દર પોતેજ આપે છે. હું તમને ઓળખતો નહોતો. તમારૂં નામ, ઠામ, ઠેકાણું કાંઇપણ જાણતો નહોતો તે બધું ભગવાનના અનુગ્રહવડે જાણી શ્રીહરિની આજ્ઞાથી હું સેવા કરવા માટે ઉભો છું. જુવો આજ રાત્રીએ!

રાગ-**મારૂં માણેકડું રીસાયું રે શામળીયા.**

**ગૃહસ્થ**- મને સ્વપ્નામાં આવ્યા મોરારી રે, ઓ માધવજી;
નહી ચાલે આ હઠ તમારી રે, ઓ માધવજી. ટેક.

**સાખી.**

આજ્ઞા અખીલેશ્વર તણી, લોપો શું ભક્તરાજ;
હુકમ કરી હરખ્યા ઘણું, ગોવિન્દ ગરીબનિવાજ.
ઝટ જોતાંમાં લેશે સ્વીકારી રે, ઓ માધવજી. મને. ૧

**સાખી.**

**માધવદાસજી**- હું શું કરૂં એ દામને, મોહનજીની મેહેર;
માતાને મળવા જાઊં, હરિ ઇચ્છાએ ઘેર.
નથી લેવાની ઇચ્છા લગારી રે, ઓ માધવજી. મને. ૨

**સાખી.**

**ગૃહસ્થ**— માતા ને બાળક તણી, હરિ લેવા સંભાળ;
સાત વખત સમ દઈ કહું. નંદ યશોદા બાળ.
ખોટું બોલું તો સમ ગીરધારી રે, ઓ માધવજી. મને. ૩

**સાખી.**

**કર્તા**— હરિ ઇચ્છા આધીન થઇ, હુંડી લીધી હાથ
લુબ્ધ ન થાવા સદનમાં, કૃપા કરી શ્રીનાથ
એવા શામળીયા સુખકારી રે. ઓ માધવજી. મને. ૪

## સાખી.

ગોવિન્દ ગાતા આવીઆ, નિજપુર મનમાં પ્રેમ;
પ્રણામ કીધો માતને, પુછયું કુશળ ક્ષેમ.
વહે નેત્રોથી પ્રેમનાં વારી રે, ઓ માધવજી. મને. ૫

માતાજીની પાસે એકાદ બે દીવસ પુરીના રાજા સાથે રહ્યા પણ માધવદાસજીનું મન બિલકુલ ગોઠતું નથી તેથી

### રાગ—બાળા કૃષ્ણનું હાલરૂં.

**કર્તા**— મન નહી ગોઠે રાત ને દાન, વૃત્તિ પ્રભુચરણ લૈ લીન,
પ્રીતિ જેમ વારીને મીન, માધવ માધવ સંભારતા. ટેક.

**માધવદાસજી**—માતા પાસે કરી વિનતી,
માતા દેજો આશીષ, રીઝયા શ્રી જુગદીશ,
ભવદધી જેથી તરીશ, માધવ માધવ સંભારતા. ૧

## સાખી.

**કર્તા**— માતે મન વિચારીયું, માધવે તાર્યું કુળ
**માતા**— પ્રભુ તુજ ઇચ્છા પુરશે, જેમ પુર્યાં પટકુળ,
સૌથી સમરથનો આશરો,
ઇકોતેર તારી તેં વીર, ધન્ય ધન્ય તારી છે ધીર,
**કર્તા**—આવ્યાં નેત્રોમાં નીર, માધવ માધવ સંભારતા. ૨

માધવદાસજી માતાની શુભ આશીષ પામી, ભગવાનની આપેલી હજાર રૂપીઆની હુંડીનાં નાણાંની વ્યવસ્થા કરવાની માતુશ્રીને સોંપી રાજાની સાથે શ્રી જગન્નાથપુરીમાં પધાર્યા અને શ્રીહરિની સન્મુખ સદાને માટે રહી આયુષ્ય મર્યાદા શ્રી જગન્નાથજીમાં પુરૂં કરી પ્રભુના સ્વરૂપમાં મળ્યા.

### રાગ—ચાલતો—સાખી.

પુરીમાં પ્રેમે આવીયા, પ્રભુએ પુર્યા કોડ;
કહે **ભીખાલાલ** ભાવથી, બોલો શ્રી રણછોડ.

પરચા પુર્યા અપાર છે,
ધન્ય ધન્ય માધવની ટેક, શું વર્ણવી શકું હું નેક,
મુખમાં જીભ્યા છે એક, માધવ માધવ સંભારતા. ૩

## સાખી.

પ્રભુ પાસે માધવ રહ્યા, સખા થયા ઘનસ્યામ,
માધવ મહીમા સુણતાં, સ્હાય શ્રી સીતારામ. સીયાવર

## ધુન્ય.

હરિ હરિ રાધા જય રાધા.
જય રા......ધા જય રાધા—
હરિ હરિ રાધા જય રાધા.

---

## ઇતિ શ્રી માધવદાસજીનું આખ્યાન સમાપ્ત.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



શ્રી



શ્રી રણછોડરાય વિજયતે.

# શ્રી સત્યનારાયણની પાંચ અધ્યાયની કથાનું આખ્યાન.



રાગ--મરાઠી સાખી.

કર્તા- સિદ્ધિ બુદ્ધિ પતિ સ્મરણ કરંતાં મંગળ હોય સદાયે.
શ્રીગોવરધનધર કૃપાથી બંધન ભવનાં કપાયે;
જય જય સત્ય દેવ, ચરણ કમળની દેજો સેવ. જય જય. ૧

પ્રિય બન્ધુઓ ! આ જગતમાં જેટલા જેટલા પદાર્થો દ્રષ્ટીગોચર થાય છે તે સર્વ કાળે કરીને નાશ પામનારા છે. માત્ર સૃષ્ટીના નિયંતા કે શ્રી હરિ જ અવિનાશી છે.

નાશવંત પદાર્થો ઉપર આસક્તિ કરી તે તે વિષયોમાં લુબ્ધ ન થવું એ બુદ્ધિમાન પુરૂષોનું લક્ષણ છે. કેટલાક પુરૂષો તો ધનનું, ઐશ્વર્યનું, સુખ સંપત્તિનું, પુત્ર પૌત્રાદિકનું, ધરાનું અને કોઈ કાળે પણ સ્થિર નહી અને નિશ્ચય ક્ષણભંગુર છે એવા તનનું અભિમાન કરી મિથ્યા મમત્વથી મોહપાશે બંધાઈ વારંવાર અનેક પ્રકારનાં દુઃખો ભોગવે છે. માટે

રાગ– વિષય વાત મમ માત તજીને–એ લય.

કર્તા– નાશવંત આ દેહ ઉપર નો મિથ્યા મમત તું છોડી દે,
ચક્રપાણીના ચરણકમળમાં ચિત્ત અહરનીશ જોડી દે;
પંચ વિષય પર અતિશય પ્રીતિ તૃષ્ણા તંત તું તોડી દે,
સ્યામ સુન્દર છબીલાની છબીને અંતર પટ પર ચોહોડી દે;
નામ અમૃત રસ અળગું કરમાં...... વિશય રસને છોડીદે,
એ.................................નાશવંત આ. ૧

એ પ્રમાણે માયીક અને નાશવંત પદાર્થો ઉપરથી મમતા તજી દઈ પ્રભુના ચરણ કમળમાં પ્રીતિ કરી અન્ય આશ્રય તજી માત્ર એકજ શ્રી હરિને શરણે રહેનારા દૈવી જીવો વિવિધ પ્રકારનાં સુખ ઐશ્વર્ય ભોગવતા જોવામાં આવેછે માટે આ જગતમાં કોઇ પણ પ્રાણી

રાગ– દેશી બનજારો.

કર્તા– કદી ઇચ્છીત ફળ કોઇ પામે, તો તે નિશ્ચે પ્રભુજીને નામે;
કદી વેદના કોઈની વામે, તો તે નિશ્ચે પ્રભુજીને નામે. ટેક.
પામે સુખ સકળ જગ ઝાઝું, મળે મીષ્ટ મધુર અન્ન તાજુંજી;
ઊઠી આવે રાય કદી સામે, તો તે નિશ્ચે પ્રભુજીને નામે. ૧
મળે વસ્ત્ર બહુ અલંકાર, હીરા માણેક મોતી અપારજી;
દાસી દાસ રીદ્ધ સીદ્ધ પામે, તો તે નિશ્ચે પ્રભુજીને નામે. ૨
રહે બંગલા બાગ બગીચે, ઇંદ્ર વૈભવ સમ મન રીઝેજી;
થાય ખમા ખમા કોઈ ઠામે, તો તે નિશ્ચે પ્રભુજીને નામે. ૩

એવી રીતે યાવત્ સુખ સંપત્તિઐશ્વર્ય પ્રભુના નામ સિવાય મળતું નથી, એ પ્રભુના નામ સ્મરણની ભક્તિ કરવા માટે

રાગ–ચાલતો.

કર્તા– છે કળીયુગ સાધન સ્હેલું, મુકી અન્યને સાધો પહેલુંજી;
કરો વાસ અચળ જઈ ધામે, તો તે નિશ્ચે પ્રભુજીને નામે. ૪.

સત્કર્મ સાધનના બે પ્રકાર છે. એક તો સકામ એટલે ફળની ઇચ્છા રાખીનેજ કરનારા. બીજું નિષ્કામ એટલે ઇશ્વરાર્પણ જેના કાંઈ પણ ફળની ઇચ્છાજ નહી એવું.

સકામવાળાનો એક રીતે વેપાર ગણીએ તો ગણાય. કારણ કે એનામાં નિષ્કામ ભક્તિવાળા જેટલી પુજ્ય બુદ્ધિ થતી નથી, વળી શાસ્ત્રોમાં પણ સકામ ભક્તિ માટે મનાઇ કરી છે તેથી

રાગ–કાયા કળેવર કારમું છે ગંદકીનો ગાડવો.

કર્તા– જે કરો સત્કર્મ તે નિષ્કામપણે કરજો સદા,
વ્રત્ત નિયમ ને ઉપવાસ ભક્તિએ ટાળશે હરિ આપદા;
કળિયુગમાં સત્યદેવનું પુજન કરી પદ પામીયા,
શ્રદ્ધા એ કરતાં કોટીજન ત્રિતાપને ઝટ વામીયા

કળીયુગમાં સત્યદેવનું શ્રદ્ધાથી પૂજન કીર્તન કરતાં અનેક પ્રાણીઓ સંસારસમુદ્ર તરી ગયા છે. એવું સત્યદેવનું વ્રત્ત તેનો વિધિ ભગવાને શ્રી મુખથી નારદજીને કહ્યો હતો.

રાગ–ચોપાઇ.

કર્તા– કહ્યું નારદને સારંગપાણી, સુતે શૌનકને પ્રેમ આણી;
કૃપા કમળાપતીએ રે કીધી, જન હીન કાજ રૂપીને શીખ દીધી. ૧.

જે વ્રત્તનો મહીમા શ્રીહરિએ નારદજીને કહ્યા હતો, તેજ મહીમા, સુતપુરાણી. શૌનકાદિ ઋષીઓ પ્રત્યે કહેતા હવા.

સુતપુરાણી–સુણો શૌનકાદિ ધરી ચિત્ત, હરિ ચરણકમળ કરિ પ્રીત;
જેને સુણતામાં પાપ પળાય, બંધી બંધનથી રે મુકાય. ૨.
રોગી વેદના સઘળી વામે, વંઝા પુત્ર પરાક્રમી પામે;
મળે ઇચ્છીત વસ્તુ અપાર, હરિ નામનો એવો આધાર. ૩.
મળે સંપત્તિ સૌએ સાધનથી, કહું તમને સુણો સૌ મનથી;
આવ્યા નારદ ફરતા રે ફરતા, મુખે રામ કૃષ્ણ ઉચરતા. ૪.

હે શૌનકાદિ ઋષિઓ! એક વખત નારદજી ફરતા ફરતા મૃત્યુલોકને વિષે પધાર્યા. નારદજી સદા સર્વદા એક પળ માત્ર હરિ સ્મરણ ચુકતા નહી. હાથમાં વીણા, કરતાળ અને મુખથી

રાગ—**પદનો**— ગાનારની મરજી ઉપર.

**નારદજી**—રામકૃષ્ણ ગોવિન્દા, ભજમન રામ કૃષ્ણ ગોવિન્દા.
અધમ ઉધારણ ત્રિભુવન તારણ, અખિલ આનંદ કંદા;
નામ નારાયણ સ્નેહે જાણ્યું, સોઇ હરિજન બંદા. ભજ મન. ૧
જાળ જગતની જુઠાં જાણી, તજો અસત્ય છળ ધંધા;
રામ કૃષ્ણ મુખ રટણ કરંતાં, પડે નયમ કે ફંદા. ભજ મન. ૨

**કર્તા**—નારદજી મોઢેથી હરિ નામ સ્મરણ કરતા કરતા પધાર્યા ત્યાં મૃત્યુલોકમાં શ્રી નારદજીએ

રાગ—**હીંડી.**

**કર્તા**— દીઠા નારદજીએ દુઃખી સહુ જ.........ન,
રોગી રંકને નિસ્તેજ દીસે ત.........ન,
દુર કરવાને દુઃખ ધરી મ.........ન. દીઠા. ૧

મૃત્યુલોકના પ્રાણીઓને બહુજ દુઃખી, દારીદ્રિ જોવાથી કૃપાવાન શ્રી નારદજીને બહુજ દયા આવી. મનમાં નારદજી વિચાર કરવા લાગ્યા કે આ પ્રાણીઓ અતિ દુઃખી છે તેમનું દુઃખ દુર થવાનો ઉપાય પ્રભુને પુછું. એમ કરી

રાગ—**ચાલતો.**

**કર્તા**— રૂષિ ચાલ્યા ત્યાંથી શ્રીહરિ દરબા.........ર,
કર્યા પ્રેમથી પ્રણામ અનેક વા.........ર;
હસ્ત જોડી કરી વિનંતી અપા...........ર. ઋષિ. ૨

**નારદજી**—દીન બન્ધુ દુઃખહર છો દીનાના.........થ,
રસના એકથી શું ગાઊં આપ ગા.........થ;
મનવાણી ન પોહોચે કૃપાના...........થ. દીન. ૩

નિર્ગુણ બ્રહ્મ આપ સગુણ રૂપ ધા.........રી,
ભક્ત કાજ થાઓ આપ અવતા........ રી;
સાધુ સંકટને નાખો નિવા........... રી. નિર્ગુણ. ૪

**કર્તા**—નારદજીએ પ્રભુની વિનયવડે સ્તુતિ કરી. પછી પ્રભુ શ્રી નારદજીને આગમનનું કારણ પુછવા લાગ્યા.

રાગ--**ચાલતો.**

**પ્રભુ**— કરી કૃપાને પધાર્યા ઋષિ રા.........ય,
કહો કાર્ય હોય અંતરની ઈચ્છા......ય;
ભાગે ભ્રાન્તિઓ સર્વે સુખી થા......ય. કરી. ૫

પ્રભુશ્રીનાં પ્રેમાળ વચન સાંભળી શ્રી નારદજી પ્રભુ પ્રત્યે બે હાથ જોડી ગદ્‌ગદ્‌ હૃદય થઈ વિનંતીરૂપે કહે છે.

રાગ—**સાખી.**

**નારદજી**-દુઃખ પામે દીન થઈ ઘણા, મૃત્યુલોકના જન;
ઉપાય આવ્યો પુછવા, કહોને મધુસુદન. સિયાવર. ૧

**પ્રભુજી**- ધન્ય નારદ પરમારથી, ધન્ય ધન્ય વિચાર;
જગત જાળથી છુટી જન, ઉતરશે ભવ પાર. સિયાવર. ૨

હે નારદ! તમે બહુજ ઉત્તમ પ્રકારનો પ્રશ્ન પુછયો છે. મૃત્યુલોકના પ્રાણીઓને કળીયુગમાં દુઃખ, દાળીદ્રો દૂર કરવાનું સાધન સ્હેલાઇથી બને તેવું હું તમને કહું. જે કરવાથી અનેક પ્રાણીઓ આ મહા દુસ્તર સંસારસાગરને સ્હેલાઇથી તરશે.

રાગ—**ડરમાં તું દીલ સાથ છોકરા.**

**પ્રભુજી**—એક સેહેલો બતાવું ઉપાય, જે થકી ઈચ્છીત ફળ પામાય;
કરે વ્રત શ્રદ્ધાએ રંક ને રાય, જે થકી. ટેક.
વ્રત સત્ય દેવા, કરવી સેવા.
જમવા ન અન્ન ન મીઠાઈ મેવા, સ્નેહી સંબંધી અને ભુદેવા;
નિશા મુખે કરવો પુજન આરંભ, મંડપે રોપવા કદળીના સ્થંભ.

(અબીલ, ગુલાલ, શ્રીફળ, સોપારી, સ્થાન કળશ ધારી)
આરતી કેરો અધિક મહીમાય, જે થકી. એક સેહેલો. ૧
કથા એક ચિત્તે, સુણવી પ્રીતે.
નૃત્યજ કરવું ગોવિન્દ ગીતે, રમાપતી રીઝવવા એ રીતે;
શરકરા ઘૃત ચુન લેવું સવાયું, પયથી કરો પાક શ્રદ્ધાએ સ્હાયું.
(ચારોળી એલચી દ્રાક્ષ, રંભા ફળ લાવવાં રાખી લક્ષ)
આપવી દ્વિજવર્યને દક્ષણાય, જે થકી. એક સેહેલો. ૨
પ્રેમ કરીને, સામગ્રી ધરીને.
શ્રદ્ધાથી સૌએ ગાવા હરીને, ગદ્દગદ્દ કંઠ નેત્રે નીર ધરીને;
પ્રસાદ દેવો સૌને કરમાં, જય શ્રીકૃષ્ણ કહેતાં નારી ને નરમાં.
(સ્નેહી સંબંધી વિપ્ર, સૌને જમાડવા પ્રેમે શીઘ્ર.)
રાત્રી એમ આનંદમાં વહી જાય, જે થકી. એક સેહેલો. ૩

**કર્તા**— કળી એમ કરતાં, યમથી ન ડરતાં.
સુખ પામે સેવા સ્મરણ આચરતાં, વીભુને વિસારે ન હરતાં ફરતાં;
મુક્તિનું દ્વાર તે મહાજન પામે, વેદના તેહેની વાહાલાજી વામે.
(પ્રભુ નામથીજ રાજી, ભક્તિમાં પ્રીતિ ઝાઝી.)
થયો એમ પુર્ણ પ્રથમ અધ્યાય, જે થકી. એક સેહેલો. ૪

**ધુન્ય.**

સુન્દર શામળા રે, નાગર નટવર નંદકુમાર;
પ્રિતમ પાતળા રે, મારા હૈયા કેરા હાર.

## અધ્યાય બીજો.

**કર્તા**—પ્રથમ અધ્યાયમાં વ્રત્તનું મહાત્મ તથા વિધિ કહ્યો. તે સાંભળી શૌનકાદિ ઋષિઓ સુતપુરાણી પ્રત્યે વિનય વચનથી હસ્ત જોડી પુછવા લાગ્યા કે,

**રાગ–પડવાની પણ પ્રીત ગત મત ભુલી રે.**

**કર્તા–** શૌનકે સુતને પુછીયું, ભુજ જોડી રે,
**શૌનક–** વ્રત્ત કોણે કર્યું કઇ પેર, છળને છોડી રે. ૧.
**સુત–** **શાન્તાનન્દ** એક વિપ્ર, કાશી પુરીમાં રે,
સહે ક્ષુધા તૃષા બહુ દુઃખ, હાલત બુરીમાં રે. ૨.
વૃદ્ધ વિપ્રને વેશ, પ્રભુજી પધાર્યા રે,
સમજાવી સઘળી રીત, તાપ નિવાર્યા રે. ૩.
નિશ્ચય કીધો ભુદેવ, વ્રત્ત મારે કરવું રે,
મળે ભીક્ષામાં જે આજ, તે સૌ ધરવું રે. ૪.

શાન્તાનન્દનો નિશ્ચય વૃદ્ધ બ્રાહ્મણના સ્વરૂપમાં પધારેલા પ્રભુથી એવો થયો કે આજે ભીક્ષામાં જે કાંઈ મળશે તેથી હું યથાસ્થિત શ્રી સત્યનારાયણ વ્રત્ત કરીશ. એમ વિચારી ભીક્ષા કરવા નિકળ્યો.

રાગ–**ચાલતો.**

અલ્પ કાળમાં વિપ્રને ઝાઝું મળીયું રે,
થયો પ્રસન્ન વ્રત્તને માટ દુઃખ સહુ ટળીયું રે. ૫.

શાન્તાનન્દને દરરોજ કરતાં અને થોડા વખતમાં ઝાઝું મળ્યું. પ્રસન્ન થઇ ઘેર આવી વિપ્ર અને સ્નેહી સંબંધીઓને બોલાવી વિધિ વડે વ્રત્ત કર્યું. વ્રત્ત વિધિ, અને કથા પૂર્ણ થયા પછી પ્રસાદ આપતા અગાઊ તમામ શ્રોતા વક્તા સહ શાન્તાનન્દે–હરિનામ સ્મરણ કર્યું.

**ધુન્ય.**

**દિન બંધુ દીનાનાથ વિઠલ વિશ્વંભર વહાલા.**
**વિશ્વંભર વાહાલા, નંદ સદન છો કાનડ કાળા. દીન બન્ધુ.**

તમામે પુર્ણ પ્રીતિથી હરિસ્મરણ કર્યા પછીથી પ્રસાદ વેહેંચી સૌને વિદાયગીરી કરતાં **જય શ્રી કૃષ્ણ જય શ્રી કૃષ્ણ**" એમ મોટા અવાજે ધ્વની કરતાં પરસ્પર વિદાય થયા. એ પ્રમાણે તે બ્રાહ્મણ

### રાગ-ઉપરનો ચાલતો.

કરી પુર્ણ એ વ્રત બહુ સુખ પામ્યો રે.
કરી પ્રીતિ પ્રભુ પદ પ્રેમ તાપ વિરામ્યો રે. ૬.

**શૌનકાદિ**—હે મહાભાગ્યશાળી સુતપુરાણી ! એ સંબંધી આગળ કથા સાંભળવા અમો ખુશી છીએ.

### રાગ-લાવણી.

સુત કહો શ્રેષ્ઠ વ્રત ઇચ્છા એ સુણવા અમારી.
હોય પામ્યાં ભવની પાર નરો ને નારી. ૧.

**સુતપુરાણી**—હે મોટી બુદ્ધિવાળા ભગવાનની કથા સાંભળવા અતિ આતુર શૌનકાદિ ઋષિઓ ! હું તમને એક ઇતિહાસ કહું.

### રાગ-ચાલતો.

**સુત.**— એક સમય શાન્તાનન્દ સત્યદેવ પૂજન કરતો,
કઠીયારો લઇ શીર કાષ્ટ વેચવા ફરતો. ૨
પીડે ક્ષુધા તૃષા તેથી બહાર નાખીને ભારો,
આવ્યો વિપ્ર સદન જળ પીવાને કઠીયારો. ૩
સજ્જન સૌ જોઇને પુછી સઘળી વાત,
વ્રત મહીમા સુણતાં થયું પ્રફુલીત ગાત્ર. ૪
લઈ પ્રસાદ વ્રત કરવાનો નિશ્ચય કીધો,
નિજ કાષ્ટનો ભારો કઠીઆરે શીર લીધો. ૫

**કઠીઆરો**—મળે દામ કાષ્ટના તે વડે પુજન કરવું,
શ્રદ્ધાએ કરી સત્ય ઇશનું ધ્યાન જ ધરવું. ૬

**સુત.**— પામ્યો શુભ ઇચ્છાથી ચોગણા દારના દામ,
કર્યું પુજન પ્રેમે આવીને નીજ ધામ. ૭
એમ કરતાં પામ્યો સુખ સકળ એહ રીતે,

**કર્તા**— સંપુર્ણ કર્યો અધ્યાય બીજો એમ પ્રિતે. ૮

ધુન્ય.

શ્રી મન્નારાયણ નારાયણ નારાયણ,
હરિનું ભજન કરો તો, ભવ પારાયણ શ્રીમન્નારાયણ.

## અધ્યાય ત્રીજો.

**સુતપુરાણી**–હે શૌનકાદિ ઋષિઓ! તમે ભગવાનની કથા સાંભળનારા ઉત્સાહી છો તેથી વળી એક પ્રાચીન ઈતિહાસ હું તમને કહું.

રાગ– **સુખડાની માયા લાગી રે.**

સુત.– **ઊલ્કામુખ** નામે રાજારે પૃથ્વીપતી,
નૃપ રહે આધિન ઝાઝારે પૃથ્વીપતી. ટેક.
**ભદ્રશીલા** નામે રાણી, સ્વરૂપે સુન્દર શાણી;
સેવે બન્ને સારંગપાણી રે, પૃથ્વીપતી, ઊલ્કામુખ. ૧
સત્યદેવ વ્રત્ત માટે, ગયાં સરિતાને ઘાટે;
તજી મનનો ઊચાટ રે, પૃથ્વીપતી. ઊલ્કામુખ. ૨

પરમ ભગવદી ઊલ્કામુખ રાજા અને ભદ્રશીલા તેની રાણી બન્ને શ્રદ્ધાએ કરી નદીના કીનારા પર શ્રી સત્યનારાયણનું વ્રત્ત કરતાં હતાં. ત્યાં આગળ તે નદીમાં વાહાણ લઈ

રાગ–**ચાલતો.**

સાધુ નામે વણીક આવ્યો, ઝાહાઝમાં ધન ઝાઝું લાવ્યો;
રાય રાણી મન ભાવ્યો રે, પૃથ્વીપતી. ઊલ્કામુખ. ૩

સાધુ વાણીઆએ રાજા અને રાણી બન્નેને પુજન કરતાં જોઈ આ શું છે અને શું કરે છે તે જોવાની ઉત્કંઠા મનમાં થઇ તેથી સાધુ વાણીઆએ

રાગ—ચાલતો.

નૌકા જળમાં છીપાવી, નમ્યો રાય ચર્ણે આવી;
દીનતા મુખ પુછ્યું લાવી રે, પૃથ્વીપતી. ઊલ્કામુખ. ૪.

**ઉલ્કામુખ**— હે વણીક! હું સત્યનારાયણનું વ્રત કરૂં છું. આ વ્રત સર્વ સુખ આપનારૂં છે. હવે વ્રતનો વિધાન અને કથા પુર્ણ થઇ છે. હવે સેહેજ વાર પ્રભુના ગુણાર્વિન્દ ગવાશે માટે તમે બેસજો. ઊતાવળ કરશો નહી. પછીથી પ્રભુ પ્રસાદ મળશે તે લઇ જજો એમ કહી કથાના અંતમાં રાજાએ કીર્તન કરવા માંડયું.

રાગ—આચમન કીજે રે અલબેલા.

**ઉલ્કામુખ**.—ગોવરધન ધારી રે અલબેલા,
ભવ ભય હારી રે અલબેલા. ટેક.
વાહાલાજી મારા પાંડવ પ્રતિજ્ઞાઓ પાળી,
ચીર પુરીયાં પંચાળી રે. અલબેલા. ૧.
વાહાલાજી મારા સુદામા સંકટ કાપ્યું,
અભયપદ આપ્યું રે, અલબેલા. ૨.
વાહાલાજી મારા ચંદ્રહાસની શુદ્ધ લીધી,
વિષની વિષયા કીધી રે, અલબેલા. ૩.
વાહાલાજી રંતીદેવ મહા ધીરજ ધારી,
મળ્યા પ્રગટ મોરારી રે. અલબેલા. ૪.
વાહાલાજી આપ્યો નરસૈંને અંત્રીક્ષ હાર,
શ્રી નંદના કુમાર રે. અલબેલા. ૫.
સધન ઘેર શામળા રહ્યા થઈ રાજી,
વિદુરની જમ્યા ભાજી રે. અલબેલા. ૬.
ગોરાના ઘાટ ઘડીઆ ભુધર ઘણા ભાવે,
ભક્તિ તણે દાવે રે. અલબેલા. ૭.

બાહાનાની લાજ બળવીર રાખનાં આવ્યા,
ભક્તોને બહુ ભાવ્યા રે. અલબેલા. ૮.
કૃપાળુ કૃષ્ણ પ્રેમે નિત્ય નિત્ય આરાધું,
એમ સાંભળતો સાધુ રે. અલબેલા. ૯.

સાધુ વાણીઆએ અત્યંત પ્રેમનું કીર્તન સાંભળ્યું. પછી રાજા-પાસેથી ભગવદ્ પ્રસાદ લઇ

રાગ-**મરાઠી સાખી.**

**સુત-** વ્રત મહીમાને રીત સુણીને સાધુ મહા સુખ પામી,
કરવા કમાણી ચાલ્યો ત્યાંથી સંભારી બહુ નામી,
આવ્યો નગ્ર મોઝાર, લીલાવતી નામે ઉત્તમ નાર. આવ્યો.

સાધુવાણીઓ વ્યાપારમાં સારી રીતે દ્રવ્ય પ્રાપ્ત કરી પોતાને ઘેર આવ્યો. સાધુની સ્ત્રીનું નામ **લીલાવતી** હતું. લીલાવતી સ્વભાવમાં બહુ જ સરળ અને પવિત્ર અંતઃકરણવાળી પતિ ભક્તિમાં નિપુણ હતી. ઊલ્કામુખ રાજાને મોઢેથી સર્વ સુખ સંપત્તિ આપવાવાળું અને સર્વ દુઃખોને ટાળવાવાળું શ્રી સત્યનારાયણના વ્રતની વાત સાધુએ સાંભળી હતી. તે

રાગ-**હીંડી.**

**સાધુ-** કહી કામનાને વાત સૌ વિસ્તા.........રી
વ્રત કરીએ પ્રજા માટ પ્રાણપ્યા.........રી
સેવો શ્રદ્ધાએ સુન્દરી વિચા............રી. કહી. ૧

**સુત-** કર્યો નિશ્ચય વ્રત કરવું પુરે આ.........શ
પ્રજા માટ પાળે નિયમ ને ઉપવા.........સ
ગર્ભવંતી બની વામ મન હુલ્લા.........સ. કર્યો. ૨
પ્રગટી કન્યા એક પુરા થયા મા.........સ
કળા તેજ ગુણ રૂપે કર્યો વા.........સ
શુક્લપક્ષ શશી સમ વધે ખા.........સ. પ્રગટી. ૩

અતિ તેજસ્વાન અને શુભ ગુણુવાળી કન્યા લીલાવતીને પેટે જન્મી. કન્યા શુક્લપક્ષના ચંદ્રમાની પેઠે દીવસે દીવસે વધવા લાગી. સાધુએ પ્રથમથી એવો સંકલ્પ કર્યો છે કે મારે પ્રજા નથી તેથી પુત્ર યા પુત્રી ચાહાય તે, પણ મારૂં વાંઝીયા મેહેણું ટળશે કે શ્રદ્ધા ભક્તિ વડે કરીને વિધિયુક્ત શ્રી સત્યનારાયણનું વ્રત કરીશ.

પ્રભુએ કૃપાવંત થઈ પ્રજા આપી. ધનાઢય સાધુ પ્રાણથી પણ અધીક પ્રિય એવી પુત્રીનું લાલનપાલન કરે છે. પણ

રાગ—**સુન્દર શામળીઆ એ લય.**

**સુત**— સાધુ ન સંભારે સત્યદેવનું વ્રત કરવું,
મન નહી વિચારે, પ્રભુ પુજન આચરવું. સાધુ ન. ટેક.
**કળાવતી** પાડયું પુત્રીનું નામ;
એક દીન કહેવા લાગી વામ.
**લીલાવતી**- જેથી મટયું મુજ વંઝા નામ;
હજુ ન વ્રત આદરવું ! સાધુ ન. ૧

લીલાવતીએ વ્રત કરવા માટે પોતાના સ્વામી સાધુને વિનંતી કરી કહ્યું કે હવે શા માટે વ્રત કરતા નથી ? પ્રભુએ આપણુ વાંઝીયા મેહેણું ટાળી આપણને ઉત્તમ પ્રજા આપી. તે સાંભળી સાધુ વાણીઓ કહેવા લાગ્યો, એ વાત મારા લક્ષ બહાર ગઇ નથી. પણ

રાગ—**ચાલતો.**

**સાધુ**- કરીશ વ્રત વિવાહ સમય જ્યારે,
ખર્ચમાં ખર્ચ નહી પડશે ભારે;
ઉતાવળી થઇ કેમ અત્યારે,
પગરણ જુદુ ન ધરવું. સાધુ ન. ૨.

**લીલાવતી**—આપણે ગરીબ નથી તેમ હાલ વ્રત કરવા માટે કાંઇ પણ વાંધો નથી; અને સત્યનારાયણના વ્રતમાં એવો શો ખર્ચ પડવાનો છે?

કે પગરણુ નવું નથી કરવું! એમ બનાવોછો. અરે તમે તો ભગવાનને પણ છેતરનારા નીકળ્યા કે? એક તમારા જેવી ડોશીની વાત કહું.

## દ્રષ્ટાંત.

એક નાના સરખા ગામમાં એક મુસલમાન ડોશી રહેતી હતી. ડોશીને એક છોકરો દશબાર વરસની ઉમરનો હતો. દૈવ ઇચ્છાથી એ છોકરાને એક દીવસ તાવ આવ્યો. ડોશી વિમાસણ કરવા બેઠી કારણ કે જગતની કહેવત એવી છે કે, એક દીકરો દીકરામાં નહી, એક આંખ આંખમાં નહી, અને સો રૂપીઆ પુંજીમાં નહી તેથી ડોશી તે કહેવત સંભારી રૂદન કરવા લાગી. પછી તેને યાદ આવ્યું કે અલ્લાની બાધા રાખું તો છોકરાને જલદી આરામ થાય. એમ ધારી ડોશી બોલી, **એ ખુદા! પરવરદીગાર! માઇ બાપ! એ અલ્લા! એ મેરા લડકેકું જલદી આરામ કરદો. મેં આપકી તેહેનાતમે આભ જેસી રોટી ચઢાઉંગી**–આ પ્રમાણે ડોશીનું બોલવું સાંભળી છોકરો બોલ્યો અમા! અમા! તું આભ જેસી રોટી બનાનેકે લીયે ઇતના બડા તવા કાંસે લાવેગી!

**ડોસી**–બેટા તું સુનતો સહી. અચ્છા કરને દેને! એતો મેં ખુદાકું ફોસલાતી હું! ફોસલાતી. તેમ લીલાવતી કહે છે સ્વામીનાથ! એવું ના કરો ને વ્રત વિધિ વડે શ્રદ્ધાથી કરો.

**સાધુ**–તને શું ખબર! કેવી રીતે ઘર નીભાવવું પડે છે! વહેવાર રાખતાં નાકમાં દમ આવે છે. હાલ વખત તો જુવોછે ને! તે કરતાં તારે ઊતાવળ હોય તો વિવાહ માટે વર ખોળવા મોકલું છું.

રાગ–**ચાલતો.**

**સુત**– કળાવતીના વિવાહ માટે,
**દુત પ્રેર્યો તજી મન ઉચાટે,**

સાધુ— ઘર જમાઇ રહે એવે ઘાટે,
રૂપ ગુણે અનુસરવું. સાધુ ન. ૩
જોવી જરૂર વય ને વળી વિદ્યા
થાયે ન જગમાં આપણી નિંદા;
સાવધ રહેવું ફસાવું ન ફંદા
ફીકર તજીને ફરવું. સાધુ ન. ૪

સાધુએ પોતાના દુતને સમજાવી ઘર જમાઇ તરીકે રહે એવો કળાવતી માટે વર ખોળવા મોકલ્યો. દુત ઘણાં ગામ ફર્યો પણ પત્તો લાગ્યો નહી. કોઇ ઠેકાણે સ્વરૂપવાન વર જડે તો ગુણની છત ઓછી હોય, કોઇ ઠેકાણે રૂપ ગુણ બેઉ મળતા આવે તો ઊમરનો વાંધો આવે. રૂપ ગુણ ઊમર ત્રણે મળતું આવે તો ઘર જમાઈતરીકે રહે એવું ના મળે તેથી નિરાશ થઇ એક ગામની ધર્મશાળામાં સુતો હતો. વીલે મોઢે ઘેર જવું પડશે તેની વીમાસણ કરતો નીકળ્યો. આવતાં આવતાં એક ગામ આવ્યું ત્યાં થોડા સમયમાં જેનાં મા બાપ ગુજરી ગયેલાં એવો એક વણીક પુત્ર ચૌદ પંદર વરસની ઊમરનો મળી આવ્યો. રૂપ ગુણ વિદ્યા વય કુળ વગેરે અનુપમ જોવાથી દુતે તેને સમજાવી સાધુને ઘેર આણ્યો. દુત મનમાં બહુજ ખુશી થતો થતો સાધુ પાસે આવી કહેવા લાગ્યો કે

રાગ—દાસ પરે દયા લાવો રે એ લય.

દુત— પુત્ર વણીકનો લાવ્યો રે, કાંચનપુરીથી પુત્ર વણીકનો લાવ્યો. ટેક.
રૂપ ગુણે નહી જગમાં જોડ, કુળ આબરૂ ન ખાંપણ ખોડ.
જોતામાં મુજ મન ભાવ્યો ભાવ્યો રે, કાંચનપુરીથી. ૧
ઊમરમાં પણ મળતું આવ્યું, માત પીતા નથી તે બહુ ફાવ્યું;
બહુ યુક્તિ કરીને લાવ્યો લાવ્યો રે. કાંચનપુરીથી. ૨
કળાવતી કર દઇને કરમાં, સુખે રાખો રહેશે ઘરમાં;
નામાંકિત નર બહુ ડાહ્યો ડાહ્યો રે. કાંચનપુરીથી. ૩

સારો સ્વરૂપવાન ગુણવાન અને ઉમરમાં યોગ્ય એવો ઘર જમાઈ તરીકે રહેનારો કળાવતી માટે વર ખોળી લાવેલા દુત પર પ્રસન્ન થઈ જોશીઓને બોલાવી લગ્ન મુહુર્તનો નિશ્ચય કરાવ્યો. પુષ્કળ દ્રવ્ય ખરચી કળાવતીનું લગ્ન કર્યું. સારાં સારાં જમણવારો કરી જ્ઞાતિ ભોજન કરાવ્યાં. ઘણો આનંદ કર્યો, સગાં વાહાલાં તેડયાં, પણ

રાગ–**ચાલતો.**

**સુત** — લગ્ન કર્યું પણ વ્રત્તને ભુલ્યો, દેવ રૂણી દ્રવ્ય મદમાં ફુલ્યો;
એમ વખત ઘણો વિતાવ્યો રે. કાંચનપુરીથી. ૪.

લગ્ન સમયે વ્રત્ત કરવાનો વાયદો હતો પણ લગ્ન સમયમાં કર્યું નહી. તેમજ કેટલોક કાળ ગયો પણ બીલકુલ સંભારતો નથી.

એક વખત સસરો જમાઈ વાહાણ ભરી વ્યાપાર અર્થે પરદેશ કમાવા નીકળ્યા. વાહાણમાં ઘણો માલ ભરેલો છે અને નદીમાં વાહાણ ચલાવતા ચલાવતા

રાગ–**મારૂ–અથવા ગાનારની રૂચી.**

**સુત**— રત્નસાર પુરી સુખદાઇ, ત્યાં આવ્યા શ્વસુર જમાઈ;
લઇ વાહાણુને કરવા વેપાર, ભુલ્યા વ્રત્ત શ્રી જગદાધાર. ૧.
વસે ચંદ્રકેતુ નામે રાય, બળ અતુળીત ને મહા કાય;
રહ્યો વાહાણ છીપાવીને સાધુ, કરે ઇચ્છાના વ્રત્તને આરાધુ. ૨.
એક દીન રાજ્યદ્વાર થઇ ચોરી, ધાયા ચોર પુંઠે દુત દોડી;
દોડે ચોરો ત્યાં દેતા ફાળ, થયો તે સમે પ્રાતઃકાળ. ૩.

પ્રાતઃકાળનો સમય આગળ ચોર અને પાછળ રાજાના સીપાઇઓ પકડવા માટે

**રાગ–ભલે રે બીરાજો મારા ડાકોરના ઠાકોર એ લય.**

**સુત** –– દોડે બહુ ચોર, પાછળ દુત કરતા જોર; (૨)
**ચોરો** ––પકડાઇશું તો પ્રાણ લેશે એવો રાય. ૧.

સુત— ભય પામી ભારી, નાઠા ખાંસડીયો ઉતારી; (૨)
બેઠા સસરો જમાઇ દુત જોઇને કંપ્યા કાય. ૨.

ભયના માર્યા ચોરોએ સસરા જમાઈ આગળ રાજાના દ્રવ્યનાં પોટલાં નાખી દીધાં, અને પકડાઇશું તો રાજા પ્રાણ લેશે એવી ધાસ્તીથી દ્રવ્ય મુકી નાશી ગયા.

રાજાના નોકરે વાણીઆઓની પાસે દ્રવ્ય જોયું તેથી બન્ને વાણીઆઓને

## રાગ–ચાલતો.

દેખી દ્રવ્યને લીધા બાંધી, હાથ કડીયો હાથે નોંધી; (૨)
દ્રવ્ય સમસ્ત લીધું ને રાયે પુર્યા બન્ને કેદ. ૩
પડ્યું દુઃખ અપરમીત જ્યારે, સત્યદેવ સંભાર્યા ત્યારે; (૨)
વ્રત નથી કર્યું તેનો મનમાં બન્ને કરતા ખેદ. ૪
સાધુ–કરો ગુનો માફ મારો, મને દુઃખદરિએથી ઉગારો; (૨)
જઈ ઘેરને તુરત કરૂં વ્રત દીનાનાથ. ૫
સુત–ચોરી થઈ સાધુને ઘેર, ફરે લીલાવતી બહુ ઠેર; (૨)
ક્ષુધા તૃષા પીડે માટે લઇ કળાવતી સાથ. ૬

સાધુનું તમામ દ્રવ્ય રાજાએ લઈ કેદ કર્યા. સાધુને ઘેર ચોરી થઈ ને ચોર લોકો સર્વસ્વ લઇ ગયા તેથી મા દીકરી રઝળતાં થયાં. ક્ષુધા તૃષાના ત્રાસથી આમથી તેમ રખડવા મંડયાં, અને ગૃહસ્થ થઇ માગવા મંડયાં. કેદમાં રહે રહે સાધુને યાદ આવ્યું કે આપણે શ્રી સત્યનારાયણના ઋણી છીએ તો હે પ્રભુ ! બાકી રહેલું વ્રત હું ઘેર જઇ તુરતજ કરીશ.

લીલાવતી અને કળાવતી બન્ને ભુખ તરસથી પાસે કાંઈ પણ સાધન નહી રહેવાથી માગી ખાનારી થઈ ગઇ તેથી લીલાવતી એક દીવસ રૂદન કરવા લાગી.

**રાગ—આ તારાં વચનો સારાં સ્નેહે સાંભળતાં.**

**લીલાવતી**—આ મારાં નડતાં પાપો બહુજ સતાવે રે,
ધીરજ રહે નહી ધારી રે......હાવે. આ મારાં. ટેક.
પ્રાણપતી લઇ જમાઈ જોડે,
આ...આ...આ...આ...આ...આ...
વિદેશે જઇ ના વાટ વાળીરે...હાવે. આ મારાં. ૧
ધન લુંટાયું રહી, બે અબળાઓ,
આ...આ...આ...આ...આ...આ...
સંકટ પામ્યાં હજારી રે......હાવે. આ મારા. ૨
રઝળતી રાન જેમ, તેવી બની બન્ને,
આ...આ...આ...આ...આ...આ...
ક્ષુધા તૃષા તો પીડે ભારી રે...હાવે. આ મારાં. ૩

આ પ્રમાણે વીલાપ કરતી હતી. એક દીવસ બન્ને જણીઓ પૃથક્ પૃથક્ ઠેકાણે માગવા માટે નીકળી. લીલાવતીને અન્ન મળ્યું એટલે વેહેલી ઘેર આવી. કળાવતી ફરતી ફરતી બ્રાહ્મણના મેહેલ્લામાં આવી ત્યાં એક બ્રાહ્મણ,

**રાગ—હરિ ભજન વિના દુઃખ દરિઆ.**

**સુત**—વિપ્ર મહામતી (૨) પુજન સત્યદેવ કરતો ઉલટ આણી,
આવી કળાવતી (૨) પ્રેમ કરી વીપ્ર ઘરમાં પીવા પાણી. ટેક.
બેસી કથા સુણી સત્ય ઇશ તણી,
કર્યું કીર્તન મુખથી હરિ ભણી;
લીધો પ્રસાદ આરતવાન બની. વિપ્ર. ૧
સત્ય ઇશ તણું મન ધ્યાન ધર્યું,
નિજ સ્વાર્થી પીનામાં મન ઠર્યું;
કર્યો સંકલ્પ સત્યદેવે કષ્ટ હર્યું, વિપ્ર. ૨

બંદીખાનામાં પડેલા વાણીઆઓ પણ વ્રત નહી કર્યા બદલ પુષ્કળ પસ્તાવો કરવા લાગ્યા. કળાવતીએ સંકલ્પ કર્યો કે મારા સ્વામી અને મારા પીતાશ્રી કુશળક્ષેમ ઘેર આવ્યાની વાત સાંભળતાંમાં વ્રત કરીશ, લીલાવતી પણ બાકી રહેલું વ્રત નથી કર્યું તે બદલનો પુષ્કળ પસ્તાવો કરતી સત્યઇશનું સ્મરણ કરતી ચીંતાતુર બેઠી છે, તેથી સત્ય-નારાયણ ભગવાન તો પરમકૃપાળુ છે. સર્વની સરખી આરત જોઇને,

રાગ—ચાલતો.

થઈ સર્વની આતુરતા ભારી,
કરે જાપ જદુપની ઉચ્ચારી;
થયા પ્રસન્ન મોહન મોરારી. વિપ્ર. ૩

પ્રિય વાંચકવૃંદ ! આ જગ્યાએ એમ શંકા કરવાની નથી કે સત્યનારાયણ વ્રતનાજ ભુખ્યા છે ! પણ પ્રભુ તો પ્રેમનાજ ભુખ્યા છે અને પ્રેમને વશ છે. પ્રાણીના ભાવથી કાચા સુતરે બંધાયલા છે. શુદ્ધ પ્રેમની અંતઃકરણની સ્તુતિ થાય તો પ્રભુ દુઃખનો નાશ કરેજ.

**ધુન્ય.**

**રામ રામ સીતારામ, બોલો ભાઇઓ સીતારામ;**
**સૌના બેલી સીતારામ, પ્રેમીજનના પ્યારારામ.**

પ્રભુ પ્રસન્ન થયા. તેજ રાત્રીએ રત્નસારપુરીના રાજા ચંદ્રકેતુને સ્વપ્ન આપ્યું, તેથી સવારમાં કચેરી ભરી પોતાના પ્રધાન પ્રત્યે કહેવા લાગ્યો

રાગ—**મેં ભયનો છાડયો ભાસ નયનો કરીને ન્યારાં.**

**ચંદ્રકેતુ**—સુણો શાણા સત્ય પ્રધાન રે તમે પ્રિતેથી મારા,
હું નથી થયો બેભાન રે તમે પ્રિતેથી મારા. ટેક.
આવ્યા સ્વપ્નામાં અઘહારી,
મોર મુગટ મુખ મોરલી ધારી;

કહે અવિનાશી, સમજે ન હાંસી,
વચન ઝટ માન રે. સુણો શાણા. ૧
વણીક ઉભયને દે તુ છોડી,
દ્રવ્ય એનું નવ રાખીશ કોડી;
વીપરીત થાશે, પછી પસ્તાશે,
એમ કહી ચાલ્યા ભગવાન રે. સુણો શાણા. ૨

**પ્રધાન**–કૃપાનાથ! એ વાત ખોટી નહી હોય, માટે આપણે તેમ કરી પ્રભુનું વચન પાળીએ તો આપણને કાંઈપણ હરકત નથી.

આવું પ્રધાનનું કહેવું સાંભળી તેજ ક્ષણે નોકર મોકલી બંદીખાનામાંથી

રાગ-**ચાલતો.**

**સુત**— સાધુ જમાઈ બોલાવી રાજા,
ક્ષૌર કરાવ્યું હરખ્યા ઝાઝા;
દ્રવ્ય સહુ દીધું, આનંદે લીધું,
તઇયારી ભર્યું વાહાણુ રે. સુણો શાણા. ૩

તમામ દ્રવ્ય પાછું લઇ ઘણા માનથી સાધુવાણીઓ અને તેના જમાઇએ રાજાથી વિખુટા પડી પોતાના નગ્ર તરફ જવા તઇયારી કરી.

રાગ-**ચોપાઇ.**

**સુત**–ભરી વહાણને સાધુ વિચારે, વત્ત જઇ ઘેર કરવું મારે;
ઘણા વખતનું રહી ગયું બાકી, દુઃખ વેઠી ગયો તેથી થાકી. ૧
છોડયું નાવને હરખ્યા મન નીકળ્યા આવવા નિજ સદન;
લીધી સર્વ સંભાળીને ચીજો, થયો પુર્ણ અધ્યાય એમ ત્રીજો. ૨

ધુન્ય.

**તેરી કેસી ગતી હોયગી રામ બીના,**
**રામ બીના સુન્દર શ્યામ બીના. તેરી.**



## અધ્યાય ૪ થો.

સાધુવાણીઓ જમાઇ સાથે વાહાણુમાં ઝાઝું દ્રવ્ય ભરી કીનારે ચાલ્યો જાય છે. એક ઠેકાણે પ્રસંગે જરૂર પડવાથી વહાણ છીપાવી સાધુ બેઠો છે ત્યાં આગળ પ્રભુજી પોતે

**રાગ—સંસાર એ સમજો શાણા મુસાફરખાનું.**

**સુત**—જોવા મન સાધુકેરૂં પ્રભુજી પધાર્યા,
અખિલ ભુવનપતી અનાથઆધારા, એવા પ્રભુજી પધાર્યા. ટેક.
સન્યાસીના વેશે આવ્યા શાન્ત સ્વભાવે,
**પ્રભુ**—ચાલ્યા શું ભરીને શાણા વાહાણે તમારા. એવા પ્રભુ. જોવા. ૧

**સાખી. હરીગીતની ઢબ.**

**સુત**— ઉન્મત થયેલ અભિમાનીએ ઉદ્દ્ગાર અપમાને કહ્યો,
**સાધુ**— પુછવું પડયું શા કારણે વિચાર હરવાનો થયો,
દંડી થઈ દ્રવ્ય આશથી ધુતવા ફરે ઢોંગી થઈ;
**વેલાલતા ને પત્ર** વીણ મુજ નાવમાં બીજું નહી.

**રાગ—પ્રથમનો ચાલતો.**

**સુત**—અસ્તુ કહી ચાલ્યા ત્યાંથી, અવિનાશી આધા;
તર્યું નાવ કમતી બોજે, તુરત સંભાર્યા. એવા પ્રભુ. જોવા. ૨

ભગવાને અસ્તુ કહ્યું કે ભાઈ તારૂં વચન સિદ્ધ થજો. તેથી નાવમાં વેલા લતા ને પાંદડાં સિવાય કાંઇજ દેખાતું નહોતું તેથી ઘણી ગભરામણ થઈ. અતિ વિકળ બનીને

**રાગ—મરાઠી સાખી.**

**સુત**— હાય હાય કહી હાથ ઘસંતો તરફડીયાં ત્યાં ખાતો,
દ્રવ્ય સકળ ગયું દંડી શ્રાપે બળે હૃદય અકળાતો;
**સાધુ**— શું કરવી પેર, આપણ લઇશું જઇશું ઘેર. શું કરવી. ૧

સસરાનું અતિ કલ્પાંત જોઇ જમાઇ પણ પરિતાપ કરવા લાગ્યો. જમાઇએ જાણ્યું કે સન્યાસી મહારાજનું અપમાન કર્યું. વળી જુઠું

બોલ્યા તેથી તેમનાજ શ્રાપથી આ બધું અદ્રશ્ય થયું હશે, તેથી સાધુને કહ્યું કે આપણે દંડી મહારાજનો અપરાધ કર્યો છે અને તેથીજ આ વીપરીત થયું છે માટે શોક છોડી દંડી મહારાજને શર્ણે ચાલો. એમ કહી

રાગ—વહાલા વેગે આવો રે એ લય.

**સુત—** દંડીને શર્ણે આવ્યા રે, આરત મન તેથી ભાવ્યા રે;
લળી લળી પાયે લાગતો હેજી,
**સાધુ—** નવ ઓળખીયા મેં માયા તણો હું ગુલામ. દંડીને શર્ણે. ટેક.

સાખી.

સ્વામી શર્ણે આવિઓ લ્યો સેવક સભાળ,
હાંસી કરતાં હાણુ થઇ આપ છો દીનદયાળ;
દોશ ન ગણશો માહરા છું તમારો બાળ,
ત્રિકમજી અમને તાવ્યા રે (૨) લળી લળી. નવ. દંડીને. ૧

દીન વચનોથી વિનયયુક્ત પ્રભુની સ્તુતિ કરી તેથી પરમકૃપાળુ શ્રી સત્યઇશ

સાખી—રાગ—ચાલતો.

**સુત—** પ્રસન્ન થયા પરબ્રહ્મ ત્યાં બોલ્યા મુખ વચન,
**સન્યાસી—**બહીર્મુખ મમ પુજને ભ્રષ્ટ થયું તુજ મન.
દુર્બુદ્ધિથી દોહ્યલાં કષ્ટ સહે બહુ દન,
કણુભેગે જેવા વાવ્યા રે-(૨) લળી લળી નવ દંડીને. ૨

સાખી.

**સાધુ—** પુજન કરૂં બહુ વિધિથી ઘેર જઇ શ્રીનાથ,
સમૃદ્ધિ સોંપીને કરો કૃપાવંત સનાથ;
**સુત—** અદર્શ થયા અસ્તુ કહી સાધુ જોડે હાથ,
મનમાં સત્યઇશ ઠસાવ્યા રે. (૨) લળી લળી. નવ. દંડીને. ૩

સન્યાસીના સ્વરૂપે પધારેલા ભગવાને અસ્તુ કહ્યું. વાહાણમાં ધન હતું તેમ જોઇ સાધુ બહુ પ્રસન્ન થયો. ત્યાં આગળ તેજ વખતે,

સર્વ સામગ્રી મંગાવી સારા વિદ્વાનોને બોલાવી શ્રી સત્યનારાયણનું વ્રત કીર્તન કર્યું, અને પછી સાધુવાણીઓ જમાઈ સાથે,

સાખી. રાગ—ચાલતો.

સુત— પછી પળીયો પુજન, કરી બહુ વિધ પામી ધન,
નગ્ર નજીક નિજ આવીને, પ્રેર્યો દુત સદન;
દુત— લીલાવતીને જઈ કહે વધામણીનો દન,
અમે સુખી આનંદે આવ્યા રે, લળી લળી. નવ. દંડીને. ૪

દુતે આવી લીલાવતીને ખબર કહી. તે સમયે લીલાવતી અને કળાવતી, કોઈ ઠેકાણેથી વસ્તુઓ માગી લાવી શ્રી સત્યદેવનું વ્રત કથા કિર્તન કરતાં હતાં. દુતના મુખથી સમાચાર સાંભળતાં લીલાવતી પોતાના સ્વામીના દર્શનાર્થે ચાલી અને પ્રસાદનો ત્યાગ કર્યો.

રાગ—હઠ છોડ મીત્ર મારા હે જાવા.

સુત— કરી પ્રસાદ કેરો ત્યા......ગ સુણી ચાલી,
પતી મળવા ધારી લા......ગ સુણી ચાલી. ટેક.
જેની ઇચ્છા કરે બ્રહ્મદેવ,
કરે તપ વ્રત્ત નિયમે સેવ,
તે તજી નારી તતખેવ.
નવ પ્રસાદ મહીમા ભાળી. સુણી ચાલી કરી. ૧
ઉગ્ર પુણ્યે પ્રસાદી પામે,
તેની વેદના સઘળી વામે;
વસે પ્રસાદથી પ્રભુ ધામે,
વશ પ્રસાદથી વનમાળી. સુણી ચાલી કરી. ૨
ચાલી પછી કળાવતી કન્યા,
કર્યો મા દીકરીએ અન્યા;
બની નૌકા ન જોતાં ખીન્ના,
કરે રૂદન આંસુ ઢાળી. સુણી ચાલી કરી. ૩

પાછળ કળાવતી પણ પ્રસાદનો ત્યાગ કરી આવી. પ્રભુ પ્રસાદ ત્યાગ કરવાથી એવું કૌતુક બન્યુ કે જે નૌકામાં કળાવતીનો સ્વામી બેઠેલો તે નૌકા અદૃશ્ય થઈ ગઈ, તેથી ભયભીત બની લીલાવતી પોતાના સ્વામી (સાધુ)નો કર સાહી પુછવા લાગી કે,

રાગ—ચાલતો.

**સુત—** પુછે સાધુનો કર સાહી,
**લીલાવતી**—નવ દેખું કેમ જમાઇ;
કરે વિલાપ બન્ને બાઇ,
અંતર આતુરતા વાળી, સુણી ચાલી. કરી. ૪

કળાવતીનું અતિ રૂદન સહન નહી થાય એવું જોઇ લીલાવતી ધીરજ આપવા માટે,

રાગ—ઘડપણ કેણે મોકલ્યું.

**સુત—** લીલાવતી લઇ ઊછંગ પુત્રીને,
આપે ધીરજ હૃદયે દબાવી, સત્યદેવ સંભારને. ટેક.
કળાવતી અતી પતિ વિયોગે વ્યાકુળ થઇ નિજ મન.
સ્વામી પાદુકા સંગ લઇ રે સતિ થાવા વિચાર્યું મન. સત્યદેવ. ૧
સાધુ વિમાસે મન વિષે આતો વિપરીત બનશે કામ,
માયા છે સત્ય ઇશની રે તેથી દેખે ના પુત્રીને વામ. સત્યદેવ. ૨

સાધુ મનમાં સમજ્યો કે આ તો સત્યઇશની માયા હશે પણ પુત્રી પાદુકા લઇ સતિ થશે તો વીપરીત બનશે તેથી વારંવાર સત્યઇશની સ્તુતિ કરતો ઘણા વિનય વચન વડેથી

રાગ—ચાલતો.

**સાધુ**—વાણી વિનયથી નિશ્ચય કરતો પુજન કરીશ મન પ્રેમ,
**સુત**—ગીરા ગગન ગંભીર થઈ રે તારો જમાઇ કુશળક્ષેમ. સત્ય. ૩
**આકાશવાણી**—પ્રસાદ કેરો ત્યાગ કરીને આવી તુજ કન્યાય
બ્રહ્મદેવ સરખા ઇચ્છતા રે કૃપા વિના મળે ન જરાય. સત્ય. ૪
પ્રસાદ લઇને પાછી આવ્યે જોશે એ સ્વામીનું મુખ;
**સુત**—કર્યું એમ કળાવતીરે તેથી પામીસકળ જગ સુખ. સત્ય. ૫

કળાવતી આકાશવાણીના વચનાનુસાર ઘેર જઇ ભગવદ્ પ્રસાદ લઇ પાછી આવી એટલે આવતાંમજ પોતાના સ્વામીને નાવમાં બેઠેલો જોઇ મહા આનંદ પામી પોતાના પીતાને કહે છે.

**રાગ–ક્યાં જાઓછોજી રાજ આજ અમને મેલી રે.**

**કળાવતી**–શી વાટ જુઓ પીતા હવે ઘેર જઇએ રે,
ઘેર જઇએ રે સુખ સઘળાં લઇએરે. શી વાટ. ટેક.

**સુત**— સત્યપુજન પ્રેમે કીધું,
ચરણામૃત ચોપે લીધું;
શ્રદ્ધાએ સમરણ કીધું,
હરિ પ્રસાદ લેતાં જયશ્રી કૃષ્ણ કહીએ રે. શી વાટ. ૧
એમ કરી વ્રત વિધાન,
આવ્યો સાધુ સૌ સાથ સુજાણ
પામ્યો કૃપા પુર્ણ ભગવાન,
પામી કૃપા દુઃખ વામી હરિ રાખ્યા. હઇએ રે. શી વાટ. ૨
પર્વણીએ વ્રત્ત એમ કરતો,
હરિચરણ કમળ ચિત્ત ધરતો;
યમદુત થકી તે ન ડરતો,
અંતે ગયો સુરપુર ચોથા અધ્યાયે કહીએ રે. શી વાટ. ૩

**ધુન્ય.**

**રાધારમણ ઉર હાર નટવર નંદકુમાર.**

---

## અધ્યાય પાંચમો.

એ પ્રમાણે સુતપુરાણી શૌનકાદિ ઋષિઓને ભગવાનની કથાનું મહાત્મ્ય સંભળાવતા હતા. શૌનકાદિ ઋષિઓ બોલ્યા, હે સુત ! એ સંબંધી કાંઇ બીજો ઇતિહાસ હોય તો કહો.

**રાગ–કવાલી દાદરો.**

**સુત**–કથા એક કહું સુણો ઋષિ સહૂ,
વ્રત મહીમા મહા કળીયુગ મહી. વ્રત, હરી હાં...વ્રત. ટેક.

અંગધ્વજ નામે એક મહીપતિ,
પ્રજા પાલન તત્પર મહા મતિ;
દુઃખ પામ્યો સત્ય મહીમાન જાણ્યો રતી. વ્રત, હરિ હાં...વ્રત. ૧
ગયો એક દન મૃગયાર્થે વનમાં
માર્યા પશુઓ દયા તજીને મનમાં
લેવા વીરામ વડવૃક્ષ પાસ જઈ. વ્રત, હરિ હાં...વ્રત. ૨
કરે ગોપ પુજન સત્ય દેવ તણું,
અનાદર કરી રાયે ના જોયું અણું;
સત્યદેશ પ્રસાદને લીધો નહી. વ્રત, હરિ હાં...વ્રત. ૩

ગોવાળીઆઓ વડના ઝાડ તળે શ્રી સત્યનારાયણનું પુજન કરતા હતા, ત્યાં વીરામ લેવા બેઠેલા રાજાએ પોતાના રાજ્યના મદથી તે તરફ જોયું નહી. તેમ ગોવાળીઆ પ્રસાદનો પડીઓ લઇ રાજાને આપવા આવ્યા તો તેનો અનાદર કરીને લીધો નહી અને કહેવા લાગ્યો કે,

## રાગ-ક્ષત્રિકલંકનો.

રાજા-રમુ ગોવાળોની સંગે હું રાય, શું મુખ લઇ બહાર ફરૂં રે;
હોય પ્રસાદી પણ હુંથી ન લેવાય, જાણે જો કોઇ લાજી મરૂં રે. ટેક.
મુર્ખ ગોવાળીયા ગાયો ચારનાર. શું મુખ.
હું છું છત્રપતિ પ્રજા પાળનાર, જાણે જો. ૨

એ રાજાને રાજ્ય ઐશ્વર્ય સાથે સો પુત્રો હતા તેથી તેનો મદ વધી ગયેલો હતો.

સુત-શતપુત્ર વળી રાજ્યનું ગુમાન, શું મુખ.
પ્રભુ મહિમા ન જાણ્યો અભિમાન. જાણે જો. ૩
આવ્યો ઉતાવળો ઘેર ભુપાળ, શું મુખ.
પામ્યો દુઃખ મહા સુણ્યા સમાચાર. જાણે જો. ૪

ઉતાવળો ઘેર આવનારો, પ્રસાદનો પણ ત્યાગ કરનારો ઉદ્ધત અને મદોન્મત રાજાએ ઘેર આવતાંમાંજ એવા વિપરીત સમાચાર સાંભળ્યા કે જેથી કષ્ટનો પાર રહ્યો નહી.

રાગ–મરાઠી સાખી.

**સુત**—માયા બતાવીં મહાપ્રભુજીએ જોતાં પડીયો ત્રાસ,
સો પુત્ર સંગે ધન સકળ ત્યાં જાણે પામ્યું નાશ;
નૃપ કુટે શીશ, મન સમજ્યો મહિમા સત્ય ઇશ. નૃપ. ૧

ઘણો વિલાપ કરતો અને બહેબાકળો બની ગયેલો રાજા મનમાં સમજ્યો કે ભગવદ્ પ્રસાદનો અને ભગવાનનો મેં અનાદર કર્યો છે એ મહા મોટું ઘોર પાપ કર્યું છે. તેજ પાપથી આ દુઃખ પ્રાપ્ત થયું છે માટે પ્રભુને કાલાવાલા કર્યા સિવાય બીજો ઉપાય નથી એમ વિચારી

રાગ–સ્તવન મંજરીનો.

**રાજા**— મને દુઃખ દરિએ ડોલાવ્યોરે સત્યપ્રભુ.
મને સેતાન જાણી સતાવ્યો રે. સત્યપ્રભુ.
પુત્રવિના જીવતર પ્રભુ મારૂં ફોકટ સઘળું ભાળું;
રાજ્ય સમૃદ્ધિ શી હું વખાણું, તે પણ નહી નીહાળું,
પસ્તાયો હવે પેટ ભરીને, કૃત્ય કર્યું મેં કાળું રે. સત્યપ્રભુ. ૧
રાજ્ય પુત્ર મદમસ્ત થયેલો જાણ્યા નહી બહુનામી,
પામર નર શું મહિમા સમજુ, અતુળીત બળીયા સ્વામી;
હવે ન ભુલું ભુધર ભવમાં માફ કરો મુજ ખામી રે. સત્યપ્રભુ. ૨

એ પ્રમાણે સ્તુતિ કરતો ગોપગણોને બોલાવી બધા ગોપ સહ.

રાગ—ચાલતો.

વડ વૃક્ષ નીચે જઇને રાજા ગોપ સકલ લઈ સંગે,
સત્ય ઇશ પુજન વિધિથી કીધું મહા ઉમંગે.
કીર્તન કીધું કમળનયનનું કૃષ્ણ કથા રસરંગે રે. સત્યપ્રભુ. ૩
ઘેર આવીને ભુપતિ નિરખે, વૈભવ સઘળા એવા,

પુત્ર પરાક્રમી મહાબળીયા સૌ, આવી લાગ્યા કહેવા;
પુછી કુશળતા તાતતણી, પવરાવ્યા પ્રિતે મેવા રે. સત્યપ્રભુ. ૪

એ પ્રમાણે રાજાએ પછી, પર્વણીના દીવસોએ સગા સંબંધી અને મિત્ર વર્ગને બોલાવી જીવ્યો ત્યાંલગી કીર્તન કથારસપાન વિધિવત વ્રત કરી અંતે શ્રીહરિના પરમ્ ધામમાં ગયો.

રાગ—ચોપાઇ.

કર્તા—પ્રભુ મહીમા છે અપરમપાર, ગાયો અલ્પ બુદ્ધિને આધાર;
દીસે સાર તે ગ્રહણ કરશો, હરિચરણ કમળ ચિત્ત ધરશો. ૧
વ્રત શ્રદ્ધા ભક્તિએ જે કરશે, શુદ્ધ પ્રેમથી ભવદધિ તરશે;
પ્રભુ ભજતાં નહી આવે રે આંચ, થયા પુરા અધ્યાય એમ પાંચ. ૨

---

શ્રી સત્યનારાયણ વ્રત, કથા, કીર્તનનું મહાત્મ્ય કળીયુગમાં વિશેષે છે માટે હે બન્ધુઓ !

રાગ—અરજ કરેછે મીરાં રાંકડી રે.

કર્તા— કળીયુગ સાધન સ્હેલ છે ભાઇ તેને સાધો,
બીજા ઘણાં મુસ્કેલ છે એક હરિ આરાધો. ટેક.
કથા કિર્તન અને સ્મરણ સેવા વિના,
ખોટા જગતના ખેલ છે, એક હરિ આરાધો. કળી. ૧
અનેક રૂપે કરે સ્હાય શામળીયો રે,
દુર પાખંડ જ્યાં ફેલ છે, એક હરિ આરાધો. કળી. ૨
સત્યસ્વરૂપ સત્યઈશનું ના પેખે વાહાલા.
જ્યાંસુધી મનડામાં મેલ છે, એક હરિ આરાધો. કળી. ૩
કળીયુગ કીર્તને મહા પદ પામો વાહાલા,
સદા આનંદની જ્યાં એલ છે. એક હરિ આરાધો. કળી. ૪
દાસ ભીખાલાલ ભાવે ભજોને ભાઈ,
નહી તો શીર નર્કતણું જેલ છે. એક હરિ આરાધો. કળી. ૫

બેલી સર્વેના બળવીર બનશે વાહાલા,
અવિનાશી અલબેલ છે, એક હરિ આરાધો. કળી. ૬
ભાવથી ગાયો સત્યઇશ મહીમા વાહાલા,
પ્રેમાધીન પ્રભુજી રહેલ છે, એક હરિ આરાધો. કળી. ૭

## ધુન્ય.

### ભજો ગોવિન્દ ગોપાળ, પ્રભુ નંદજીના બાળ.

પ્રિય વાંચકવંદ! કોઇને એમ શંકા થાય કે ઉપર વર્ણવેલી સત્યનારાયણની કથા જે પાંચ અધ્યાયની કહી તેમાં શાતાનન્દ, કઠીયારો, ઊલ્કામુખ, સાધુ, અને અંગધ્વજ રાજા એમણે શ્રી સત્યનારાયણ વ્રત વિધિવડે કરી શ્રદ્ધા ભક્તિથી પરમપદ પામ્યા હતા. આ પાંચેય અધ્યાયમાં તેમનાં જ દ્રષ્ટાન્તો છે. તો તેમણે જે વ્રતવિધિ અને કથા કરાવેલી તે કહી. આ પ્રમાણે શંકા થાય એ વાત સ્વાભાવિકજ છે. તેના જવાબમાં, વ્રત એનું એ (જે આજે થાય છે તેજ) વિધિ પણ એનો એ (જે આજે થાય છે તે) અને કથા તે તો હરિકથા એટલે ભગવાનનાં પરમ ઐશ્વર્ય પ્રાપ્ત કરાવનારાં ચારિત્રોનું ગાન કરવું એજ કથા અને છેવટે ભગવાનનું નામ સ્મરણ સત્ય એજ ઇશ્વર, એજ પ્રભુ એજ સાક્ષાત્ શ્રીકૃષ્ણ સગુણ બ્રહ્મ તેમની લીલા કથારૂપે ગાન કરવું એજ સત્યઇશ કથા. આ પાંચે અધ્યાયમાં સત્યઇશની કથા અને પ્રભુનું કિર્તન કરી ઇચ્છીત વસ્તુઓ પામેલાનાં દ્રષ્ટાન્તો છે. માટે પ્રભુનાં ચરિત્રો અને મહામંગળકારી નામ સ્મરણ એજ ખરૂં છે એજ સત્ય, સત્ય અને સર્વદા સત્ય છે. એ પ્રમાણે બુદ્ધિઅનુસાર શ્રી રણછોડરાય મહારાજની કૃપાથી પ્રાકૃતમાં ગદ્ય અને પદ્યમાં શ્રી સત્યનારાયણની કથા સંપુર્ણ કરી. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

**કથા અને કિર્તન થઇ રહ્યા પછીથી પ્રભુને સામગ્રી જે દરેક સવાયા ભાગની દુધમાં બનાવેલી હોય તે ધરવી.**

## થાળ.

### રાગ-કાનુડો ના જાને મોરી પીડ-એ લય.

પધારો જમવાને સત્યઇશ, પ્રેમનાં પય પકવાનો રે. પધારો. ટેક.
ઢાળુ મોહનમન ગમતા કંચન બાજઠીયા રે,
જુમનાં જળ ઝારી મુકું સાથ, બીરાજો પ્રેમ કરીને રે. પધારો ૧
થાળ કનક અને કંચન કટોરા રે,
સરસ સામગ્ર યદુનાથ, આરોગાવું હરિને રે. પધારો. ૨
લાબસી લાડુ લક્ષ્મીવર લેજો રે,
પેંડા પુરી ને દુધપાક, વેઢમી વડાં બનાવ્યાં રે. પધારો. ૩
શ્રીખંડ બાસુદી રોટલી રાઇતાં રે,
ઘેબર ઘારી કોપરાપાક, ભજીયાં ભાવે તળાવ્યાં રે. પધારો. ૪
મેસુર મગજ અને મોહનથાળ છે રે,
ખાજાં ને સુતરફેણી સાથ, શેવો સરસ બનાવી રે. પધારો. ૫
જદુપતિ લાવું જુકતે જલેબી રે,
શીરો સામગ્રી ભલીભાત, મુકું હરિ બરફી લાવી રે. પધારો. ૬
દ્રાક્ષ દાડમ અને કદળી ફળ પાકાં રે,
મોસંબી સંત્રાં બોર જામ, સક્કરજન કમળકાકડી રે. પધારો. ૭
અખોડ ચારોળી મગફળી કાજુ રે,
પીસ્તાં અંજીર ને બદામ, વટાણા વાલપાપડી રે. પધારો. ૮
પરવળ કારેલાં દુધી બટાકા રે,
તુરીયાં ભીંડા ને ગુવાર, કાચલી કેરં અથાણું રે. પધારો. ૯
ભાત કમોદ કેરો દાળ મહા સુન્દર,
કઢી અને ચટણી ચમત્કાર, વડીની વાત વખાણું રે. પધારો. ૧૦
બુાસઠ પાન તણી બીડી બનાવું રે,
જાવંત્રી કસ્તુરી લવંગ, એલચી બરાસ સોપારી રે. પધારો. ૧૧

દાસ **ભીખાલાલ** શર્ણું તમારે રે,
ચિત્ત રહે પાદામ્બુજ શ્રીરંગ, હોજો કૃપા તમારી રે. પધારો. ૧૨

## કર્પુર અગર ઘીમાં દીવેટો પલાળી આરતી કરવી.

## આરતિ.

જય જય સત્ય દેવા, પ્રભુ જય જય સત્ય દેવા,
રાધાવર મોરલીધર (૨) કરીએ નિત્ય સેવા. જય જય. સત્ય દેવા. ટેક.
મુગટ મનોહર મુસ્તક, પ્રભુને પાઘ ઉપર ઝળકે, પ્રભુ. (૨)
મકરાકૃતિનાં કુણ્ડલ, બેઉ શ્રવણે લળકે. જય જય. ૧
તીલક ભાલ કેસરનું કેશવ, હીરલો હડપચીએ, પ્રભુ. (૨)
મુખ તંબોળે શોભે, લાજે રતીપતીએ. જય જય. ૨
અણીઆળાં હરિ નેત્ર નાસીકા દશન હીરાકણીયો, પ્રભુ. (૨)
ગળે ગળુ બંધ કંઠી મણી મુક્તા તણીયો. જય જય. ૩
રતિપતિ અરીના મિત્ર છો મોહન તુળસી બહુ વાહાલી, પ્રભુ. (૨)
પ્રેમે સમર્પણ કરે ચરણમાં નાંખો તાપ ટાળી. જય જય ૪
કડાં સાંકળાં વેઢ વીંટીયો, જરકશીના જામા. પ્રભુ. (૨)
પ્રેમ કરી પુરશોતમ નીરખો, મટશે ભવ ભામા જય જય. ૫
પીતામ્બર ને કટીમેખળા, નેપુર અની ઝમકે. પ્રભુ. (૨)
મોરલી શબ્દ મનોહર, થાયે ઘુઘરડી ઘમકે. જય જય. ૬
રાસબીહારી શ્રી ગીરીધારી, ગોપી મન ગમના. પ્રભુ. (૨)
આરતી કરતાં કહે **ભીખાલાલ**, ભવમાં નહી ભમતા. જય જય. ૭

**મંત્ર પુષ્પાંજલી કરી પ્રભુને શ્રમ થયા બદલ**
**અપરાધની ક્ષમા માગવી.**

**પ્રસાદ વેંહેચનારે દરેકને જયશ્રીકૃષ્ણ કહી પ્રસાદ વેહેંચવો.**

શ્રી



## ૐ તત્ સત્ પરમાત્મને નમઃ

પ્રિય વાંચકવૃંદ! કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ, અને ભક્તિમાર્ગ એ ત્રણેમાં ભક્તિમાર્ગ છે તે નિરૂપાધીવાન છે. ભક્તિનિષ્ઠ પુરૂષો અનેક પ્રકારનાં કર્મનાં બંધનોમાંથી છુટે છે તેવી રીતે તપશ્ચર્યાદિથી છુટતા નથી. તેથી ભક્તિમાર્ગ જગતમાં ઉત્તમોત્તમ અને અભયપદની પ્રાપ્તિ કરાવનારજ છે.

કર્મમાર્ગમાં અપૂર્ણતા, વિગુણતા, વળી કોઇ પ્રકારે ક્રીયા ઓછી થાય વધારે થાય તેનો ભય હોય છે, વળી અમુક જાતીને અમુક કર્મનો અધિકાર એવી રીતે સમવિષમપણું હોય છે, અને તે અધિકાર સીવાયનું આચરવાથી અરીષ્ટ કરનાર થઈ પડે છે. આ પ્રમાણે કર્મ માર્ગમાં રહેલો ભય ભક્તિમાર્ગમાં લેશ માત્ર હોતો નથી.

જ્ઞાનમાર્ગ પણ એવોજ કઠીણ છે. બાહારના વ્યવહારિક અને પંચ વિષયોમાં ગુંથાયલી, ઘુમતી અને તેમાં નિમગ્ન રહેલી વૃત્તિઓને અટકાવી ઇશ્વરના સ્વરૂપમાં જોડી દેવી એ કામ અતીશય કઠીણ છે. એટલો કઠીણ ભક્તિમાર્ગ નથી. જ્ઞાનમાર્ગમાં એકાંતવાસ અને ઉદાસીનતા ભોગવવી પડે છે ત્યારે ભક્તિમાર્ગમાં પ્રભુના ગુણાવિંન્દ શ્રદ્ધાપુર્વક ગદ્દગદ્દ હૃદયથી ગાતાં ઉદાસી પાસે આવતી નથી. સંપુર્ણ પ્રેમમય બને પ્રભુના પરમપદને પમાય છે. જ્ઞાનમાર્ગમાં અનેક વિઘ્નો આવે છે, અને તેથી સાંગોપાંગ જ્ઞાનમાર્ગમાં પુરૂં પડતું નથી.

વસ્તુની મહત્તા (મહાત્મ્ય) જાણ્યા સીવાય તેમાં પ્રીતિ થતી નથી. પ્રીતિ થવી એજ ભક્તિ. જેમ ટાઢ ઉરાડવા માટે અગ્નીની ભક્તિ કરવી પડે છે, ક્ષુધા શાન્તિ માટે અન્નની, તૃષા શન્તિ માટે જળની, વ્યવહારિક અડચણો દુર થવા માટે દ્રવ્યની, વગેરે ભક્તિઓ કરવી પડે છે તેમ સંસાર સમુદ્ર તરી વારંવાર જન્મ મર્ણથી રહીત થઈ પ્રભુના પરમપદ પામવા માટે ભગવાનની ભક્તિ અવસ્ય કરવાની છે. પ્રભુના નામનું મહાત્મ્ય સમજી તેથી ઉપાસના કરવી એ ભક્તિજ છે. સંપુર્ણ ભક્તિવંત થઈ પ્રભુનું ખરૂં સ્વરૂપ સમજાયું એટલે સિદ્ધ ભક્તિ થઇ કહેવાય.

એવી રીતની સદ્ધિ ભક્તિ પ્રાપ્ત થયા પછીથી મનુષ્યને અહંતા મમતા, મા'રૂં, તા'રૂં, છુટી જઇ પ્રભુની સેવામાં નિરંતર મન જોડાયલુંજ રહી અને ઇશ્વરપરાયણ બની પોતાના વ્યવહારોને પ્રભુની અલૌકીક ભક્તિ સાથે એકત્ર કરી શોક, મોહ, રાગ, દ્વેષ, રહીત થઇ અખંડ અને અત્યુત્તમ ભક્તિરસ (પરમ કૃપાળુ પ્રભુના પાદામ્બુજ) નો અનુભવ લે છે.

दान व्रत तपोहोम जप स्वाध्याय संयमैः ।
श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णे भक्तिर्हि साध्यते ॥

અર્થ—દાન, તપ, હોમ, જપ, વેદાધ્યયન, મન ઈંદ્રીઓનું દમન તથા તેવાં જ બીજાં સાંખ્ય વગેરે સાધનોથી શ્રી હરિની ભક્તિ સાધવી જોઇએ.

न दानं न तपो नेज्या न शौचं न व्रतानी च ।
प्रीयतेऽमलया भक्त्या हरिरन्य द्विडंबनं ॥

અર્થ—શ્રી હરિ દાનથી, તપથી યજ્ઞયાગાદિકથી, પવિત્રતાથી તથા વ્રતાદિક કરવાથી પ્રસન્ન થતા નથી. પરંતુ નિર્મળ અંતઃકરણની ભક્તિથી જ પ્રસન્ન થાયછે, તેથી ભક્તિ સિવાયનું સર્વે પરિશ્રમરૂપ છે.

**नाहे वेदैनंतपसा न दानेन न चेज्यया ।**
**भक्तया [illegible] अहमेवं विधार्जुन. ॥**

**અર્થ**—હે અર્જુન ! હું ચાર વેદોથી, તપથી, દાનથી અને યજ્ઞ યાગાદિકથી મળતો નથી પરન્તુ ઊપર વર્ણવાયલો હું માત્ર અનન્ય ભક્તિથી જ મળું છું.

**मोक्षकारण सामग्र्यां भक्ति रेव गरीयसी ।**
**स्व स्वरुपानु संधानं भक्ति रीत्यभिधीयते ॥**

**અર્થ**—મોક્ષ મેળવવાનાં સાધનોમાં શ્રેષ્ટ સાધન માત્ર પરમાત્માની ભક્તિ જ છે. અર્થાત્ ભજન કરવું તેજ છે, તે કેવી રીતે કે પ્રેમથી પરમાત્માના સ્વરૂપ સાથે અનુસંધાન થાય. અર્થાત્ જીવ અને બ્રહ્મની એકતા થાય, તેજ ભક્તિનું ખરૂં અને વાસ્તવિક સ્વરૂપ છે અને જ્ઞાન એ ભક્તિનું સર્વોત્કૃષ્ટ ફળ છે.

ભક્તિ કરનારે સર્વ પ્રાણી માત્રમાં પરમાત્માને જાણવા, અને પરમાત્મામાં સર્વ પ્રાણીમાત્ર અધ્યસ્ત રૂપે રહેલા જાણવા-સમાન ભાવથી વર્તવું. એ ઉત્તમ અધિકારી ભક્તજનનું લક્ષણ છે.

ઉત્તમ અધિકારી સર્વમાં પરમાત્માને જાણતો થકો નિવૃત્તિપરાયણતા ભોગવવા માટે ઉપાધી આવતાં તેને પ્રારબ્ધ સંસ્કાર રૂપ ગણી ભોગવ્યા સીવાય છુટકોજ નથી એમ માની શાન્તિ લેવા ઇચ્છે છે.

સંસાર સર્વથા દુઃખનું મુળ હોવાથી મિથ્યા મહા બંધનમાંથી છુટા થવા પરમાત્માની સ્તુતી કરે છે, કે હે સર્વેશ્વર! આ મહા જાળમાંથી ક્યારે મને મુકત કરશો ? આ ત્રાસદાયક ભેદથી ક્યારે હાથ પકડી તારશો ? આપના સ્વરૂપમાં ક્યારે મેળવશો ? એવી સ્તુતી કરતાં સતસંગમાં પ્રભુની સર્વમય વ્યાપકતા બરાબર સમજાય છે ત્યારે મહા આનંદ પ્રાપ્ત થઇ હર્ષનાં અશ્રુ આવી પ્રેમભક્તિ પ્રગટ

થાય છે. માટીના ગારા ઉપર જળ પડે અને તે જેમ ગદ્દગદ્દ થાય તેમ પ્રેમ ભક્તિ પ્રાપ્ત થયેલા ભક્તજનનું હૃદય તેવું ગદ્દગદ્દ થાય છે. તેને ગદ્દગદ્દ કંઠ કહે છે. એ ગદ્દગદીત હૃદય વારંવાર અમૃત અંકુરો પ્રગટાવે છે આવી શ્રેષ્ટતા પ્રાપ્ત થયા છતાં પણ પોતે ભક્ત કહેવરાવવાની અપેક્ષા ધારી લોકોને બતાવી ભોળવવાની દંભીક ભક્તિ કરતોજ નથી. પામર, પાગલ અને વિષયી જન પોતાની અગર કોઇ મહાત્માની નીંદા કરે તે તરફતો લક્ષ આપતોજ નથી, તેમ પોતાની સ્તુતિથી અહંકારી બનતો નથી દીનપરદીન સતસંગ ઉપર પ્રીતિ વધારનારો હોય છે. વેશધારી ઢોંગી દાંભીક અને મહદાભિમાની ચાહાયતો સાધુ હોય તો પણ તેમનો સંગ કરવા ઇચ્છતો નથી. શાસ્ત્રોનાં વચનાનુસાર પોતાનું વર્તન રાખે છે. એ પ્રમાણે ભક્તનાં લક્ષણો હોય છે.

પ્રિય ! આ માનુષ્યદેહ વારંવાર મળતો નથી તેમ તે ક્ષણભંગુર છે તેથી તેનો ભરોંસો નથી. એવા આ અસ્થિર દેહમાં આયુષ્ય ભોગવતાં કોટી કીમતનું નાણું મેળવી તેમાંથી પરમાર્થમાં પાઇ વાપરી નહી તો એ મીલકત રાફડામાં દાટેલા ધન સમાન છે, અને સંગ્રહ કરનાર પ્રાણી સર્પ સમાન રક્ષપાળ છે. એવી રીતે રક્ષપાળપણું ભોગવતા છતાં કોઇ હીંસક પુરૂષ અગરતો દ્રવ્યની અપેક્ષાવાળો પાપ પુણ્યને નહી ગણનાર સર્પને સતાવી પકડી અગર પકડાવી અગરતો છેવટનું કરી સંચેલું દ્રવ્ય લઈ જાય છે. જો તે રક્ષક હયાત હોય છે તો તે મધમાખીની પેઠે આખું આયુષ્ય માથાં કુટવામાં ગાળી અંતે નર્કગામી થાય છે.

કળીયુગમાં પ્રભુનું પરમપદ પ્રાપ્ત કરવા માટે પ્રભુની ભકિતનું સાધન ઘણુંજ સહેલું છે એ છોડી અન્ય વિષયમાં ચિત્તવાળનાર પ્રાણી ગાય મુકી પાડો દોહોનાર છે. ગંગાજળ મુકી ખાડો ખોદી પાણી પીનારો છે. કુતરાંનું પુંછડું હાથમાં ઝાલી સમુદ્ર તરનારા જેવો છે, માટે આ અલ્પ આયુષ્યમાં પ્રભુની કૃપાનુપાત્ર થવા પ્રભુનું સ્મરણ

કીર્તન (ભક્તિ) કરી ધર્મ જાણવો, ધર્મ પાળવો, ધર્મથીજ ધન મેળવવું, સદાચરણી થવું. સર્વ પ્રાણીપર સમભાવના રાખી કોઇના આત્માને દુઃખ દેવું નહી, શાસ્ત્રનાં વચનોપર શ્રદ્ધા રાખી ભક્તિ કરવી. અધર્મથી દ્રવ્ય ઉપાર્જન કરનારનું કોઇ કાળે પણ શ્રેય થતું નથી. ભક્તની સહાયતા કરવા માટે પ્રભુ સદાકાળ તત્પરજ હોય છે, માટે પરમાત્માને શર્ણ રહી પ્રભુ ઇચ્છાને આધિન થવું. સમસ્ત જગતનું ભલું ઇચ્છવું, બને તેટલો પરોપકાર કરવો એજ મનુષ્ય જન્મનું ખરૂં કર્તવ્ય.

ખરી અગત્યની બાબત મનુષ્યને ઇશ્વર ભજન (ભક્તિ) કરવાની છે. જેણે એ બાબત સાધી નથી તે પુરૂષો ભવેભવ દુઃખી થાય છે. ચાલુ જમાનામાં હરવું ફરવું, મોજમજા કરવી, સેહેલ સપાટા, મિત્રોની સાથે મીજબાનીઓ જમવી, ઉમદા વસ્ત્રો પહેરવાં, ધર્મ ભક્તિનો સંબંધ પણ ન હોય એવાં પુસ્તકો વાંચવાં, ગંજીફા, સોગટાબાજી ખેલવી, ચહાપાણી કરવાં, દુર્વ્યસનો સેવવાં એ વગેરે વિષયોને અગત્યના ગણી તેનું અહોરાત્રી સેવન કરવામાં આવે છે. કોઇ પ્રસંગે ઉપરની વસ્તુઓ પૈકી કોઇ નહી મળવાથી બેહેબાકળું થઈ જવાય છે ત્યારે બીજી તરફ જુઓ તો ખરૂં કર્તવ્ય અને તે નહી બજાવવામાં દીવસના દીવસો—મહીનાના મહીના—વર્ષોનાં વર્ષો અને છેવટે આખી જીંદગી પર્યંત કર્તવ્ય શુન્ય રહ્યાની દરકાર થતી નથી એ શું ?

પ્રાચીન સમયે કોઈ પણ પુરૂષ પ્રાતઃકાળમાં સ્નાન અને પોતાનું નિત્યકર્મ કર્યા સિવાય વ્યાવહારિક કાર્યમા જોડાતા નહીં, તે આધુનિક સમયમાં સ્નાનનાજ સાંસા તો નિત્યકર્મની તો વાતજ શી ! પગમાં બુટ, એક હાથમાં બીડી, બીજા હાથમાં માટીના ઠીંકરામાં ચાહા. તે વાસણ ચાહાય તેનું પીધેલું હોય તેની હરકત નહી. વર્ણાશ્રમનો ભેદ ગણ્યા સીવાયના વ્યવહારો કરે છે. કેટલાક તો જ્યારે શરીરપર ધૂળ પડી હોય અગર શરીર સાફ કરવાની ખાસ જરૂર હોય ત્યારેજ નાહાય છે. પીવાનું

જળ ગાળીવાની વાત પર તેમણે તીલાંજલી આપી છે. પાણી ગાળેલું પીવાથી અનેક ફાયદા થાય છે અને ધર્મ સચવાય છે તેમજ સ્નાનથી પણ અત્યંત ફાયદા છે. જેવા કે, વિધિવત સ્નાન કરવાથી નઠારા પરમાણુઓ દાખલ થઇ શકતા નથી. સ્નાન વખત વધારે નહી તો થોડીવાર પણ પરમેશ્વરનું નામ લેવાય છે. શરીરના અવયવો અને અંતઃકરણની શુદ્ધી થાય છે. વૃત્તિઓનો નિગ્રહ થાય છે.

દેહને ટકાવવા માટે, અન્ન, જળ, અને હવા વગેરેની જરૂર છે તેમજ તે કરતાં પણ વધારે વારંવાર જન્મ મર્ણથી મુક્ત થવા માટે ભગવાનની ભક્તિની અવશ્ય જરૂર છે.

શરીરના અવયવો સ્વચ્છ અને સારા મજબુત સીવાય વ્યવહારીક કાર્ય કરી શકતા નથી તેમ ભક્તિની મદદ સીવાય અખંડ સુખો મેળવી શકતા નથી તેથી ભક્તિ શ્રેષ્ઠ છે.

દોરડું અગર નીસરણીની મદદ સીવાય નીચેથી ઉંચે ચઢી શકાતું નથી તેમ ભગવાનની ભક્તિ કર્યા સિવાય શ્રેયના શીખરે પહોંચી શકાતું નથી.

ઘણા ભક્તો ભેગા થઇ હરિસ્મરણ કરે તો ત્યાં પ્રેમભક્તિનો જે ખરો આનંદ થાય છે, જેમકે એક હાથે તાળી પડે નહી, એક લાકડું ચુલામાં સળગે નહી, એક હાથ ધોવામાં બીજા હાથની મદદ અવશ્ય લેવીજ પડે છે, તેથી એકએકની મદદથી સંપૂર્ણ પ્રેમ પકડી ભક્તિ દીપે છે.

મુસાફરીમાં એકલા ચાલનારને તેમજ એકલા બેસી જમવામાં જેમ મઝા પડતી નથી તેમ પ્રભુની ભક્તિ કરવા આગ્રહી જનો સિવાય મઝા પડતી નથી, જેમ વધારે હોય છે તેમ શુદ્ધ સ્વરૂપનું દર્શન થાય છે.

અત્તર અને ફુલની દુકાન આગળ થઈ જનારને અગર ત્યાં ઉભા રહેનારને વગર ખર્ચે તેની સુવાસનો લાભ મળે છે તેમ હરિ સ્મરણ કરવા બેઠેલા ભક્તજનોના ટોળા આગળ થઈ જનારને અગર ત્યાં ઉભા રહેનારને શ્રવણ કરવાનો લાભ મળે છે.

મોટા શ્રીમંતો હલકા લોકો પાસેથી કાંઇ લેવાની ઇચ્છા રાખતા નથી તેમ ભગવાન સંપૂર્ણ પ્રેમી ભક્તો જગતનાં નાશવંત સુખની ઇચ્છા કરતાજ નથી.

ખેતરમાં ઉગેલા છોડને બાજુબાજુ ઘાસ ઉગી દબાવે છે, તેમ હૃદયમાં પ્રેમભક્તિના છોડને કૃપરૂપી ઘાસ દબાવે છે. જેમ કૃષીકાર છોડની વૃદ્ધિ માટે ઘાસ નીંદાવી નાખે છે તેમ સદાચરણોથી પાપરૂપ ઘાસનો નાશ થાય છે અને ભક્તિની વૃદ્ધિ થાય છે.

ઘરધણી જાગવાથી ચોર સંતાય છે. સવડ મળે નાશી જાય છે, તેમ પ્રભુ પ્રેમ પ્રગટેથી પાપ અને દુર્ગુણ રૂપી ચોરો રહેવા પામતા નથી.

વાહાણ પાણીમાં રહે છે પણ પાણીને અંદર આવવા દેતું નથી તેમ ભગવાનના ભક્તો વ્યવહારમાં રહે પણ લુબ્ધ થતા નથી ધ્રુવનો કાંટો જેમ ઉત્તર દીશા છોડતોજ નથી તેમ ભક્તોનું મન પ્રભુના ચરણકમળની ભક્તિ છોડતું નથી.

અજ્ઞાની પુરૂપ એમ ધારે કે પ્રભુનું બે અક્ષરનું નામ શું કામ કરી શકશે તો જેમ વડનું બીજ ઝીણું છે પણ તેમાંથી હજારો મનુષ્યો આશ્રય લે એવો વડ પેદા થાય છે; તેમ પ્રભુ નામનું મહાત્મ્ય ન સમજાયું હોય ત્યાં સુધી ઝીણું જણાય પણ એ મહાન ઐશ્વર્ય પ્રાપ્ત કરાવનારૂં છે.

જે આંગણે ચોકીદાર બેઠા હોય તે ઘરમાં ચોર પેસી શકતા નથી તેમ જેના હૃદયમાં ભક્તિ સ્થપાઇ છે તેના હૃદયમાં પાપ વાસનાની સ્ફુર્ણા થતી નથી.

નટની દ્રષ્ટી દોરમાં, પણીઆરીની બેડામાં, કામીની કામનીમાં, લોભીની ધનમાં, ગાયની વાછરડામાં, રહે છે તેમ ભક્તોની મનોવૃત્તિ અહર્નીશ પ્રભુના ચરણકમળમાંજ રહે છે.

સોની સોના રૂપાને ટીપે છે, દરજી સારાં કીમતી વસ્ત્રો કાપી નાંખે છે, ધોબી કીમતી વસ્ત્રોને પછાડે છે, મહેતાજી નીશાળીયાને મારે છે, માતાપીતા પુત્ર પુત્રીને ધાકમાં રાખે છે એ શું? બગાડવા માટે, ના નહી. સોની સોના રૂપાના મનહર દાગીના બનાવવા માટે, દરજી ઉપયોગી અને શોભનાં વસ્ત્રો બનાવવા માટે, ધોબી મેલાં ગંદાં કપડાંને સાફ કરવા માટે, મહેતાજી નીશાળીયાની કુટેવો સુધારવા માટે માતાપીતા બાળકમાં દુર્ગુણો દાખલ ન થવા માટે-તેમ આપણાપર પ્રભુ વિપત્તી નાંખે તો તે આપણા હૃદયની પરીક્ષા કરવા માટેજ.

એક એન્જીન ભરેલા ડબા તાણી જાય છે, તેમજ મન રૂપી ઇન્જીન શરીરના દશે ઇન્દ્રીઓને અવળે માર્ગે દોરી નઠારાં કર્મો કરાવે છે. જેમ એન્જીન ચલાવનાર ડ્રાઇવર પોતાની મરજી મુજબ ચલાવે છે તેમ મનપર કાબુ મેળવી ભક્તિ માર્ગ તરફ વાળ્યું હોય તો મન પોતાની મરજી મુજબ દશે ઇન્દ્રીઓને ભક્તિ માર્ગના રસ્તે વાળી સારાં પરિણામ લાવે.

ભક્તિનો પ્રતાપ એવો છે કે તે જે મનુષ્યને પ્રાપ્ત થઈ તે પછીથી તેનામાં બીજા દુર્ગુણો દાખલ થઇ શકતા નથી. જેમ કે, સ્નાન કર્યા પછીથી ગૌમુખીમાં હાથ રાખી અગર તો ખુલ્લા હાથે માળા ફેરવનાર માણસ મોઢેથી **રામ રામજ** કહેશે. વળી માથાપર પચીસ રૂપીઆની પાઘડી મુકનારથી આઠ આનાની પોતડી પહેરાશે નહી. તેણે ઓછામાં ઓછો ત્રણ ચાર રૂપીઆનો ધોતી જોટો પહેરવો જોઇશે.

જેમ કોઇ માણસ પોતાના છોકરાને મારવાની ઇચ્છા રાખતો નથી તેમ પરમકૃપાળુ પરમેશ્વર તેનાં બાળકોને (આપણને) દુઃખી કરવા ધારતાજ નથી. માત્ર પોતાનાં સારાં નરસાં કર્મો સુખ દુઃખની પ્રાપ્તી કરાવે છે. નઠારી કરણીવાળો સુખની આશા રાખે તો ખેતરમાં કોદરા વાવી ઘઊં પાકવાની આશા રાખવી તેમ છે.

પક્ષીઓ પાંખ થકી પર્વતના ઊંચામાં ઊંચા શીખરપર જઈ બેસે છે, તેમ ભક્તિ કરનાર મનુષ્ય ભક્તિના બળથી પ્રભુના મહાન પદનો અધિકારી થઈ તે મેળવે છે.

ખેતી કરનાર ખેતી કરવાના સમયે આળસ કરી બેકાળજી કરે તો તે ખેતીમાંથી કાંઇ પાક મળે નહી અને આખા વર્ષની પેદાશ નાશ જવાથી પસ્તાવાનો વખત આવે તેમ મનુષ્યાવતાર પામી ભગવાનની ભક્તિ કરીએ નહી તો આ જન્મારો રદ થાય, અને લક્ષચોરાસી અવતાર ધારણ કરવા પડે.

કોર્ટમાં કેસ ચાલતો હોય અને તે માટે પુરાવા વગેરેની જોઈતી તજવીજ ન થાય તો તે કેસ આપણા ગેરલાભમાં થાય તેમ આપણે અનેક જન્મો સુધારવા માટે પ્રભુની ભક્તિ નહી કરીએ તો આપણા કેસનું પરિણામ સારૂ કયાંથી આવશે ?

કાતર કાપે છે, સોય ભેગું કરે છે, ચાયણી કાઢી નાખે છે, સુપડું સંગ્રહ કરે છે. તેમાં સોય સુપડાનો ગુણ લઇ ભક્તિરૂપી સંગ્રહ કરવાથી પ્રભુની પરમ ગતિને પામે છે.

પિતાની મીલકતથી ભણી, પરણી, અનેક પ્રકારનાં સુખ ભોગવનારો પિતાને કોઇ દીવસ યાદ નહી કરતાં તથા તેમનો ઉપકાર નહી માનતાં તથા પિતાની સેવાનો લાભ નહી લેવાથી જેમ પુત્ર ઋણી રહી દ્રોહી ગણાય છે તેમ પ્રભુની કૃપાથી આપણે ભોગવતા અનેક સુખ વૈભવોમાં તેમની ભક્તિ ભુલવી એ પણ દ્રોહી અને ઋણી કહેવાય તેથી ભક્તિ અવસ્ય કરવી.

કોઇ સ્ત્રી પતિના મહેલમાં રહી પતિના વૈભવોનો લાભ લઇ પતિએ પ્રાપ્ત કરેલાં વસ્ત્રાલંકારોનો ઉપભોગ કરી વ્યભિચારી થાય તો તે પતિ તરફથી સારી શિક્ષા થાય છે અને અંતે નર્કનિવાસી બને છે, તેમ પ્રભુની આપેલી રિદ્ધિસિદ્ધીન સામગ્રીઓ આપણે ભોગવ્યા

છતાં તેમનું સ્મરણ કીર્તન નહી કરીએ તો આપણે પણ વ્યભિચારી અને નઠારા ગણાઇ અંતે ૮૪ ચોરાસી યોનીઓની શીક્ષાના પાત્ર થઇએ.

ઘણા નાસ્તિકો પરમેશ્વરને માનતા નથી પરંતુ તે તેમની મહાન્ ભુલ નર્કમાં નાખનારી છે. કેમકે પરમેશ્વર એવા કુટીલ હૃદયના પાપી પુરૂષોને ઝટ ઝટ દેખાતા ફરે! જેમ પાણીના બીન્દુમાં અનેક પોરા છે તે તથા હવામાં અસંખ્ય જીવો છે તે પણ સુક્ષ્મદર્શક યંત્રની મદદ સીવાય દેખી શકાતા નથી. વળી તલમાં તેલ રહેલું છે પરન્તુ તે દેખી શકાતું નથી. દહીમાં ઘી રહ્યું છે તે જેમ દેખાતુ નથી તેમજ ઇશ્વરનું પરમ તત્ત્વ આપણને દેખાતું નથી. પીલવાથી તેલ, મંથન કીધાથી ઘી જેમ દેખાય છે તેમ ભક્તિરૂપી સાધનની મદદથી પ્રભુનાં તત્ત્વો સેહેલાઇથી સમજાય છે.

ઉમરે પોહોચેલાથી ચસ્માની મદદ સીવાય લખવા વાંચવાનું બનતુ નથી તેમ માયાના આવરણમાં અને પંચ વિષયમાં રચ્યા પચ્યા રહેલા જીવોને ભગવાનની ભક્તિ સીવાય પ્રભુનુ સ્વરૂપ સમજાતું નથી.

તદ્દન અભણ માણસ કૉલેજ જેવી શાળામાં મેટ્રીકના ક્લાસમાં ભણવાની ઇચ્છા રાખે તો તેનું કાંઇપણ વળે નહી. તેણે પ્રથમથી અનુક્રમે પરીક્ષાઓમાં પસાર થઇ મેટ્રીકની પરીક્ષા આપી શકાય છે તેમજ ભગવાનની ભક્તિ એ પ્રથમનું સાધન કર્યા સીવાય ઇશ્વિરી જ્ઞાન પ્રાપ્ત થતું નથી.

રસોઇ કરવામાં બેકાળજી રાખનારની રસોઈ બગડે છે અને બગડેથી ફેંકી દેવી પડે છે તેમ ભગવાનની ભક્તિ સીવાયનો આખો જનમારો બગડે છે અને તેથી કરી લક્ષ ચોરાંશી યોનીઓનો ભોક્તા થાય છે.

એક રાજાને અથવા તો મોટા અમલદારને મળવું હોય છે તો તેમાં કેટલાંક સાધનોની જરૂર પડે છે તો આ તો રાજાના પણ રાજા અને મહારાજાના પણ મહારાજા સર્વ શક્તિમાન શ્રી હરિના પરમપદ પામવાની ઇચ્છા રાખનારને ભક્તિ રૂપી સાધનની જરૂર કેમ ન હોય?

રાજાના દરબારમાં મેલાં વસ્ત્ર અને ગંદા શરીરવાળાથી જઈ શકાતું નથી તેમ પ્રભુના દરબારમાં જનારને અનેક જન્મોના મેલ, ગંદવાડ, ભગવાનની ભક્તિ કરી ધોયા સીવાય જઈ શકાતું નથી.

અગ્નિની ભક્તિ કર્યા સીવાય ટાઢ ઉડની નથી, ગૃહસ્થની ઉપાસના (સેવા) અગર તો મોટો વ્યાપાર કર્યા સીવાય દાળીદ્ર જતું નથી, જળ પીધા સીવાય તૃષાની શાન્તિ થતી નથી, અનાજ લીધા સીવાય ભુખની શાન્તિ થતી નથી, યોગ્ય ઔષધો સીવાય રોગ ટળતો નથી, તેમ સંપુર્ણ શ્રદ્ધા રાખી ભગવાનની ભક્તિ કર્યા સીવાય ઇશ્વર પદ પ્રાપ્ત થતું નથી.

અગ્નીમાં ઉનાશ, અફીણમાં કડવાશ, સાકરમાં મીઠાશ, મરચાંમાં તીખાશ, મીઠામાં ખારાશ, અને આમલીમાં ખટાશ છે, અને તે સર્વે પદાર્થો પોતપોતાનો ગુણ છોડતા નથી તેમ ભગવાનની ભક્તિમાં અખંડ સુખ (પ્રભુના પરમ પદનું સુખ) ને પ્રાપ્ત કરાવવાનો ગુણ છે.

ઘણો વખત ભક્તિ કરવાથી અનન્ય પ્રેમી થવાય છે. કોઈ કહે કે જ્યાં સુધી ચિત્તની સ્થિતિ નથી ત્યાં સુધી સર્વ નકામું છે. એમ કહેનારનાં વચન તદ્દન નાસ્તિકતાનાં છે. જેમકે અજાણથી અગ્નીને અડકી દાઝયા વીના કોણ રહેશે ? અજાણતાં અફીણ ખાનારને ઝેર નહી ચઢે ! અજાણથી વીંછીના આંકડા પર હાથ મુકનારને ઝેર નહી ચઢે ? અજાણપણાથી તરવાર, છરી વાગવાથી લોહી નહી નીકળે ? ભટકતા મનવાળાને જમાડવાથી ક્ષુધા તૃપ્ત કેમ નહી થાય ? અવશ્ય બનશે. થોડા વખત અન્ય વિષયોમાંથી ચિત્ત વાળી ભક્તિ માર્ગમાં પ્રવર્તતાં થોડા વખત ભટકતું મન લાગશે, પણ પ્રભુના નામના મહાત્મ્યથી દ્રઢ થશે.

પૃથ્વી પર પાણી નીચાણમાં રહે છે તે કદાચ ઉંચાણમાં રહે તોપણ ભક્તિ કરનારને પ્રભુનું પરમપદ પાપ્ત જ થાય.

પ્રભુ નામનું મહાત્મ્ય જેણે જાણ્યું છે તે ભક્તિ રૂપી સાધન છોડતા નથી. જેમ સર્પ, વીંછી, ધરોળી, ઘો, વગેરે ઝેરી પ્રાણીઓનું મહાત્મ્ય જાણી દુર ખસીએ છીએ, તેથી ઉલટું પત્રાળામાં પીરસેલા મગજ, લાડુ, જલેબી, પુરી ઘેબર, ધારી વગેરે પદાર્થોનું મહાત્મ્ય જાણી દોડી જઇએ છીએ, તેમ ભગવાનના નામનું મહાત્મ્ય જાણી ભક્તિ કરી અખંડ સુખ મેળવવું જ જોઇએ.

સુર્ય પુર્વ છોડી પશ્ચિમમાં ઉગતો નથી તેમ ભક્તિ કરનારનું કોઈ કાળે પણ અકલ્યાણ થતું જ નથી.

પ્રેમી ભક્તોના સંગમાં આવતા પ્રાણીઓ ભક્ત બને છે. જેમ લોહચુંબક લોઢાને ખેંચી તેનામા બીજા લોઢાને ખેંચવાનો ગુણ લાવે છે.

ભક્તિ કરનાર (સંત) ને પારસમણીથી પણ અધિક ઉપમા આપી છે. કેમકે પારસમણીના સ્પર્શથી લોઢાનું સોનું થાય છે. પરન્તુ લોઢાને પોતાનું પારસનું સ્વરૂપ પારસમણી આપતો નથી. પણ ભક્તિ કરનાર સંત ચાહાય તેવા નાદાન, પાપી અને નાસ્તિકતાવાળાને પોતાના સંગનો રંગ લગાડી સંત બનાવે છે.

પૂર્વના યોગે કરી દુઃખી દાળીદ્રી અવસ્થા આવે અગર નઠારા સહવાસથી થોડો વખત દુઃખ ભોગવવું પડે પણ ભક્તિ કરનારનું શ્રેયજ થાય છે. જેમકે સુદામા મહા દાળીદ્રી પણ ભક્તિના બળ વડે કરી શ્રીહરિએ નવેનીધ આપી અને પરમ ધામ આપ્યું. ધ્રુવજીએ ભક્તિ કરી તેથી પ્રભુએ પ્રસન્ન થઇ શ્રીમુખથી છત્રીશ હજાર વર્ષ રાજ્ય કરવા કહ્યું તે પ્રમાણે હુકમમાન કર્યા પછીથી સ્વદેહે ભગવાનના પરમ ધામમાં પધાર્યા. પ્રહલાદજીએ ભક્તિ કરી કે જેને માટે પ્રભુને સ્થંભમાંથી નૃસીંહ રૂપ ધારણ કરી પ્રગટ થવું પડ્યું, અને અનેક વર્ષ સુધી શ્રોણીતપુરનું રાજ્ય ભોગવી અંતે પ્રભુના પરમ પદને પામ્યા. માત્ર જગતમાં મિથ્ય ડોળ કરી હું ભક્ત છું, એવું જગતને મનાવનાર દંભીઓને કદાચ દુઃખ આવે તો તેથી બીજા સાચા હૃદયથી ભક્તિ કરનારાએ

કરીને ભક્તિ છોડવી નહીં. કેમકે કાચી ભક્તિ, કપટી હૃદય, અવિશ્વાસપણાથી અને દંભ પ્રપંચના ભરેલા માત્ર જગતમાં પુજાવાની ઇચ્છા રાખનારા વંચક ભક્તોની વ્હારે ભગવાન પધારતા નથી. જેમ જેમ કપટ રહીત થવાય છે તેમ તેમ પરમાત્મા દુઃખ પડવા દેતા નથી. પ્રારબ્ધના યોગે કદાચ દુખ પ્રાપ્ત થાય તો સર્વ શક્તિમાન પ્રભુ નિવારણ કરે છે.

ભક્તિના સમીપમા આવ્યા સીવાય અગર ભક્તિ માર્ગને રસ્તે મન વાળ્યા સીવાય કોઈ અજ્ઞાન માણસ પોતાનો અભિપ્રાય જણાવે તો તે મુર્ખાઈ ભરેલુંજ ગણાય કેમકે પ્રભુના જન આપણે જ્યા સુધી થઇએ નહીં ત્યા સુધી આપણને પ્રભુ પાસેથી કાંઇ પણ માગવાનો હક નથી.

જેઠ મહીનામાં પહેલા વરસાદ વખતે ખેતીકાર મનુષ્ય અનાજ વાવવાની તક સાચવે અને આળસ કરે તો તેનુ પરિણામ શુ આવે ? પાક બીલકુલ થાય નહીં. તેમ આપણે શરીરની સારી સ્થિતિમાં જુવાનીના સમય મજબુત શરીરના સંજોગે ભગવાનની ભક્તિ નહીં કરીએ તો પછી તેનું પરિણામ પણ ઉપરના માણસની ખેતી જેવુંજ આવવાનું.

અશક્ત માણસ બેઠે બેઠે ત્રણ ચાર ગાઉની મુસાફરી કરી થાકેલો હોય તે કોઇ પણ કામ કરવાને લાયક નથી તેમ વૃદ્ધપણા ઉપર ભક્તિ કરવાની આશા રાખનાર માણસ વૃદ્ધપણાની ઉપાધીઓથી એવો અશક્ત બને છે કે તેનાથી એક ક્ષણ પણ સ્મરણ થતું નથી, જે વખતે શરીર સંપત્તિ ( બળ ) સારી હોય તેજ વખતથી ભગવાનની ભક્તિ કરવાનો મહાવરો પાડ્યો હોય તો તે છેવટ પણ એનું એ સ્મરણ રહેવાથી સદ્ગતિ થશેજ.

કેટલાક ભક્તિ કરતા પહેલાંજ જાણે મોટા મહાત્મા ના બની ગયા હોય તેવા ડોળ કરી પ્રભુતા મેળવવા જાય છે તેના કરતાં પ્રભુની

ચાહના સર્વ અવસ્થા અને સર્વ કાળમાં રાખે તો પ્રભુતા પાછળ પાછળ ફરે એમાં જરા પણ શક નથી.

શીયાળાની ટાઢમાં ગરમ કપડાં પહેરવાની જરૂર છે, પરન્તુ જે દેશમાં સતત્ બારે માસ ટાઢ પડતી હોય ત્યાંના રહેનારાઓએ હમેશ ગરમ કપડાં કેમ ન પહેરવાં ? અવસ્ય પહેરવાં. તેમ આપણા માથા-પર હર હમેશ કાળ ભમ્યા કરે છે માટે હર હમેશ ભગવાનની ભક્તિ અવસ્ય કરવીજ.

જેટલી પ્રીતિ ધન મેળવવામાં, જેટલી પ્રીતિ સ્ત્રી પુત્રાદિક પર, જેટલી પ્રીતિ ઘરબાર બાંધી તેને સારાં વ્યવસ્થિત રાખવામાં અને એ શીવાયનાં વ્યવહારિક કાર્યોમાં જેટલી પ્રીતિ રાખીએ છીએ તેટલી પ્રીતિ ભગવાનની ભક્તિમાં રહે તો પ્રભુ પાછળ પાછળ ફરે.

બાળ અને યુવાવસ્થામાં ભક્તિ કરી માહાવરો પાડયા સીવાયના માણસને વૃદ્ધપણામાં ભક્તિ કરતાં બીલકુલ ફાવતુ નથી તેમ ભક્તિ રસાયણ ભાવતું નથી. જેમ પાકી કાંઠીએ કાના ચડે નહી.

ચીભડાંના ખેતરમાં ચીભડાંની મીજમાનીમાં ગયેલા માણસો જેમ કુણાં કુણાં ચીભડાં શોધી શોધીને ખાય છે તેમ કાળની ગતિ પણ એવીજ છે. તેથી ભક્તિ કરવામાં વૃદ્ધપણાની વાટ જોવી નહી.

ઘરડા ભીંડા શાક કરવા કામ આવતા નથી તેમ વૃદ્ધાવસ્થા પણ કાંઇ કામ આવતી નથી તેથી યુવાવસ્થામાંથી ભક્તિ સાધ્ય થઇ હોય છે તો વૃદ્ધપણામાં પ્રીતિ રહે છે.

નાનપણથી મોઢે ચડાવેલ છોકરો મોટપણે મા બાપના સામું પણ અમર્યાદથી વર્તે છે, નાનપણથી જેને નઠારૂં બોલવાની ટેવ પડી હોય છે ને મોટપણે મા, બ્હેન, ભાઇ, અને બીજાં સગાં હોવા છતાં પણ મર્યાદ રાખતો નથી અને નઠારૂં બોલે છે. નાનપણથી સારા નરતા પદાર્થો ખાવાની ટેવ પડી હોય છે તેને મોટપણે દૂર્બળ અવસ્થામાં

આવે તોપણ તેવા પદાર્થો જોઇએ છીએ. આ બધું અભ્યાસનુ કારણ છે. તેવી રીતે નાનપણથી ભગવાનની ભક્તિનો અભ્યાસ પાડ્યા હોય તો તે અંત વખત સુધી કાયમ રહી પ્રભુનું ધામ પ્રાપ્ત કરાવે છે. ઘણા ભક્તિના માહાવરાવાળા ઉંઘમાંથી જાગતા, બેસતાં, ઉઠતાં, છીંક, કે બગાસું ખાતાં પ્રભુનુંજ નામ સ્મરણ કરે છે, તેથી ઉલટા જુઓ અજ્ઞાન અંધકારમાં ભટકનારા તેવાજ સમયે અર્થ વગરનું નહારૂં અને હાય હાય વગેરે શબ્દોનો ઉચ્ચાર કરે છે. તેમ નહી બનવા દેતાં સવેળા ભક્તિ સાધ્ય કરી લેવી કે હરહમેશ હરિનું રટણ રહે અને સર્વ સુખનો ભોક્તા થાય.

પશુઓ પોતાના પાળક ધણીને ઓળખી તેને હાવભાવથી કેવી રીતે માયાળુપણું બતાવે છે, વળી જેમ ધણી કહે તેમ તેની આજ્ઞાને આધીન રહે છે. તેમ આપણે આપણા સર્વેશ્વર પરમાત્મા જે આપણા ધણી તેમનું નામ સ્મરણ કરી તેમની પ્રીતિનું પાત્ર ન થઇએ તો નીમકહરામ નહી ગણાઇએ ? !

જળ જેમ બીજાના અપરાધ (મળમુત્ર) ને હરે છે અને તેને પોતે પોતાનાજ પેટમાં શમાવે છે, છતાં પોતે શુદ્ધ કંચન જેવું રહે છે અને લોકોને અમુલ્ય ઉપયોગી થઇ પડે છે, એટલુ નહી પણ કોઇપણ પુરૂષને જળ સીવાય ચાલતું નથી એવું જે જળ તે જળનું અનુકરણ ભગવાનની ભક્તિવાળા પુરૂષોએ અવશ્ય કરવું. બીજાના ચાહાય તેવા અવગુણ હોય તેને શમન કરી સર્વ આત્મા સરખા જાણી સમભાવથી વર્તવું.

ડાહ્યા પુરૂષે અન્ય પાસેથી ગુણ ગ્રહણ કરવાની રીત મધમાખી સરખી રાખવી. જેમ મધમાખી વનસ્પતીનો તથા પુષ્પનો રસ ચુસે છે પરન્તુ તેને લેશમાત્ર ઇજા કરતી નથી.

રાત્રે પુર આવેલી નદી ,ઊંઘતા ગામને તાણી જાય છે, આ

જગ્યાએ ઉંઘવાનું એટલે આંખો મીચવાની નથી તેમ જાગવાનું એટલે ઊઘાડી આંખો નથી પણ પ્રભુની ભક્તિ કરનાર સદાય જાગતા છે તેથી ઉલટા વિષય સુખોના ભોગી હજારો ઉજાગરા કરે તોપણ તે સદાકાળ ઉંઘતાજ છે.

ભગવાનની ભક્તિ કરવાનો સર્વને સરખો અધિકાર છે અને તેમાં જાત ભાત મનાતી નથી. જેમકે સારાં સુગંધીવાળાં મધુર પુષ્પો ફક્ત બગીચામાંજ નહી પણ ઊકરડામાં પણ ઉગે છે, તેવી રીતે ચાહાય તે કુળમાં જન્મેલો હોય તોપણ ભક્તિ કરવાનો તો સર્વ પ્રાણી માત્રને સરખોજ અધિકાર છે. ભક્તિનું બળ સંપુર્ણ આવવાથી ચાહાય તેવી જાતનો હોય તોપણ મહાન મહાત્મા અને સમર્થ સિદ્ધ યોગી બને છે. જેવા વાલ્મીક મુની.

સારાં સુગંધીવાળાં પુષ્પોના સુવાસ પવનની મદદથી એક સ્થળેથી બીજે સ્થળે જાય છે, તેમ ભક્તિ રૂપી સાધન કરનાર પવિત્ર પુરૂષોની પવીત્ર કીર્તિ કોઇની મદદ સીવાય દેશ વિદેશ પ્રસરી સર્વ જગતને આનંદ પમાડે છે.

ભક્તિ સીવાયનાં જેટલાં સુખ છે તે તમામ લુણવીનાના ભોજન સમાન ( ફીકાં ) છે.

જાગ્રત અવસ્થાવાળાને રાત્રી લાંબી, થાકેલાને ગાઉ લાંબા, તેમ દુરાચરણી અને મુર્ખનું જીવવું બહુજ કંટાળા ભરેલું ગણાય.

મન એ એવી વસ્તુ છે કે તે ખાતું નથી. શરીર વીનાનું છે છતાં દેશ વિદેશ સહેલાઈથી ભટકે છે વળી તે જગક સરખું બની હૃદય રૂપી ઓરડામાં છુપાઇ જાય છે. એ મનનો મનોનિગ્રહ કરવા માટે સદ્દશાસ્ત્રોનો અને ભગવાનની ભક્તિનો અભ્યાસ કરાવવો અને સંપુર્ણ માહાવરો થયાથી ઇચ્છીત સુખ ભોગવી શકાશે.

મનના ઉપર કાબુ મેળવવો એ બહુજ જરૂરનું છે કેમકે

સુરજ્તે દોરાયલું મન જેઓ જે લાભ મેળવી આપશે, તેવા લાભો કોઇ પણ સ્વજન તરફથી મળશેજ નહી.

સર્વ પ્રાણીપર સમાન વૃત્તિ, સમભાવના રાખવી એ મુખ્ય ધર્મ છે. ભગવાનની પ્રસન્નતા તેમાંજ છે. પ્રભુના દરબારમાં રાય રંક સરખા છે, સર્વનો એકજ માર્ગ છે.

પર્વત ઉપર ચઢી જનારને નીચે ઉભેલા નાહાના દેખાય છે, પણ વસ્તુતાએ નાહાના નથી. તાત્પર્ય કે માયાના આવરણમાં આવેલા અજ્ઞાન શીખરપર ચડલાને ભગવાનનુ મહાત્મ જણાય નહી.

કોઇપણ પ્રસંગે કોઇપણ પુરૂષની સાથે શત્રુતા કરવી નહી છતાં પ્રાપ્ત પ્રસંગાનુસાર શત્રુતા કરવાનોજ પ્રસંગ આવે તો તે પંડીત સાથેજ કરવી. પરંતુ ચાહાય તેવી આફત આવે પણ મુર્ખ સાથે મિત્રતા કરવી એ મહા દુઃખદાઇ છે.

હુંને મારૂં એ બે ગ્રંથીઓ બધનની છે પણ વસ્તુતાએ વિચાર કરતાં આ શરીર આપણું નથી તો પછી ધન, માલ, પુત્ર, પૌત્રાદિ પર એવી આસક્તિ કરી વારંવાર ગર્ભાશયોનાં દુઃખોના ભોક્તા થવું એ એક પ્રકારનું અજ્ઞાન ગણાય.

મુર્ખને સો બ્રહ્મા સમજાવે તોપણ તેને ઉપદેશ લાગતો નથી. મુર્ખ હજારો દીવસ જ્ઞાનીઓના સહવાસમા રહે તોપણ પોતાની મુર્ખતા છોડતો નથી. જેમ અમૃત ફળના અમૃત સમાન રસના કુંડામાં રહેલો ઓગરાળો રસના સ્વાદને જાણતો નથી

રત્ન પીંજરામા રાખી અમૃત સમાન ભોજન કરાવ્યા છતાં પણ કાગડો "કા" "કા" શબ્દ ભુલતો નથી તેમ મુર્ખ મુર્ખતા છોડતો નથી. લીંબડાના મુળમાં ગંગાજળ સીંચીએ, સાકરનું ખાતર નાખીએ તોપણ કડવાશ જાય નહી.

પુષ્પનો સંગ કરનારી ધાગો પ્રભુના મુસ્તકપર ચઢે એમ છે

તેમ સજ્જનોનો સંગ સારૂં પરિણામ લાવેછે. વળી તે કરતાં ભગવાનના અનન્ય ભકતોનો સમાગમ થયાથી પ્રભુનું સ્વરૂપ સમજાય છે.

શરદ ઋતુના સંગથી જેમ જળ નિર્મળ થાય છે તેમ ભગવાનની ભકિતથી અંતઃકરણ સ્વચ્છ અને વીકાર રહીત થાય છે અને તે થયા પછીથી ભગવાનનું સત્ય સ્વરૂપ સમજાય છે.

માતા પીતા અને ગુરૂ એ ત્રણે તીર્થ ગણાય છે. એ તીર્થો જેને સમીપ હોય તેણે તે તીર્થોનું સેવન કરવાનું મુકી દેશાવરનાં તીર્થોનું સેવન કરવા ચાહાય તેટલો ખર્ચ કરી વિપત્તી વેઠી જાય તોપણ તે નીષ્ફળ છે. આ ઉપરથી એમ સમજવાનુ એ કે તીર્થોનું મહાત્મ્ય ઘટતું નથી. માતા પીતાની તીર્થ યાત્રા સંપુર્ણ કરી તેનાથી યાત્રા ફળ (આશીર્વાદ) મેળવી પછી બહારનાં તીર્થો કરવાં. ઘરનાં તીર્થો પડયાં મુકી બહારનાં તીર્થો કરનારપર પ્રભુ પ્રસન્ન થતા નથી.

માતાપીતાની સેવા કરી તેમના અંતઃકરણની પ્રીતિ મેળવ્યા સીવાય ચાહાય તેટલું જપ, તપ, તીર્થ, વ્રત્ત, દાન, પુણ્ય કરે તોપણ સર્વ વ્યથા છે, કારણ માતાપીતાનો બદલો સેવા કરી વાળ્યા સીવાય નર્કના અધિકારી થવાય છે. જેમ ઘાંચીના ઘાણી ઉપરથી ઉતારેલું ચીકણું વસ્ત્ર ધોવરાવી સાફ કરાવ્યા સીવાય રંગાતું નથી તેમ માતાપીતાના ઋણથી મુકત થયા સીવાય કોઇપણ કાર્ય ફળદાતા થતું નથી.

ભકિત કરનાર અગણીત પુરૂષોને ઇચ્છીત સુખો મળ્યાં, તેમનાં અગણીત કષ્ટો પ્રભુએ નીવારણ કર્યા. જુઓ દાખલા ભક્તમાળમાં.

જળમાં નવનીત પાકે,રેતીમાં તેલ પાકે, મૃગજળ (ઝાંઝવાનાં જળ) થી તૃષ્ણા ટળે. કાષ્ટ જળમાં બુડે, સૂર્ય પશ્ચિમ ઊગે; આ બધું ન બનવા જેવું છે. છતાં કદાચ બને તોપણ ભકિત કરનારનું શ્રેય થાય જ. ભક્તિ કરનારનું અકલ્યાણ કોઈ કાળે થાય નહી. માટે ભક્તિ સર્વથી શ્રેષ્ઠ, અને બીજાં સાધન બધાં હેઠ !

શ્રી

# સ્તવન પદ.

---

### પદ ૧ લું.

### રાગ—દયારામ કવિની સ્તવન મંજરીનો.

મા'રા સાચા બેલી શ્યામ રે, હરિ વિઠ્ઠલા.
સૌથી સમર્થ પુરણ કામ રે, હરિ વિઠ્ઠલા. ટેક.
કરૂ વિનંતી વિશ્વેશ્વરજી, ચરણ શરણમાં લેજે,
ભવ તરવાને માટે ભુધર, પ્રેમ ભકિત મને દેજે;
શ્રી મોરલીધર મેહેર કરીને, મા'રો મુજને કહેજે રે. હરિ. ૧
અપાર દુષણ દહન કરીને, પતિત પાવન કરજે,
કૃષ્ણ કૃપા જળ રેડી મારા, તાપ ત્રિવિધના હરજે;
મનહર મુરતી આપતણી તે, હૃદયકમળ મુજ ઠરજે રે. હરિ. ૨
આપ ચરણ ચિત્ત પ્રત્તિ, થાય વશ અખંડ વર્તેતી મા'રી,
ધર્મનું સંકટ સહન કર્યું જેમ, શગાળશા વ્રત ધારી;
પ્રતિની કારણ મૃતક પુત્રને પ્રગટાવ્યો મોરારી રે. હરિ. ૩
ધુતે હારેલા અદ્વૈતવનમાં, પાન્ડવો પ્રિતે રહેતા,
દુર્વાસાને પ્રસન્ન કરી, કપટી દુર્યોધન કહેતા;
ઊપવાસી શીષ્ય કોટી સંગ લઈ, જાઓ આશીર્વાદ દેના રે. હરિ. ૪
મધ્યાન્હ વિતે દર્શન દેવા, પ્રીત કરીને પધારો,
ભ્રાત વડીલ એ મારા તેથી, તેમનાં કાર્ય સુધારો;
શાક કણીકે શ્રી પતીએ, તૃમ કર્યાં ન રાખ્યો ઉધારો રે. હરિ. ૫
મુષ્ટી તાંદુલ મુખ મુકી, નિજ રૂપને વૈભવ આપ્યાં,

લુબ્ધ ન થાવા કૃપા કરીને, મોહ મમતાને કાપ્યાં;
જળ કમળવત રહ્યા **સુદામા**, નામ પ્રભુનાં આલાપ્યાં રે. હરિ ૬
લગની લાગી રાધાવરશું, વહેવાર વાત ન વ્હાલી,
**શ્રાદ્ધ** કારણ કર તાંબડી લઈ, ઘૃત લેવા નીકળ્યા ચાલી;
શ્રાદ્ધ સરાવ્યું નાગર જમાડી, નિજ કરથી વનમાળી રે. હરિ. ૭
હૃદય પ્રેમ **રૂક્મણી** કેરા, સમજ શ્યામ સીધાવ્યા,
બળવીર સહ અતી આતુર, જાણી કુન્દનપુરમાં આવ્યા;
ટેક નીભાવી ભીમક કન્યા શીશુપાળ હઠાવ્યા રે. હરિ. ૮
ભક્ત તણી ભીડ ભાંગો વાહાલા, કેશવ આપ કૃપાળુ,
નરસેં હીમતે કુંવરને કહે, દાશે દીન દયાળુ,
કોડે પુર્યું **કુંવરબાઇ**નું મનગમતું મોશાળુ રે. હરિ. ૯
અપરમાતનાં વજ્ર વચનથી, પાંચ વરસના બાળ,
મધુ વનમાં જઈ તપ આરંભ્યુ, ડોલ્યા દશ દીગપાળ.
ધન્ય **ધ્રુવ** કહી પ્રગટ મળીયા, નંદ યશોદા બાળ રે. હરિ. ૧૦
અચળ ભક્તિ ભક્ત **ધનાની,** ત્રીકમ તમને ભાવી,
વ્હાલું ન કીધું સંત થઇ જઇ, ખેતરમાં ધુળ વાવી;
એક કણના અગણીત કણ દીધા, થાકયો લાવી લાવી રે. હરિ. ૧૧
પ્રદ્યુમનને **પુત્ર નૃસીંહ**માં લેશ ન અંતર ધાર્યો,
બ્હીવા કર્યા વીણ પાછો વળતો વીપ્ર વટેથી વાળ્યો,
લગ્ન સમારંભ શું ય વખાણું, મદન ગર્વ ઉતાર્યો રે. હરિ. ૧૨
માણેકબાઇની દાસી થઇને ચાલે અષ્ટ પટરાણી,
પ્રગટ દર્શન આપ્યુ મદનને, નૃસીંહ આશ્રીત જાણી,
દાસ થયા નરસેંના નીત્યે નેહ થકી ચક્રપાણી રે. હરિ. ૧૩
ડંકપુરીથી જાય દ્વારિકાં, તુલસી કરમાં ધારી,
અનસન વૃત્તિ બોતેરે વર્ષે, પ્રસન્ન થયા ગીરીધારી;
થયો પ્રસન્ન તુજ સદન રહેવા, બોલ્યા શ્રી અઘહારિ રે. હરિ. ૧૪

**ઓડાણાની** બહેલે બેઠા, ગુગળીભાવ નીહાળી,
ગુગળી ધાયા મારો દોડા, ઝટ જમ મુગ્તી ખાળી,
ગંગબાઈના ગુણે થયા હરિ હળવા વાલની વાળી રે. હરિ. ૧૫
કરી નસ્કરી તીર્થવાસીના જુનાગઢના જન,
**હુંડી** દ્રવ્યનો કર્યો ભંગરો નરસૈંએ નીજ મન,
હુંડી શીકારી દ્વારાપુરમાં, પોતે મધુસુદન રે. હરિ. ૧૬
**શવરી** મહાત્મ વધારવા. પંપાસરનું જળ સુધાર્યું,
હીંસા માટે વન વેઠી હરિ ભજી અને કુળ તાર્યું;
બોર આરોગ્યા શવરી મહંને સાચું બોરદ સંભાળ્યું રે. હરિ ૧૭
દગે રમી દુર્યોધને આણી, સભા મધ્ય **પંચાળી**
ખેંચે દુશાસન વસ્ત્ર જુવે, સત્યવાદી નીચું ભાળી;
દુષ્ટ થાકીયો ખેંચી વસ્ત્રને, પુર્યા શ્રી વનમાળી રે. હરિ. ૧૮
રાજ્ય પાટ સહુ જુઠું માન્યુ, સાચી શ્રી હરિ સેવા,
થઈ અતિથિ એક દીન આવ્યા, દુર્વાસા ભુદેવા;
પારણાં સમય તીર્થોદક તુલસી, **અંબરીષ** લાગ્યા લેવા રે. હરિ. ૧૯
સંધ્યા કરતાં સર્વે જાણ્યું, ક્રોધ ન માહાયે તનમાં,
કરી તુચ્છકારને કહેવા લાગ્યા, ગર્વ થયો તને મનમાં,
શ્રાપ દીધા દશ જન્મ જ થાવા તે હરિએ વેઠયો વચનમાં રે. હરિ. ૨૦
**પ્રેમનીધીને** પ્રકાશ કરવા, મશાલ ઝાલી હાથે,
યવનરાય સ્થાને સમજાવ્યા, લાત દઈને માથે,
પ્રેમ ભક્તિનું પણ બહુ રાખ્યું, કૃપા કરી શ્રી નાથે રે. હરિ. ૨૧
તત્પર **સેનો** સંત સેવામાં, રાયને મુકયા વિસારી,
ભક્તવત્સળ ભુધરજી, પોતે સેનાનું રૂપ ધારી;
ક્ષૌર કરી તેલ મર્દન કીધું, પાતક પીડા નીવારી રે. હરિ. ૨૨
**નામદેવ**ના અનેક પરચા, પુર્યા શ્રી અવીનાશી,
પાન કર્યું પય પ્રગટ થઇને, શ્રી વ્રંદાવનવાસી;
ગાય જીવાડી યવનરાય ઘર, હરિ પદના હુલાસી રે. હરિ. ૨૩

અર્ધ મંત્ર તુલસી પત્રે લખી, ગર્વ વણીકનો ગાળ્યો,
કીર્તન કરીને ભક્ત બનાવ્યા, વ્હેમ જુનનો ટાળ્યો;
મંડળી સહ હરિ છાપરૂ છાઈ, તમે સીધો રસ્તો ઝાલ્યો રે. હરિ. ૨૪
ખામી ન પડવા સંત સેવામાં, વિચાર્યું ગીરધારી,
તેર માસ **ત્રિલોચન** ઘર રહી, ભાવે ભરીયું વારી.
નેત્ર ત્રીજું પામીને નીરખ્યા મધુસુદન મોરારી રે. હરિ. ૨૫
**રત્નાવતી** ઘેર રામ ભજંતાં, રાદ પ્રધાને ઘાલી,
પ્રધાન પત્રે પતી પરદેશથી ક્રોધે આવ્યા ચાલી;
વ્યાઘ્ર થયો વશ આપ કૃપાએ, નીમીયો નીચું ભાળી રે. હરિ. ૨૬
મીરાં મહીમા અપાર જગમાં, વશ જેને નંદલાલા,
અસી વિષે હણુવા કર્યા ઉપાયો, તે રાણુાના થયા હાલા;
તનમન ધન સૌ અર્પણુ કીધું, વસુમતી પતી વીર વ્હાલા રે. હરિ. ૨૭
પામી પરીક્ષા યવનરાય, લખ્યું રાણુાને શીખ ધારી,
**મીરાં** તજ્યાં માધવ ભજતાં, અક્કલ ગઇ તમારી;
ભવસિન્ધુ તરવા ઇચ્છો તો, તેડો કરી લાચારી રે. હરિ. ૨૮
લઈ આખડી અન્ન જળની, દુત મોકલીયા ત્યાં રાણે,
આજ્ઞા લેવા આવ્યાં, ગીરીધરલાલ તાણી ને ટાણે;
શ્યામ સ્વરૂપે મળતાં સમાયાં, આખું જગત વખાણે રે. હરિ. ૨૯
પદે પદે પ્રભુ નામે **જયદેવ**, કવીશ્વર પદવી પામ્યા.
પ્રેમ ભક્તિ મન દ્રઢ કરીને, તાપ ત્રિવિધના વામ્યા;
પરોપકારી એ સમ જગમાં, કોઈ ન બીજા જામ્યા રે. હરિ. ૩૦
પીડ શત્રુનું પોષણુ કીધું, પરોપકારને જોઇ,
અહીન થાતાં શત્રુનું ત્યાં, છુટા વદનથી રોઈ;
કરચરણુ કવી ઠુંઠા ઘસતાં, નુતન બનાવ્યા સોઈ રે. હરિ. ૩૧
પટરાણીને દેવા પરીક્ષા, સતીએ કીધી સમાધી,

પ્રેમદા પીંડે પ્રભુ પ્રવેસ્યા, ભુદેવ ભક્તિ સાધી;
હરિ ભજનમાં હોંશ કરીને, ઉમર ગાળી બાધી રે. હરિ. ૩૨
**પીપાજી**ના અનેક પરચા, શું હું વખાણું મુખથી,
થઇ પરોણા શ્યામ તણા સાગરમાં ચાલ્યા સુખથી;
રામ બતાવ્યા રામાનંદે, પીપાની જોઇ રૂખથી રે. હરિ. ૩૩
છાપ મોકલી કૃતાર્થ કરવા, પીપાજીની સંગે,
સીતા નારી સીતા સરખા, પીપા સંગ ઉમંગે;
સોળ નારીનો સ્નેહ જ છોડી, હરિકથા રસ રંગે રે. હરિ. ૩૪
ઉદારતામાં **શીબી** સરખા, કો ન થયા જન એવા.
એક પ્રાણીને માટે નિજ તન, કાપી મંડયા દેવા;
પુર્ણ કસોટીએ વર આપ્યો, સુરપતિ આવ્યા લેવા રે. હરિ. ૩૫
ધીરજ ધારી **રંતીદેવ** સમ, નહી અવનીમાં રાજા,
પ્રજા પાળી સૌ સંપત્તી ટાળી, જન દુષ્કાળે ન દાઝયા;
ઓગણુ પચાસ ઉપવાસ થયા પણુ, ધર્મની મુકી ન માઝા રે. હરિ. ૩૬
અસુરપોતાનો આગ્રહ છોડી, રામકૃષ્ણ સંભાર્યા,
ભક્તને હણુવા પ્રયત્નો કીધા, તો પણુ સર્વે હાર્યા;
સ્થંભે પ્રગટયા નરહરિ રૂપે, **પ્રહલાદ**ના પોકાર્યા રે. હરિ. ૩૭
જાતે કસાઈ પણુ હીંસા ન કરતો, **સધનો** નામ કહાવે,
માંસ તોળવા બાટ થઇ રહ્યા, પ્રેમ ભક્તિને દાવે;
પ્રેમ વિના ધરો કોટી ધ્યાન પણુ, કૃષ્ણુજી કળમાં નાવે રે. હરિ. ૩૮
હરણી હણુતાં **ભુવન** ભક્તે, લોહ સમશેર નાખી કહાડી,
કાષ્ટતણી કરી મ્યાનમાં રાખે તે, દુષ્ટે ખાધી ચાડી;
વિજળી સમ દર્શાવી ભુપને, જોતાંમાંજ ઉઘાડી રે. હરિ. ૩૯
ગંગા તીરે દર્શન દેવા, પધાર્યા લક્ષ્મણુ રામ,
રાજ કુમારતણી થઈ શંકા, **તુળસીને** તે ઠામ;
તીલક બનાવી દર્શન દીધું, ચીત્રકુટ જયાં ધામ રે. હરિ. ૪૦

મંદીર મદનગોપાળે આવી તુલસી દર્શન કરીયાં,
સાધુ વચન અતિ કૃપાનયાં પણ, તુળસીને મન હરીયાં;
તુળસી મટે મદનગોપાળે, ધનુષ્ય બાણ કર ધરીયાં રે હરિ. ૪૧
અરે. કામળીગો સાધુ જનન, પીના ગુસ્સે થઇ આવ્યા,
ગણત્રી કીધા ઘરમાં જઈને, પ્રભુ કૃપાએ ન ફાવ્યા;
દામ દીધા સાધુને, ઘૃતના ભુધરે પાત્ર ભરાવ્યાં રે. હરિ. ૪૨
ઠાકર કોઠારી ઘેર જઈને, ખાતે ભરીયું નાણું,
ખોળ કરી **લાલા** નવ મળીયા, પ્રભુ પધાર્યા જાણ્યું;
શીના પુરીત શું સદાવ્રત, સાધુ સંતે વખાણ્યું રે. હરિ. ૪૩
અબધુત વેશે આતુર આવ્યા, ભક્તને દર્શન દેવા,
સમજાવ્યા દઈ શીખ લાલને, કરવા સાધુ સેવા;
મહા યજ્ઞ કર્યો પુર્ણ પ્રીતથી, ભક્તવત્સલ છો એવા રે. હરિ. ૪૪
**વીપ્રજાની** વટલાઈને ફરતો, ઘરમાં ગુણીકા રાખી,
જુઠ જાર છળ પ્રપંચમાંહીં, ઉમર ગાળી આખી;
પરમધામ નારાયણ નામે, એક વચન મુખ ભાખી રે. હરિ. ૪૫
માતા થઇ મળ મુત્ર જ ધોયાં, **માધવનું** મન પરખી,
પ્રસાદ દેવા લક્ષ્મીજીને, મોકલીયાં મન હરખી;
ઠગનું મન નિશ્ચય થયું એવા અનેક પરચા નીરખી રે. હરિ. ૪૬
**ગુણિકા** ઉલટ અતીશય મનમાં, કીટ મુકુટ કર લાવી,
હરિ સમરણ કરતાં કરતા, અટકી બનીયું ભાવી;
શુદ્ધ પ્રેમ પરખીને પ્રભુએ, પોતે ડોક નમાવી રે. હરિ. ૪૭
**વીદુર** અંતર પ્રીતી ઝાઝી, હરદમ ગોવિન્દ ગાવા,
સમય જોઈ શ્રીપતી આવ્યા, પારસ્વી બેઠાં નાહવા;
દોડયાં જેમ તેમ પ્રણામ કીધો, ભોજન માગે માવા રે. હરિ. ૪૮
વીદુરજી હરિજનની સાથે, બહાર ગયા છે ફરવા.

પ્રેમ ભક્તિમાં લીન થામ નથી, અન્ય કોઇની પરવા;
**બીરાંજી** બહુ નામી મારા, રમેશ માંડું કરવા રે. હરિ. ૪૯
પ્રભુ કહે નવ નેમ પ્રેમમાં, હાજર હોય તે લાવો,
રામા કર રંભા ફળ લઇને, જન્મના લેવા લ્હાવો;
ગર્ભ ફેંકીયા પ્રેમઘેલીએ, છોડા જમાયા માવો રે. હરિ. ૫૦
**ચંદ્રહાસની** ચટક ગણી, લક્ષ્મીવર લીધા ઉગારી,
દગા તાણું ફળ પ્રધાન પામ્યો, પુત્ર નખાવ્યો મારી;
**ભુલ** સુધારી પીતા તણી કરી, વિષની વિષયા નારી રે. હરિ. ૫૧
અતી અગની પણ તેલ કઢાને, શીતળ પ્રભુ તમે કીધી,
પરચો બતાવ્યો શંખ લખીતને, **સુધન્વા** શુદ્ધ લીધી;
શ્રીફળ કાચલાં વાગ્યાં વિપ્રોને, કપાળ નાંખ્યું વીંધી રે. હરિ. ૫૨
પ્રાણ બચાવા વીપ્ર પુત્રના, તન ધન જુઠું જાણ્યું,
**મયુરધ્વજ** અંગ દેવા કરવત, પુત્ર પત્નીએ તાણ્યુ;
અનાદર અવિનાશી કરતાં, વામ નેત્રે નીર આણ્યુ રે. હરિ. ૫૩
મહા વિષયી **બીલ્વમંગળે**, પ્રેમે ચક્ષુ નાંખ્યાં ફોડી,
જગવ્યવહારને જુઠો માની, પ્રતિ પ્રભુ શું જોડી.
ખાડે પડતા કર ઝાલીને અટકાવ્યા હરિ દોડી રે. હરિ. ૫૪
**કરમાં** કરણી ઉદય થતાંમાં, માધવને દુઃખ દીધું,
ચંદન આપે સુવાસ સળગે, તેમ માધવે કીધું;
જુગ જુગ કીર્તિ ફેલાવા હરિ, ક્ષાપ્રા ભોજન લીધું રે. હરિ. ૫૫
ચરણામૃતનો ડાઘ કાઢવા, દાસીએ રસ ચુસ્યો,
માળામાં મન નહી રાચતું, કરે જત્તિઓ જુસ્સો;
ચરણામૃતનો પ્રતાપ કહેતાં, કર્યો દાસીપર ગુસ્સો રે. હરિ. ૫૬
ગંગામાને ભેટજ કરવા શ્રીફળ કરમાં દીધું,
પ્રત્યક્ષ દેજો હાથોહાથ એમ, **રોહીદાસે** જઇ કીધું;
સુરસરીજીએ સત્ય પ્રેમથી, હાથોહાથ તે લીધું રે. હરિ. ૫૭

રામ રસાયણ શ્રેષ્ટ જગતમાં, ઓસડ બીજું ન એવું,
**પદ્મનાભ**ના કોઢ મટી થયું, શરીર કંચન જેવું;
પાહાણ તર્યા પ્રભુજીને નામે, અચરજ બીજું કેવું રે. હરિ. ૫૮
સત્ય તણી પડી છાપ હ્રદયમાં, કોટી કષ્ટે સંભાળ્યું,
નીચ ઘેર **હરિશ્ચંદ્રે** વેચાઇ, વેણ પોતાનું પાળ્યું;
સત્યને માટે નિજ પુત્રનું, મશાણમાં શબ બાળ્યું રે. હરિ. ૫૯
ખડગ ખેંચી તારામતી હણવા, વિચાર રાયે કીધો,
પ્રગટ થઈ પ્રભુ સત્યવાદી, કર પ્રેમે પકડી લીધો;
પ્રગટ પ્રભુ પાદામ્બુજ નમતાં, ચરણામૃત રસ પીધો રે. હરિ. ૬૦
કૃષ્ણ કૃપાળુ કમળનયન છો, કેશવ કરૂણા કરી,
અગણીત કાર્ય કર્યાં અવનીમાં, ગણતાં મુજ મતી હારી;
શેષ થકે તો હું કોણ મુખમાં, જીભ્યા એક મોરારી રે. હરિ. ૬૧
પદસરોજનો કીંકર છું, મુજ અરજી ઊરમાં ધરજો,
અંત સમય અલબેલા મારા, મન મુખ લોચને ઠરજો;
દોષ ના જોતશો દાસ તણા હરિ, તાપ ત્રિવિધના હરજો રે. હરિ. ૬૨
પુર્ણ ભક્ત નથી જેવો તેવો, કહેવાતો છું જગમાં,
લક્ષ્મીવર તમ લજ્યા જાશે, લેશો નહી જો લગમાં;
કૃપા કટાક્ષે ચરણશરણ રહી, ફરી ન આવું જગમાં રે. હરિ. ૬૩
અન્ય આશરો નથીજ મારે, એક છો દેવ મોરારી,
ભલું કરો બુધરજી સૌનું, એવી ઇચ્છા મારી;
**ભીખાલાલ** ભવ તરવા ગાઓ, ગોવિન્દા ગીરધારી રે. હરિ. ૬૪
સ્તવન મનન કરશે જે પ્રાણી, પ્રેમ કરી નીત્ય પાઠે,
સુખ સંપત્તિ દોડી આવે, સીદ્ધી પામે આઠે;
સત્ય પ્રેમ વીણ વશ નહી વીઠ્ઠલ, અનેક કીધા કાઠે રે. હરિ. ૬૫

---

## પદ ૨ જું.

### રાગ—સદા સંસારમાં સુખ દુઃખ સરખાં.

દીસે અલબેલો સુન્દર શ્યામ, મોહન જોવા જઇએ;
નીરખીને નંદ તણા લાલ, સકળ સુખ લઇએ. દીસે. ટેક.

**સાખી.**

મોર મુકુટ મસ્તક ધર્યો, પચરંગી મજુ પાઘ;
તોરા મુક્તા ફુલ તણા, કલગી શોભે અથાગ.

કર્યું શ્રી કૃષ્ણજીએ, ભાલ તિલક કેસરતણું;
શોભે બેઉ કાને કુંડળ, શોભા શી હું મુખે ભણું. દીસે. ૧

**સાખી.**

અણીયાળી હરી આંખડી, મુખ ધર્યો તંબોળ;
હડપચીએ હીરલો ઝગે, અધર છે રાતા ચોળ.

મોહ્યા જેને નાદે સર્વ, લોક એવી બંસી ધરિ;
કહો એનું પુણ્ય પાન અધરામૃત કરાવે હરિ. દીસે. ૨

**સાખી.**

દામ તુળસી ને પુષ્પના, કંઠે ધરીયા હાર;
હીરા માણેક ઓપતા, તેજ તણા અંબાર.

પીતામ્બર પીત કટીમેખલા સુવર્ણ કેરી,
બાંધી હારોહાર કરે શબ્દ ઘુઘરી ઘણેરી. દીસે. ૩

**સાખી.**

ઝનનનનન ઝમકે ઘણાં, ઝાંઝર નેપુર ચર્ણ;
સોળ કળા સંપુર્ણ છે, રહો શ્રી હરિને શર્ણ.

નીરખીને ચાખડી રહે આખડી તો કાર્ય સરે,
શોભે ચિન્હ સોળ પાદ પદ્મ માંહી મન હરે. દીસે. ૪

### સાખી.

વર્ણવી શકું શું હું રૂપને, નિરખો શ્રી રણછોડ;
સત્ય પ્રેમ વિશ્વાસથી, પ્રભુજી પુરે કોડ
**ભીખાલાલ** દાસને નથી આશ અવર કોઇ તણી,
જોશો નહીં દોષ મારા નાથ નિજ બાળ ગણી. દીસે. ૫

---

### પદ ૩ જું.

### રાગ કવાલી દાદરો.

જેથી જન્મ મરણ નવ પામો ફરી, એવા નીરખો શ્રી નાથને નેહ કરી,
હરી હાં... ................ ........... એવા નીરખો. ટેક.
ધરો ધ્યાન શ્રી મંગળ મુર્તી તણું,
શોભા શ્રીજી તણી શું હું મુખે ભણું,
વાંકી પેચવાળી શીર પાઘ ધરી. એવા નીરખો.હરી હાં.એવા. ૧
તોરા કલગી છે કુંડળ કાનોમાં,
નેત્ર અણીઆળાં ફરકે માનોમાં;
ભાલ નીરખે તીલક ભવ જાય તરી. એવા નીરખો. હરી હાં. એવા. ૨
સુન્દર મુક્તાફળ નથમાં મોહીએ,
હીરો હડપચીએ નીરખી ગોહીએ,
અખી લેશે અધરપર મુરલી ધરી. એવા નીરખો. હરી હાં. એવા. ૩
હાર હીમ તુળસીના કંઠે ધર્યા,
કરી આશ્રય અનેક જન તર્યા,
બચાવ્યું વ્રજ ગોવરધન ધરી. એવા નીરખો. હરી હાં. એવા. ૪
કંઠે કૃષ્ણજીને કૌસ્તુભ મણી,
જામા જરકસી ઊપર ઊપરણી;
કડાં સાંકળાં કંકણી કરમાં હરી. એવા નીરખો. હરી હાં. એવા. ૫

પીળું પેહેર્યુ પીતામ્બર કરમાં છડી
કટીમેખળા કાંબીઓ રત્ને જડી;
પુષ્પગોટા ને તુળસી ચરણે ધરી. એવા નીરખો. હરી હાં. એવા. ૬
ચરણે ઝનનનનન નેપુર ઝળકે,
ઝાંઝરીએ ઘુઘરીઓ ઘમકે,
કોમળ ચરણ કમળ ચીન્હ સોળ ધરી. એવા નીરખો. હરી હાં. એવા. ૭
વસો મનહર મુરતી સદા મનમાં.
જેણે ગોચારી શ્રી વૃંદાવનમાં;
**ભીખાલાલ** હૃદય વસો કરૂણા કરી. એવા નીરખો. હરી હાં. એવા. ૮

---

### પદ ૮ મું.

### રાગ-ચાલતો.

જુવો જુવો જરી વાત હૃદયે ધરી, જરા અંતર ઊંડો વિચાર કરી;
હરી હાં.. ................... ........... જરા અંતર. ટેક.
મુખ્ય કર્તવ્ય જન્મ મનુષ્ય તણું.
પ્રભુ નામ ના વીસારો એક ક્ષણું;
નવ ચુકશો નર તન નાવે ફરી. જરા અંતર. હરી હાં. જરા. ૧
રસનાએ શ્રી રાધે કૃષ્ણ કહો,
અન્ય આશ તજી હરી શર્ણે રહો,
વિશ્વપાલક દીન દયાળ હરિ. જરા અંતર. હરી હાં. જરા. ૨
ચાલો ચર્ણેથી હરી મન્દીર જવા,
સેવા સંત તણી હરિ ગુણ ગાવા;
કર દીપાવો શક્તિએ દાન કરી. જરા અંતર. હરી હાં. જરા. ૩
પર ઉપકારી વૃત્તિઓ રાખો સદા,

આવે પાપ પ્રપંચ ન પાસે કદા;
પર નિંદા અસત્ય રહો વિષયે ડરી. જરા અંતર. હરી. હાં જરા. ૪
કરો આળસ નવ ટળશે ટાણું,
નથી વાર વાશે હમણાં વાહાણું;
નથી ગપ કહે **ભીખાલાલ** વાત ખરી. જરા અંતર. હરી હાં. જરા. ૫

## પદ ૫ મું.

### રાગ—**ચાલતો.**

જય વિશ્વપતિ કરીએ વિનતી, ભવતારણ સહાય કરોને સદા;
હરી હાં....................................ભવતારણ. ટેક.
સુખશાન્તિ સકળ રીદ્ધિ સીદ્ધીપતી,
કષ્ટ કપાયે કરો કરૂણા જો રતી;
ટળે અજ્ઞાન તિમીર ને કુમતી. ભવતારણ. હરી હાં. ભવ. ૧
જડ કાપો કૃપાળુ કુસંપ તણી,
કલેશ પાપ પ્રપંચને લેજો હણી;
ટળે ભ્રાન્તિઓ વ્હેમ વિકારો ભણી. ભવતારણ. હરી હાં ભવ. ૨
ધીર વીર ભક્તિવંત જ્ઞાની બને,
પરમાર્થ કરે દ્રઢ શુદ્ધ મને;
સત્ય પ્રેમ થકી ઇષ્ટ પામે તને. ભવતારણ. હરી હાં. ભવ. ૩
વસે પ્રેમ સદાય પરમ જનમાં,
દ્વેશ ઇર્ષા તજે અતીશય મનમાં;
તાપ ત્રિવિધથી ન તપે તનમાં. ભવતારણ હરી હાં. ભવ. ૪
અપરાધ અમારા અનંત ન લહો,
**ભીખાલાલ** તણો કર ભાવે ગ્રહો;
મન મંદીર પ્રેમ પ્રવાહ વહો. ભવતારણ. હરી હાં. ભવ. ૫

## પદ ૬ ઠું.

### રાગ—ચાલતો.

દીનબન્ધુ દયાળ મદન ગોપાળ, છો રામ કૃષ્ણ કૃપાળુ હરી;
હરી હાં........................... છો શ્રી રામ. કૃષ્ણ. ટેક.
મધુસુદન મુખ મોરલી ધરતા,
જન સંકટ સ્હાય સદા કરતા;
વસો ભક્ત હૃદય સદા વાસ કરી. છો શ્રી રામ. હરી હાં. છો શ્રી. ૧
કંસ કાળ કેશવ કમળાના પતી,
પુતનાને દીધી પ્રભુ શુભ ગતી;
ગીધ ગુણીકા શ્રી નાથજી નામે તરી. છો શ્રી રામ. હરી હાં. છો શ્રી. ૨
અવધેશ રીપુ દશ શીશ તણા,
ભક્ત માટે અસુરો અનેક હણ્યા;
ભજે ભાવથી ભવ ભટકે ના ફરી. છો શ્રીરામ. હરી હાં. છો શ્રી. ૩
જય ગોકુળ પતી ગીરીધર લાલા,
શ્યામ નંદ સદન કાનડ કાળા;
પ્રેમ ભક્તિએ વ્રજ વનીતાઓ વરી. છો શ્રી રામ. હરી હાં. છો શ્રી. ૪
જય ગોવિન્દ બાળમુકુંદ પ્રભુ,
વિશ્વેશ સકળ સુખદાતા વીભુ;
નમે પાય ભીખાલાલ ભાવ ધરી. છો શ્રીરામ. હરી હાં. છો શ્રી. ૫

---

## પદ ૭ મું.

### રાગ—કવાલીની ગજલ.

શીખામણુ ચિત્તમાં ધરી લે, હૃદયમાં રામ સમરી લે. ટેક.
કરો કેમ કાલની આશા, જુવે છે કાળ તમાશા;

રહે નહી રોકી કો શ્વાસા, હૃદયમાં. ૧
ભલે હોય રંક કે રાયા, જરૂર પડશે ધરી કાયા;
પડી જમ હાથ પસ્તાયા. હૃદયમાં. ૨
જુવાની નીર સમ ચાલી, ગઈ ભાઇ મુખની લાલી;
ફરૂં કર જેષ્ટીકા ઝાલી. હૃદયમાં. ૩
હવે મન રામજી ગાને, વિષયથી વેગળું થાને;
એળે નર તન કરે શાને, હૃદયમાં. ૪
કહે સદ્ શાસ્ત્રો પોકારી, ભજન ભાવે શ્રી ગીરીધારી;
**ભીખાલાલ** અન્ય નહી યારી, હૃદયમાં. ૫

---

## પદ ૮ મું.

### રાગ–ગજલ.

રામ કૃષ્ણ રટો પ્રાણી રામ રટો રે,
રામ રટે કટે લક્ષ ચોરાશી ફેરા રે. ટેક
કાયાનું અભિમાન તજી હરિ નામ ખરો રે,
પાપ ને પ્રપંચ ભાળી દૂર હટો રે. રામકૃષ્ણ. ૧
સત્ય ટેક ધારીને વહેવારે વટો રે,
સંત સંગ ચિત્ત ભક્ત ચરણે લટો રે. રામકૃષ્ણ. ૨
ચઢી દોર રાખે જેમ વૃત્તિ નટો રે,
તેમ હૃદયે રાખી રામ કામ કરો રે. રામકૃષ્ણ. ૩
નામ શું લગાવો નેહ ફંદ ન ફટો રે,
**ભીખાલાલ** ભક્તિ વિના લાગે બટો રે. રામકૃષ્ણ. ૪

## પદ ૯ મું.

### રાગ-ચાલતો.

રામકૃષ્ણ રટણ કરો રાખી ખંત રે,
નાવે રટણ રામ વિના ભવનો અંત રે. ટેક.
સગાંને સંબંધી નાખે ફોકટ ફંદ રે
સ્વાર્થ તણું સાધનાર સઘળું વૃંદ રે રામકૃષ્ણ. ૧
રહ્યો ઝુમી કાળ શીર કરેડ દંત રે.
મો' નિદ્રામાં મસ્ત થૈ ક્રોધે નચંત રે. રામકૃષ્ણ. ૨
મા'રૂં કર્યું માના એવ્ય માયા ગંત રે,
બેડો ઉતારે પાર તોડી માયા તંત રે. રામકૃષ્ણ. ૩
ભજન ભય હારી જેની શક્તિઓ અનંત રે,
**ભીખાલાલ** મહાપદ ભક્તિએ લહંત રે. રામકૃષ્ણ. ૪

---

## પદ ૧૦ મું.

## માયા વિષે.

### રાગ-આ તારાં વચનો સારાં સ્નેહે.

આ તારી માયા ભારી બહુ ભરમાયે,
તુજ કૃપાથી એ જીતાયે રે.. .. ...વ્હાલા. આ તારી. ટેક.
દાસી તમારી આધિન રહતી..... આ.........( ૬ )
પહોંચેના પડી પાછડાયે રે .. ...વ્હાલા. આ તારી માયા. ૧

### સાખી-હરીગીતની ઢબ પ્રમાણે.

છુટે ન માયા મુજથી બહુ તીવ્ર બળ કરી હારીઓ
સંતાપે એ મેં જનને બચવા ન બાજી બારીઓ;
તુજ કૃપાવીણ ત્રિલોકમાં બચ્યા કો ન એના પાશથી,
જઈ કહું કોની આગળે દુઃખ મટે ન માયા દાસથી.

## રાગ–ચાલતો.

આપ વિના સૌ શિષ્યો જ એના......આ ........( ૬ )
એથી બનો તો બચાવે રે.......વ્હાલા .....આ નારી માયા. ૭

---

## પદ ૧૧ મું.

### રાગ–વિષય વાત મમ માત તજીને.

એ........................................
મોંઘુ મનુષ્ય તન મળીયું વીરા શ્યામ સુન્દરને ભજવાને,
પ્રભુપદપંકજ પ્રીત કરી ફરી ગર્ભવાસને તજવાને,
કોલ દઇ કેમ કૃષ્ણ વીસારે કાળાં કૃત્યથી લજવાને,
કોટી કીમતનું આયુષ્ય ખોયું ભોગ વિષયમાં સજવાને,
માન હજુ ભજ મોરલીવાળા લક્ષ ચોરાસીમાં ન જવાને.
એ........................................મોંઘુ મનુષ્ય.

---

## પદ ૧૨ મું.

### રાગ–ઠુમરી પ્રમાણે.

મન રટ તું સીતારામ રામ (૨)
અંત સમયમાં આવે કામ. તારે. (૨) મન રટ તું. ટેક.

### સાખી–હરીગીતની ઢબથી.

ફુલ્યો ફરે શું ફાંકડા વિચારી મનને વારને,
નવ આવે માનવ દેહ ફરી ભાઇ શ્રીહરિ સંભારને;
ગયા કંઇક ગોથાં મારતા અભિમાન કેરા આહારમાં,
ભવબંધ છુટવા ભજન વીણુ નથી સાર આ સંસારમાં.
મન રટ તું સીતારામ રામ. (૨) અંત સમય. મન. ૧

## સાખી.

થઈ વિષય વાતે લુબ્ધ મનવા મોહ ચોટયો કાળજે,
પસ્તૈશ પ્રાણુજ છુટશે તેથી વહેતા મનને વાળજે;
ભુલો પડયો ભવસીન્ધુમાં એક નાવ આવ્યું હાથમાં,
બેશીજા બચવા આશ તો ઝટ ઉતરે સૌ સાથમાં.
મન રટ તું સીતારામ રામ. (૨) અંત સમય. મન. ૨

## સાખી.

કળીયુગ સાધન નામનું કોટી તર્યા હરિનામથી,
નરસૈં મીરાં તદરૂપ ગાતાં સ્નેહે સુન્દર સ્યામથી;
નિશ્ચય જેને હોયે નામનો તો આશરો શો કાળનો,
રાખો ભરૂંસો દાસ **ભીખાલાલ** દીન દયાળનો.
મન રટ તું સીતારામ રામ. (૨) અંત સમય. મન. ૩

---

## પદ ૧૩ મું.

### રાગ–કલ્યાણને મળતો.

રાજા રણછોડ માગું શરણુ તમારૂં.
શરણુ તમારૂં માગું શરણુ તમારૂં–રાજા રણછોડ. ટેક.
ગોકુળપતી ગોવરધન ધારી, વસો હૃદય મુજમાં અઘહારી;
લેજો ભવસીન્ધુ તારી, નામ ઉચ્ચારૂં. રાજા રણ. ૧
કામ ક્રોધ અંતર મહાલે, અર્બામાને આગળ ચાલે;
બાંધશો જો આપ પાલે, બચવાને બારૂં. રાજા રણ. ૨
કથા કીર્તન ના ફાવે, વાતો વિષયની ભાવે;
સેવા સ્મર્ણે નીંદ્રા આવે, લાગે છે ખારૂં. રાજા રણ. ૩
જોશો દોષ તો છે ઝાઝા, અખીલ ભુવન રાજા;
સમુદ્ર ના મુકો માઝા, બચ્યું તમારૂં. રાજા રણ. ૪

વિનંતી છે વિશ્વંભરજી, ઉરમાંહી લેજો અરજી;
**ભીખાલાલ** ગાઓ ગરજી, ઈચ્છો સુખ સારૂં. રાજા રણુ. ૫

---

## પદ ૧૪ સું.

### રાગ-ચાલતો.

આ રે અવસરના ચુક્યા બહુ અથડાશો,
બહુ અથડાશો બાધ બત્તાજ ખાશો. આ રે. ટેક.
મળે નહી અવસર આવો, મટે જન્મ મરણું દાવો;
પ્રીતેથી પ્રભુ રીઝાવો, ચતુર સુંચાશો. આ રે. ૧
માણ્યું જે અમુલ્ય ટાણું, મળે નહી ખરચ્યો નાણું;
મારો લાભ ભયુ ભાણ્યું, મેવા ક્યાંથી પાશો. આ રે. ૨
ઝાંઝવાનાં જળને જોઈ, કરી આશ દોડે કોઈ;
પામે નહી રહશે રોઈ, પછીથી પસ્તાશો. આ રે. ૩
તેવું પંચ વિષય સુખ, ચારે પાસે દુઃખ દુઃખ;
ભાગી નહી ભટકે ભુખ, કોને શર્ણું જાશો. આ રે. ૪
જુઠી છે જગતની માયા, રસ્તો એક રંક રાયા;
વહેવારે છો ધુંચાયા, હરિ ક્યારે ગાશો. આ રે. ૫
મિથ્યા મસ્ત થઇ શુ મહાલો, ચેતીને ચતુર ચાલો;
**ભીખાલાલ** નજરે ભાળો, જુઓ છે તમાશો. આ રે. ૬

---

## પદ ૧૫ સું.

### રાગ—વારી જાઊં રે સાંવરીયા તોપે.

લીધા ટેક જે તેને નિશ્ચય કરીને પાળવી રે.
મિથ્યા કુથલી કરીને ઉમ્મર એળે ન ગાળવી રે. લીધા. ટેક.

ભાવ કરીને ભુધર ભજવા, ભોગ વિષય વિષ ગણીને તજવા;
દુરાચરણથી વૃત્તિઓને વાળવી રે. લીધી ૧
છળ અસત્યથી છેટા રહેવું, સુખ દુઃખ સરખું ગણીને સહેવું;
આશા તૃષ્ણા ઇશ કૃપાએ ટાળવી રે. લીધી. ૨
ટેક તંતથી પ્રભુજી રાજી, ટેક વીના હોય પંડીત કાજી,
નિશ્ચય વીણ સૌ વંચક ભક્તિ ભાળવી રે. લીધી. ૩
ટેક થકી વશ થી વનમાળી, હળવા થયા સવા વાસની વાળી;
લાજ ટેકથી દ્રુપદ સુતાની જાળવી રે. લીધી ૪
દુઃખદધી આ સંસારને ધારી, હરિ શરણ વીણ બીજી ન બારી;
**ભીખાલાલ** કહે અન્ય ઉપાધી બાળવી રે. લીધી. ૫

---

## પદ ૬૬ મું.

### રાગ—ચાલતો.

લાગ્યો રામ રટણનો રંગ કદી ના ઉતારવા રે,
નિશ્ચય માનવ દેહને ક્ષણભંગુર બાહ્ય ધારવા રે. લાગ્યો. ટેક.
સુવર્ણ સમ પણ કાયા કાચી, મોહ મમત વશ માને સાચી;
આચિંતા અટકે ને પેમે કારવા રે. લાગ્યો. ૧
છત્રપતી ગયા છત્રને છોડી, અળાયાનાં ભળ નાખ્યાં તોડી;
કાળ ભમે શીર હરી શબ્દ ઉચ્ચારવો રે. લાગ્યો. ૨
મહા મંત્ર શ્રી રામ નામ છે, પામે રટણ કરી પરમ ધામ છે;
નામે અજામેલ પડ્યો પ્રભુને તારવો રે. લાગ્યો. ૩
નામે બાંધી સાગર સેતુ, કરી વીશ્વાસ ને નામ સ્મરે તું;
વીણ વિશ્વાસ વહેતો મનના વારવા રે. લાગ્યો. ૪
શુદ્ધ પ્રેમે કર પ્રભુની ભક્તિ, નાશવતથી તજ આસક્તિ;
**ભીખાલાલ**નો બેલી નિત્ય સંભારવા રે. લાગ્યો. ૫

---

## પદ ૧૭ મું.

### રાગ—ચાલતો.

ભુધર ભક્તિ વિસારી ભવમાં, શું ભટકાઓ છો રે;
આખી ઉમર એળે ઉધારી શું અથડાઓ છો રે. ભુધર. ટેક.
ભક્તિ વિના કદી શ્રેય ન થાય, પ્રેમ ભક્તિ વશ શ્રી યદુરાય;
ગંગ તજી જળ ખાર ખાબોચીએ ધાઓછો રે. ભુધર. ૧
વેળુ પીલે કદી તેલ ન આવે, જળ મંથન નવનીત ન પાવે;
શ્રેષ્ઠ અન્ન તજી કુશકામાં લલચાઓછો રે. ભુધર. ૨
સાર સકળ છે શાસ્ત્રો કેરો, પ્રેમ ભક્તિએ ભવમાં ન ફેરો;
પ્રેમ ભક્તિ વિણુ ફોકટ ફંદ ફસાઓછો રે. ભુધર. ૩
કામદુધા મળી મુકી સેવા, પય પાડાનું પ્રેમે દોહોવા;
પ્રયત્નો કરતાં નિષ્ફળ અંતે થાઓછો રે. ભુધર. ૪
ભક્ત થયાથી ભવ દુઃખ ટળશે, દુઃખ દળદર દેવાથી દળશે;
**ભીખાલાલ** કહે શ્રી હરિ શર્ણે જાઓછો રે. ભુધર. ૫

---

## પદ ૧૮ મું.

### રાગ-દાસપરે દયા લાવોરે.

ભજન વિનાનો ગુમાવ્યો રે (૨) અવસર રૂડો. ભજન વિનાનો ગુમાવ્યો. ટેક.
સાચ જુઠનું મહાત્મ ન જાણી, પાપે પડી કરી ઉમર રાણી;
નવ ભુધરજીને ભાવ્યો ભાવ્યો રે. અવસર રૂડો. ભજન વિના. ૧
ચાડી ચુગલીમાં મન રાચી, પર નિંદા કરે મેધજ ગાજી;
અંતે યમ પાસ ન ફાવ્યો ફાવ્યો રે. અવસર રૂડો. ભજન વિના. ૨
ભાવ કરી નવ ભુધર ભજ્યા, ભોગ વિષય મરતાં લગી સજ્યા;
શું કબુલ કરીને આવ્યો આવ્યોરે. અવસર રૂડો. ભજન વિના. ૩

કમળનયન નથી લીધા વગમાં, ભીખાલાલ કહે જનમી જગમાં;
શું લઇ જઇશ શું લાવ્યો લાવ્યો રે. અવસર રૂડો. ભજન વિના. ૪

## પદ ૧૯ મું.

### રાગ-ચાલતો.

જયજય બંસીધારી રે. (૨) નંદના લાલા, જયજય બંસીધારી. ટેક.
ચાણુર્મુષ્ટીકમલ સંહાર્યા, અગાસુર બકાસુર માર્યા;
ચંદન લઈ કુબજા તારી તારી રે. નંદના લાલા. ૧
ઇંદ્રે કરી વર્ષ્રી દુઃખ દીધું, જદુપતીએ જન સુખ કીધું;
ગોવરધન કરમાં ધારી ધારી રે. નંદના લાલા. ૨
દડૂલો નાખીને નાથ્યો કાળો, ફેણપર નૃત્ય કર્યુ વનમાળી;
ગૌધેન વંદાવન ચારી ચારી રે. નંદના લાલા. ૩
રાસ રમ્યા વ્રજ વનીના સંગે, માતુ ગતી કઈ અતી ઉમંગે;
પય પીતાં પુતના મારી મારી રે. નંદના લાલા. ૪
કંસ જેવાને નાખ્યા કુટી, મહીડા પીધાં અધવચ લુંટી;
છે ભરૂંસો ભીખાલાલ બારી બારી રે. નંદના લાલા. ૫

## પદ ૨૦ મું.

### રાગ-જોને અભાગીઆ જાગી રે જીવડલા.

રામ ભજન રોકડ નાણું રે. ઓ વીરા મારા રામ ભજન રોકડ નાણું.
એને પ્રાન કરેથી પરમાણું રે. ઓ વીરા મારા. ટેક.
આળસ કેરૂં કામ નથી ભાઇ, ટળશે અમુલખ ટાણું;
લેવાય એટલું સુખે લ્યોને, જ્યાં લગી વાય ન વાહાણું રે. ઓ વીરા. ૧
પંચ વિષય સુખ છે દુઃખદાઇ, તેને રાત દીવસ રંગ માણ્યું;
કાળની કાળના મન માંહી સખાને, નામ હરિનું નથી જાણ્યું રે. ઓ વીરા. ૨

**અભીમાની** ઇર્ષાવંત બની હૃદયે, રાખ્યુ ષડરિપુ તણું થાણું;
ધોળાં થયાં તોય ધર્મ ન જાણ્યો, હવે તો આવશે આણું રે. એ વીરા. ૩
ચેત ચેતાવું ચેતે તો જાને તારાં એળે ગયાંરે પંચાણું,
દાસ **ભીખાલાલ** અન્યદે મુકી, ગાને ગોવિન્દજીનું ગાણું રે. એ વીરા. ૪

---

## પદ ૨૧ મું

### રાગ–**ગોકળીયું રૂડું ગામડીયું શા માટે.**

**ગોપી**––જાવાદો રંગ રસીયા મહી વેચવાને કહાન,
વેચવાને કહાન, મહી વેચવાને કહાન. **જાવા દો. ટેક.**
રસ્તાની માંહી, રોકો રીત નાહી;
વાલમ વાંકું બોલીને બાળા કરોછો હેરાન. જાવા દો. ૧
**કૃષ્ણ**— સાંભળ નારી, તુજ સમ હારી;
નહીં જાવા દઉં હું મારૂં લીધા વીના દાણ. જાવા દો. ૨
**ગોપી**— કુંવર કનૈયા, નંદના છૈયા;
ચાળા ચટકા મુકી દો ફરે કંસ કેરી આણ. જાવા દો. ૩
**કૃષ્ણ**— કંસજ તારો, કરે શું બીચારો;
મને કંસથી ડરાવી કરે શાને ખેંચતાણ. જાવા દો. ૪
**કર્તા**— મીઠી મહીયારી, કામણગારી;
**ભીખાલાલ**ના સ્વામી છે સાચા ચતુર સુજાણ. જાવા દો. ૫

---

## પદ ૨૨ મું.

### રાગ **ચાલતો.**

**ગોપી**—**આઘા** રહો અલબેલા ના રસ્તે કરો આળ,
રસ્તે કરો આળ ના રસ્તે કરો આળ. **આઘા રહો. ટેક.**

દાણુજ દઇશું, જ્યારે ઘેર જઇશું;
લાગે વાર મને છોડો ઘેર સાસુ દેશે ગાળ. આઘા રહો. ૧
કૃષ્ણ— બહાનાં બતાવે, મને સમજાવે;
દે છે દાણ ઝટ નહી તો તોડું હૈયા તણો હાર. આઘા રહો. ૨
ગોપી— હાર જો ટુટે, મોતી મારાં ખુટે;
તો બતાવું બળવીર નથી ભોળી ગ્વાલ બાળ. આઘા રહો. ૩
કૃષ્ણ— દાણ નથી દેતી, કરીશ ફજેતી;
ઉતારી મહી મટુકી, ઝાલીને નંદબાળ. આઘા રહો. ૪
કર્તા— મહીડાં હરી પીધાં, ગોપી કાર્ય સીધ્યાં;
જાણી **ભીખાલાલ** કીંકરની શ્રીજી લ્યો સંભાળ. આઘા રહો. ૫

---

## પદ ૨૭ મું.

રાગ—**ચાલતો.**

મનુષ્ય તન પામી શે ના ભજો સીતારામ,
ભજો સીતારામ શે ના ભજો સીતારામ. મનુષ્ય તન. ટે૦.
વચનજ આપી, આવ્યો છું પાપી.
વીસારી બેઠો વાલમજીનું લેતો નથી નામ. મનુષ્ય તન. ૧
ભોગ વિષય પર, રહીને તનપર.
ગુમાવ્યું ઉત્તમ ટાણું નહી ખરચે મળે દામ. મનુષ્ય તન. ૨
સુત વીત દારા, પ્રાણુથી પ્યારાં.
સંમોહી થયો અજ્ઞાને પણ નાવે કોઇ કામ. મનુષ્ય તન. ૩
હરિ ક્યારે ગાશો, બહુ પસ્તાશો.
યમદુતો પ્રભુ ભજ્યા વીના દેશે ઘણા ડામ. મનુષ્ય તન. ૪
ચેત ચેતાવું, જરૂર છે જાવું,
ભટકો નહી ભવ **ભીખાલાલ** ઠરી બેસો ઠામ. મનુષ્ય તન. ૫

## પદ ૨૪ મું.

રાગ—ચાલતો.

મોહન શું મન માન્યું ગમે અવર ન કામ,
અવર ન કામ, ગમે અવર ન કામ. મોહન શું. ટેક.
પારસ છોડી, ગૃહે કોણ કોડી,
હરિ હીરો તજી થાય કોણ માયા ગુલામ. મોહન શું. ૧
વાત વહેવારી, લાગે નઠારી,
ઊતરવું ભવસાગર ભજી નારાયણ નામ. મોહન શું. ૨
ધાટ ધરેણાં, અર્થ સરે ના,
આફતમાં અંતે ઉગારવાવાળા ઘનશ્યામ. મોહન શું. ૩
કુટુમ્બ કબીલે, વેળુ જેમ પીલે.
પ્રયત્ને પડે પાછા ચ્હાય સેવો આઠે જામ. મોહન શું. ૪
દાસ **ભીખાલાલ** ભજો કંસ કાળ.
સ્નેહથી શ્વાસોશ્વાસ સહુ સમરો સીતારામ. મોહન શું. ૫

---

## પદ ૨૫ મું.

રાગ—ચાલતો.

કહોને કૃષ્ણ કૃષ્ણ, રસના રટો આઠે જામ,
રટો આઠે જામ, રસના રટો આઠે જામ. કહોને. ટેક
અંતે ઉગારે, કારજ સારે.
ભવસીન્ધુ થકી તારે, કર સાહી ઘનસ્યામ. કહોને. ૧
બેલી ન કોઈ, રહે સૌ જોઈ;
સંબધી મળી પુછે કાંઈ, બેચા કર્યા દામ. કહોને. ૨
રાતદીન રૂળીયું, આંખમાં ળાયું,

જેમ ખપ ના આવ્યું તારે, થયું શ્વાનતણું કામ. કહોને. ૩

ચાલ્યો અન્તતી, પ્રભુમાં ન પ્રીતી;

બગાડી બુદ્ધિ બાળપણુથી, નજર હરામ. કહોને. ૪

દાસ ભીખાલાલ, ભુધર ભજને;

વિસારો નહી વિઠ્ઠલજી તો દરી બેસો દામ. કહોને. ૫

---

પદ ૨૬ મું.

રાગ—નંદલાલા અમે તો તારાં દાસડીયાં.

રાખો રાખો શરણુ મને નંદલાલા,

પ્રભુ નંદલાલા ગોકુળવાળા. ( ૨ ) રાખો રાખો. ટેક.

દોસ ન જોશો છો દીનબન્ધુ,

અવસરીયે મોરલીવાળા. ( ૨ ) રાખો રાખો. ૧

અવર નથી જગ આશજ મારે,

સગાં સંબંધીમાં તમે વ્હાલા. ( ૨ ) રાખો રાખો. ૨

પ્રેમ લક્ષણા ભક્તિ આપો,

ગાવા શ્રી ગોવિન્દ ગોપાળા. ( ૨ ) રાખો રાખો. ૩

દાસ ભીખાલાલ કહે કરજોડી,

ભક્તોતણા તમે પ્રતિપાળા. ( ૨ ) રાખો રાખો. ૪

---

પદ ૨૭ મું.

રાગ—ચાલતો.

આવો આવો ઉમંગે હરિ ગુણ ગાઇએ,

હરિ ગુણ ગાઇએ, મહાપદ પાઇએ. આવો આવો. ટેક.

રત્ન પદારથ દેહ મળ્યો છે;

નામ નૌકાએ ભવ તીર જાઈએ. આવો આવો. ૧

હરિજન સંગે હોંશ કરીને;
સતસંગ ગંગામાં નીત્ય નાહીએ. આવો આવો. ૨
નામ શ્રી નરહરિ નિશ્ચય કરીને;
શ્વાસોશ્વાસ સમરણ સાહીએ. આવો આવો. ૩
ભવસાગરનું ભાગવા ભટકણું;
શ્રી પતિ પાદામ્બુજ સાહીએ. આવો આવો. ૪
દાસ **ભીખાલાલ** ભાવ કરીને;
ભકિતનાં સુખડાં અખંડ લઇએ. આવો આવો. ૫

## પદ ૨૮ મું.

### રાગ-**ચાલતો.**

આવો આવો ઉમંગે નમીએ અવિનાશી;
એજી અવિનાશી, કાપે ભવ ફાંસી. આવો આવો. ટેક.
જગત જાળ વિકાળ મહા મોટી,
છુટે કૃપાએ ગોકુળવાસી. (૨) આવો આવો. ૧
પામી કૃપા શ્રી કમળાપતીની;
ભવ તરી કુબ્જા કંસ દાસી. (૨) આવો આવો. ૨
શુદ્ધ હૃદય ગદ્દગદ્દ કંઠે નમતાં,
નાવે સમાન કોટીકકાશી. (૨) આવો આવો. ૩
નમન કરી ધરે ધ્યાનજ જેનું,
ઋષી જુવો સહસ્ત્ર ઇઠયાસી. (૨) આવો આવો. ૪
કહે છે **ભીખાલાલ** પ્રભુને ન નમતા,
ભોગવે યોની લક્ષ ચોરાશી. (૨) આવો આવો. ૫

## પદ ૨૯ મું.

### રાગ-**ચાલતો.**

આવો આવો ઉમંગે હરિ ભજવાને;
હરિ ભજવાને હરિ ભજવાને. (૨) આવો આવો. ટેક.
પંચ વિષયથી પ્રીતિ તોડી,
વિષય ભોગને તજવાને. (૨) આવો આવો. ૧
વેણુ દઇ વિઠ્ઠલેશ વિસાર્યા,
કાળાં કૃત્યથી લજવાને. (૨) આવો આવો. ૩
યમ કિંકર અને ભવભય ભાગે,
લક્ષચોરાશીમાં ન જવાને. (૨) આવો આવો. ૩
સંત મહાત્માઓ કહે છે પોકારી,
શાસ્ત્રો બનાવ્યાં સમજવાને. (૨) આવો આવો. ૪
કહે છે **ભીખાલાલ** કાળજ કંપે,
ભક્તિનાં શસ્ત્ર માંડો સજવાને. (૨) આવો આવો. ૫

---

## પદ ૩૦ મું.

### રાગ-**લાવણી-મોહનજી મથુરાં ના જાશો.**

જલદી કર રામ ભજન ભાઈ રે. (૨)
કાળ અચાનક આવી પકડશે રહેશો પસ્તાઇ. ૧
વિષય સુખ લાગે બહુ પ્યારૂં રે. (૨)
અંતે વસમું પડે પ્રાણથી તન થતાં ન્યારૂં. ૨
રાત દીન રહ્યો રંગ રાચી રે. (૨)
પંચભુતની જરૂર પડશે કાયા છે કાચી. ૩
જોબન ઝટ એમ વહ્યું જાશે રે. (૨)
જાણે નહીં જેમ સરસરીતાનું નીરજ સુકાશે રે. ૪

સંગ નહીં આવે એક કોડી રે. (૨)
જોર જુલ્મથી ન્યાય ન જાણી મીલકત તેં જોડી. ૫
ધુંચાયો સંબંધીઓ સાથે રે. (૨)
વેણ વિસાર્યું ગર્ભ તણું વધ્યું દેવું તુજ માથે. ૬
કહું શું પાર ન કોરીતેરે. (૨)
**ભીખાલાલ** કહે ભવ તરવાને રામ ભજો પ્રીતે. ૭

## પદ ૩૧ મું.

### રાગ—ચાલતો.

કરી નથી પ્રભુ તણી સેવા રે. (૨)
પ્રેમે ન સમર્યા પુરૂષોત્તમજી ક્યાંથી મળે મેવા. ૧
નિયમ વ્રત એકાદશી આદી રે. (૨)
કોડે ન કીધાં કોદી ન ફરિયો વિષય તણો નાદી. ૨
રચી પચી નીંદ્યા મહાજનને રે. (૨)
સંત ભક્તોને દુઃખ બહુ દેતાં વાર્યું નહી મનને. ૩
નારીનો દાસ થઇ નીત્યે રે. (૨)
જેમ નચવ્યો તેમ નાચ્યો પાગલ પશુ થઈ પ્રીતે. ૪
ધર્મની તજીને મર્યાદા રે. (૨)
દુર્વ્યસને દુઃખ વોહોરી લીધું બનીયો શાહજાદા. ૫
પ્રાણીપર દયા નથી રાખી રે. (૨)
સુર્ય ચંદ્ર જગકર્તા આગળ દેશે તુજ સાખી. ૬
ભજન વીણ ભવમાં ભટકાયે રે. (૨)
**ભીખાલાલ** કહે જોને વિચારી સારૂં કેમ થાયે. ૭

## પદ ૩૨ મું.
### રાગ—મરશીયો.

જાગ્ય જાગ્ય રે કાયા જશે કરમાઈ,
કાયા જશે કરમાઈ, થશે પાછળ પસ્તાવો ભાઇ રે. જાગ્ય. ટેક.
ધન દોલતે મુરખા મોહ્યો, મળ્યો અમુલ્ય અવસર ખ્હોયો;
હીરો હાથે ચઢયો નવ જોયો રે. જાગ્ય જાગ્ય રે. ૧
થયો જોબનમાં જીવડા રાજી, નથી કરતો વિચાર તું પાજી;
ઊડે આકાશે આતશબાજીરે. જાગ્ય જાગ્ય રે. ૨
રહ્યો સગાં સંબંધીપર ઝુઝી, મન મકલાતો મસ્ત થઇ મુંઝી;
કીધી પાખંડી પાત તણી પુંજી રે. જાગ્ય જાગ્ય રે. ૩
મુંઢ માથે તો મરણ ભમે છે, પડી જાળ પુર્ણ રંગમાં રમે છે;
હરિ વિમુખને જઇને નમે છે રે. જાગ્ય જાગ્ય રે. ૪
કહેવા બેસું તો પાર નહી આવે, ટાણું ઉત્તમ કેમ તું ગુમાવે;
ભજો ભુધર ભીખાલાલ ભાવે રે. જાગ્ય જાગ્ય રે. ૫

---

## પદ ૩૩ મું.
### રાગ—ચાલતો.

માન માનરે મારૂં કહ્યું લે વિચારી,
મારૂં કહ્યું લે વિચારી, તજો પરનીંદા ને પરનારી રે. માન માન રે. ટેક.
મુકો ગપાટા કુથલીની કહાણી, હરિ ભજવા સમય લ્યો જાણી;
ભજો ભાવથી સારંગપાણી રે. માન માન રે. ૧
હરિ કિર્તનમાં હોંશે જા દોડી, પ્રીતિ પ્રભુ ચરણ લ્યો જોડી;
માન અપમાન અહંકાર છોડી રે. માન માન રે. ૨
દોશ નિજના હૃદયમાં નીહાળો, આપ્યું ગર્ભનું વચન પ્રીતે પાળો;
વશ કરી લ્યો વૈકુંઠ વાળો રે. માન માન રે. ૩

તજો મનથી વિષય તમે પાંચ, કરો પ્રતિજ્ઞા લેવી નહી લાંચ;
ગોવિન્દ ગાતા નહી આવે જરી આંચરે. માન માન રે. ૪
**ભીખાલાલ** કહે તે બહુ ડાહ્યો, મીથ્યા મોહ જાળથી થયો કહાયો;
નિત્યે સતસંગ ગંગમાં જે ન્હાયો રે. માન માન રે. ૫

---

## પદ ૩૪ મું.

### રાગ–**પ્રભાત–ભૈરવ.**

જાગો જાગો મુસાફર જાગો, આળસ માંડો તજવા રે;
રજની દીસે હવે બહુ થોડી, અરૂણ મંડ્યા છે સજવા રે. જાગો. ટેક.
ઘાઢ નિદ્રામાં કાંઇ નવ જાણ્યું, રાત્રિ સઘળી વીતી રે;
સેજ પલંગમાં સુખ મનાવી, વૃત્તિને વિષયે જીતી રે. જાગો. ૧
જે સુખમાં ભાઈ લે તું નિંદ્રા, તે સુખ શુળી સમાન રે;
શોચ થશે ભાઇ અંતર ઝાઝો, આવશે જ્યારે સાન રે. જાગો. ૨
મોહ માયામાં મસ્ત થઇને, વિસાર્યા વનમાળી રે;
ઝાંઝવાનાં જળ પીવા માટે, ઉમર આખી ગાળી રે. જાગો. ૩
મારૂં કહ્યું નવ માને જરીએ, હમણાં થાશે સવાર રે;
દાસ **ભીખાલાલ** દુર જવું છે, કેમ લગાડે વાર રે. જાગો. ૪

---

## પદ ૩૫ મું.

### રાગ—**ચાલતો.**

રામ ભજન કર રામ ભજન કર, રામ ભજે સુખ મળશે રે;
રામ નામ પ્રતાપ થકી દુઃખ, અનેક જનમનાં ટળશે રે. રામ. ટેક.
રામ ભજન વીણુ રત્ન સમોવડ, મિથ્યા જન્મ ગુમાવ્યો રે;
મુઢ વિચારી ના જુવે મનમાં, કોલ દઈ કર આવ્યો રે. રામ. ૧

શું પઇઠયું તેં શું ને પાળ્યું, અનેક જન્મનો રણીયો રે;
કામ કામની કુટુમ્બ કબીલે, તુજ આવરદા હણીયો રે. રામ. ૨
વેઠ ધુંસરૂં ઘણી પદ રાખો, મરતા સુધી તેમ તાણ્યું રે;
સુત વિત્ત દારા સ્નેહે હૃદયે, રામનામ ન જાણ્યુ રે. રામ. ૩
સગાં સંબંધી સ્વાર્થ તણાં સૌ, તેમાં ઘુવડ ઘુંચાયો રે;
કહે **ભીખાલાલ** પેટ ભરીને, પાછળથી પરતાયો રે. રામ. ૪

---

## પદ ૩૬ મું.

### રાગ–**પ્રભાત–કડખો.**

જાપ જપ જાપ જપ શ્રી જુગદીશના,
જગતણી જાળ જંજાળ છુટે;
મારૂં મારૂં કહી મથી મુવો મુરખા,
તારૂં નહી થાય એ તન તુટે. જાપ જપ. ટેક.
કોટી પ્રયત્નથી નર તન પામીઓ,
ખામીઓ બહુ ભરી જો વિચારી;
આવે નહી ફરી ફરી દેહ માનવતણો,
સંત ને શાસ્ત્ર કહે છે પોકારી. જાપ જપ. ૧
આળસ અજ્ઞાનમાં આયુષ્ય ગુમાવીયુ,
ભાવીયું વિષ સમ વિષય સુખ;
રામકૃષ્ણ નામ રસનાએ નવ જાણીયું,
આણીયું વ્હોરી અત્યંત દુઃખ. જાપ જપ. ૨
ડાહ્યો થઇ ડોહોળતો ખોળતો લાંચને,
આંચની બીક નવ લેશ રાખી;
ઝેર ને વેર રહ્યો જુઠમાં રચીપચી,
લચીને લાલાઇમાં ધુળ નાંખી. જાપ જપ. ૩

ગમ્યું નહી નામ શ્રી નંદના કુંવરનું,
નમ્યું નહી શીશ મહાત્માઓ ચરણે;
આવે નહી આરો ભવ ભટકેશ કયાં લગી,
થાને **ભીખાલાલ** હરિને શર્ણે. જાપ જપ. ૪

---

## પદ ૩૭ મું.

### રાગ–**ચાલતો.**

કઠણ થયા કેમ હરિ અરજ ના ઉર ધરી,
બાંધી પ્રીત પરહરી નાથ મારા;
શું કરીએ અમે સ્નેહ દીલડું દમે,
સામું ના જુવો તમે પ્રાણ પ્યારા. કઠણ. ટેક.
તજવા વિચાર તો પ્રથમ શીદ પ્રીતડી,
બાંધી હેરાન કીધીજ બાળા;
નિર્દય કેમ થયા મધુપુરી જઇ રહ્યા,
વિસર્યા કીધા વિધવિધ ચાળા. કઠણ. ૧
કોણ તમ સમ કરે દયા દીલે સૌ ધરે,
માત ને તાત મુકયાં વિસારી;
ગાયને વચ્છ નવનીર ચારો લીયે,
મધુપુરી મુખડું જુવે ધારી. કઠણ. ૨
કઠણ તમ કાળજું પારધીથી ઘણું,
મારી મુવું જીવતું જાય જોવા;
અર્ધ દગ્ધ તન કરી પ્રાણ તરફડાવીયા,
શક્તિ ના રહી હવે આંસુ લો'વા કઠણ. ૩

કુબ્જાના રંગે રંગાઇ રસીયા ભુલ્યા,
વૃંદાવનમાં રમ્યા રાસ ધારી;
એક એક ગોપીશું રૂપ અનેકથી,
મહા રજની રમ્યા શ્રી મોરારી. કઠણ. ૪
વાત સૌ પુર્વની ક્ષણએ ના વિસરે,
થાય ગદ્દગદ્દ રોમાંચ વાણી;
સ્વામી **ભીખાલાલ**ના હાવે તો હદ થઈ,
શુદ્ધી લ્યોને શ્રી સારંગપાણી. કઠણ. ૫

---

## પદ ૩૮ મું.

### રાગ–**કોણ રે સમાના કામની.**

આળસ તજી ભાઈ ઉઠને, જોને તારાં કાર્યો તપાસી;
કાળ સુણે નહી કોઇનું, જશો એથી કયાં નાશી. આળસ. ટેક.
આવ્યો હતો શા કારણે, બેઠો શું આદરીને;
ટાણું જશે આ અમુલ્ય તે, કદી નહી મળશે ફરીને. આળસ. ૧
જોર ન ચાલ્યુ મહીશનું, ધાકે ધ્રુજેરે ધરતી;
નામ સુણી નર કંપતા, એવી જેની આણોરે ફરતી. આળસ. ૨
કાળે કુટયા એવા મહીપતી, રહ્યુ નહી નામ નીશાન;
અધવચ ઘેર્યા નહી ઘાટના, રખડયા વીલે મુખ રાન. આળસ. ૩
આળસ તજ ભજ ભુધર, રહાય સંકટ સ્વામી,
ભક્તિ **ભીખાલાલ** ભુલીયા, એ વીણ અન્ય શું ખામી. આળસ. ૪

---

## પદ ૩૯ મું.

### રાગ—મારે મોઢ મનાવી રાજી કહેવરાવી.

રૂડા દીસો રૂપાળા, બંસીવાળા છોગાળા નંદલાલા,
અલબેલા શોભો છો તમે રૂડા.
મોર મુકુટ છે માથે, છડી વાંસળી છે હાથે;
જુવો ગોટા ગુલાબના ગોવિન્દને ગમે. (૨) રૂડા દીસો. ૧
ઝળકે કુણ્ડળ કાન, શ્રી નાથજી છો ભીને વાન;
જુવે મુખ પામે સુખ ભવમાં ના ભમે. (૨) રૂડા દીસો. ૨
હાથે કડાં સાંકળાં ને શોભે કટીમેખળા,
તીલક ભાળ નંદબાળ, જુવો ત્રિવિધિ શમે. (૨) રૂડા દીસો. ૩
શ્રી જમનાંજી જાતાં, મીઠાં મોરલી રે વાહાતાં;
મુકયા લાલ પાલ બાળ સુણી દેહ દમે. (૨) રૂડા દીસો. ૪
આવી વ્રજબાળા, ઉભા જયાં નંદલાલા;
**ભીખાલાલ**ના સ્વામીની સંગે રાસમાં રમે. (૨) રૂડા દીસો. ૫

---

## પદ ૪૦ મું. ગરબી.

### રાગ—જોને બેની જાય જાદવપતી.

જોને બેહેની નાવ્યા નંદના લાલા,
મોહન મથુરાંથી મોરલીવાળા. જોને બેની. ટેક.
વાયદો એક દીવસનો કરી ગયા,
વિસારી વ્રજ મોહન મથુરાં રહ્યા. જોને બેની. ૧
ચેન પડે નહી શું કહું સખી,
પ્રીતિ અનહદ મુજ હૃદયે લખી. જોને બેની. ૨
વાત કરૂં શું! વાહાલો સાંભરે,
મળાયે મોહનને તો મન ઠરે. જોને બેની. ૩

ઘટીકા જેવી જુગ જાય છે,
મોહન મળવા મન અકળાય છે. જોને બેની. ૪
ચિત્તડું ઘર કામે નથી ચોટતું,
નથી ધન ધામ હરિ વિણુ ગોઠતું. જોને બેની. ૫
ભાન ભુલાવ્યું નંદના લાલે,
સખી બેભાન કર્યા કાનડ કાળે. જોને બેની. ૬
મોરલી મોહનની મન ભાવતી,
હરિ વિણુ નીંદ્રા જરી નથી આવતી. જોને બેની. ૭
દાસ ભીખાલાલના સ્વામી આવો,
મોહન મથુરાં રહી શું તલસાવો. જોને બેની. ૮

---

## પદ ૪૧ મું.

### રાગ—સામેરીપંચને મળતો.

ડાકોરના ઠાકોર રે કરૂં એક વિનતી રે, છો તમે નોધારાના આધાર
વસમી વેળા આવો રે. (૨) વ્રજના વાસી વિઠલા રે.
દયા કરી દરશન દેશો મોરાર. અનીહોરે. ડાકોરના ઠાકોર. ૧
સતત મેં સેવ્યારે વિષયપંચને રે, કોઈ દીન લીધું નથી હરિનામ.
મોહ મદીરા મદમાંરે. (૨) મસ્ત બની મોહાલીયો રે.
વાહાલા નથી લાગ્યા સુન્દર શ્યામ, અનીહોરે. ડાકોરના ઠાકોર રે. ૨
આવે મારે અંતર રે મોજાં કામ ક્રોધનાં રે, મીઠી લાગે માયાની મધલાળ,
અંધારાં ઊલેચ્યાં રે. (૨) પ્રેમદાના પાશમાં રે.
વિસાર્યા શ્રી નંદ જશોદાના બાળ, અનીહો રે. ડાકોરના ઠાકોર રે. ૩
સુત વીત દારા સ્નેહે રે સંભાર્યા નહી નાથજી રે.
પડયો પડયો સડીઓ આંખે અંગ.

કોહાયું ત્યાંથી ન કાપ્યું રે સમજણ લાવી શામળા રે,
ભુલ્યો ત્યાંથી ફરીથી ગણ્યું ના શ્રી રંગ. અનીહોરે. ડાકોરના ઠાકોર રે. ૪
શીખામણ ના માની રે શાસ્ત્રને સંતની રે.
ફર્યો બની વિષયી થયો હું ખુવાર.
**ભીખાલાલ**ના બેલી રે. (૨) દોશ ન જોશો આહરા રે.
નથી મારે અવર તણોરે આધાર. અનીહોરે. ડાકોરના ઠાકોર રે. ૫

---

## પદ ૪૨ મું.

### રાગ—ચાલતો.

ડાકોર પધાર્યા રે ગુર્જર ખડ તારવા રે,
તજી હરિ દ્વારાપુરી નિજ ધામ:
બોલડીયે બંધાયા રે બોડાણાની બેલમાં રે,
ભક્તિવશ થઇને પુરણ કામ. ૧
દીધાં દીધાં દીધાં રે દર્શન સર્વને રે.
કીધાં કીધાં કોટીક પાપજ નાશ;
લીધાં લીધાં લીધાંરે સુખડાં અખંડ ધામનાં રે,
સીધ્યાં સીધ્યાં કારજ નિજ અવાસ, ૨
ધન્ય કુખ તારી રે બોડાણાની માતને રે:
ધન્ય ધન્ય ધન્ય તું રત્નની ખાણ,
સુંઠ તેં તો ખાધી રે તારી પ્રમાણ છે રે,
જનમી જગ નિશ્ચે લીધું લ્હાણ. ૩
ધન્ય છે બોડાણારે રંગ તારી મુછને રે,
લાવ્યો હરિ તાર્યો સઘળો દેશ;
મરદ મુછાળો રે જોયો જોયો તુજને રે,
બાકી ઊગ્યા સૌના મુખ પર કેશ. ૪

ભક્તિ ટેક ધારીરે તુળસી ચઢાવીયાં રે,
ધન્ય ધન્ય ગંગા બાઇ તુજ નાર;
ધ્યાને ધાયા આવ્યા રે ભક્ત ભીડ ભાગવા રે,
નીરખાવ્યા નેત્રે શ્રી નંદ કુમાર. ૫
કરૂણા મુજપર કરજો રે તમારો છું કૃષ્ણજીરે,
નથી મારે અવર આશ વિશ્વાસ;
**ભીખાલાલ**ના બેલી રે અંતે વેહેલા આવજો રે,
જાણી મને ચરણ કમળનો દાસ. ૬

---

## પદ ૪૩ મું.

### રાગ.—કાનુડો ના જાણે મોરી પીડ.

કહું શું ઝાઝું ભજો રામ. (૨) જગતની જુઠી સગાઈ રે. કહું **શું. ટેક.**
આરે સંસારીયામાં નથી કોઈ કોઇનું રે,
સ્વાર્થનાં સંબંધી તમામ. દોડે ખરરરરરરર રે. કહું શું. ૧
રૂણારબંધે મળે સુત વીત દારા રે.
લેવા દેવાનું મટે કામ, ભાગે ભરરરરરરર રે· કહું શું. ૨
કર્મ શુભાશુભ પ્રાણી ભોગવવાં તાહારે રે.
નહી આવે ભગીની ભાઇ વામ. ધ્રૂજે થરરરરરરર રે. કહું શું. ૩
તન ધન જોબન તારૂં જળ પરપોટો રે.
પછી નહી ખોળ્યું જડે નામ. રાખો અરરરરરરર રે. કહું શું. ૪
બેલી **ભીખાલાલ** તણા રાય રણછોડજી રે.
ભાવે ભજતાં ભવપાર ઊતરો. સરરરરરરર રે. કહું શું. ૫

---

## પદ ૪૪ મું.

### રાગ—ચાલતો.

પ્રેમને વશ છે સુન્દર શ્યામ. (૨) નહી અન્ય કોટી ઊપાયે રે. ટેક.
પ્રેમનાં તાંદુળ ભાળી સુદામાના,
ઝડપી લીધા શ્રી ઘનશ્યામ. વિપ્ર મન વ્યાકુળ થાયે રે. પ્રેમને. ૧
પ્રેમનાં બોર પ્રભુ શબરી સદનમાં,
આરોગ્યા સીતાપતી રામ, વધાર્યો જગ મહીમાયે રે. પ્રેમને. ૨
પ્રેમની ભાજી લાગી મેવા થકી મીઠી રે.
પીરસી પ્રેમેથી વીદુર વામ, જમાડયા શ્રી જગરાયે રે. પ્રેમને. ૩
કદળી ફુળ કરમાં લઇને પારસ્વી પ્રેમે રે.
ગર્ભ ફેંકી દે તજી કામ, છબીલો છોડાં ખાયે રે. પ્રેમને. ૪
પ્રેમ વિના પળ ઝાંખી ના જુએ રે,
પ્રેમ વિનાના તમામ, પ્રયત્નો નિશ્ફળ થાયે રે. પ્રેમને. ૫
દાસ ભીખાલાલ પ્રેમથી સેવો રે,
પ્રેમથી પામો પ્રભુ ધામ. મળે નહી કોટી ઉપાયે રે. પ્રેમને. ૬

---

## પદ ૪૫ મું.

### રાગ—મન માયાના કરનારા રે.

ભજો ભાવે ગોવરધનધારી રે, લેશે ભવ જળથી એ ઉગારી;
કામ નાવે કુટુમ્બ અને નારી રે, જરા અંતર જોને વિચારી. ટેક.
અંત સમયની આપદાઓ જોતાં, ધીરજ રહે નહી ધારી;
સગાં સોમણુનાં ટોળે મળે પણુ, કોઇથી સરે ના લગારી રે. જરા. ૧
મેલ્યું ને મુકયું પુત્રોજ પુછશે, રોશે તુજ પાસ આવી નારી;
રાન રઝળતી મુકીને ચાલ્યા, બતાવો સંપત્તિ તમારી રે. જરા. ૨

કંઠીનો ધાગો તોડી રે લેશે, તો સોના ચાંદીની વાત ન્યારી;
લાખો પતિ થયા મીલકત જોડી, પણ સંગે નહી આવે કોડી તારી રે. જરા.
મ્યાના ને પાલખીમાં પથરાવી બેસતો, તો ખુંચે તળાઇયો સારી;
વાંસ ઊભય અને બત્રીશ ચીપો કાથીના બંધ બાંધ્યા ભારી રે. જરા. ૪
કાયા દીસે તારી કંચનવરણી તે, કાષ્ટની સંગાથે દેશે બાળી;
દુણીમાં દેવતાને મુખેથી ઓહો નામ પર ફેરવ્યુ વારી રે. જરા. ૫
રાજા ને રંકનો રસ્તો છે સરખો ઊગરવા બીજી નથી બારી.
દાસ **ભીખાલાલ**ના બેલી બળીયા ભવ ભયના છો હારી રે. જરા. ૬

---

## પદ ૪૬ મું.

### રાગ—કયું ન ભજે હરિનામ અબતેરો દાવ બન્યો રે.

રટરસના હરિનામ, નીશ દીન કરત ગુલામી. રટરસના હરિ. ટેક.
એહી કારણ સર રાખી મુખમાં,
સોંપ્યું ન બીજું કામ. નીશદીન કરત ગુલામી. રટરસના. ૧
મેવા મીઠાઈ અતીશય આરોગ્યા,
તૃપ્તીના રહી બે જામ. નીશદીન કરત ગુલામી. રટરસના. ૨
ઇંદ્રીઓ સઘળી તારી પ્રસાદી,
લઇને પામે વિરામ. નીશદીન કરત ગુલામી. રટરસના. ૩
સેવા કરૂં હું બહુ વિધ ભાઇ,
ગવરાવા ધનસ્યામ. નીશદીન કરત ગુલામી. રટરસના. ૪
માન કહ્યું મુજ મસ્ત ન થાને,
વદતી ન વિના શ્રીરામ. નીશદીન કરત ગુલામી. રટરસના. ૫
કહત **ભીખાલાલ** ભુધર ભજતાં,
કોડી ન બેસે દામ. નીશદીન કરત ગુલામી. રટરરસના. ૬

---

## પદ ૪૭ મું.

### રાગ—કનરો.

પ્રભુ જય જય મુરલી ધારી. (૨)
અકળ ગતિ અવિનાશી તમારી. જયજય મુરલીધારી. ટેક.
પાલક વીશ્વ તણા વિભુ વહાલા, વિઠ્ઠલ કુંજવિહારી:
વાસુદેવ ઘર વસુધા માટે, પ્રગટયા મોહન મુરારી;
અકળગતિ અવિનાશી તમારી. જયજય મુરલીધારી. ૧
ભકતોનાં દુઃખ ટાળણ, ભુધર ભવ ભય હરવા ભારી,
જનસુખ કરવા જનક સુતા પતી રામકૃષ્ણ અવતારી;
અકળગતિ અવિનાશી તમારી. જયજય મુરલીધારી. ૨
મહા બળીયા બેલી બહુનામી, જય વસુમતી પતી વીસ,
અંત સમય લગી આપ કૃપાએ, રટે રામ મુજ ગીરા;
અકળગતિ અવિનાશી તમારી. જયજય મુરલીધારી. ૩
શ્રીવ્રજ ઈશ તમ ચરણ સરોજે વાસ સદાયે મારો,
જાણી **ભીખાલાલ** કીંકર નિજનો ભરદરિએથી ઉગારો;
અકળગતિ અવિનાશી તમારી. જયજય મુરલીધારી. ૪

---

## પદ ૪૮ મું.

### રાગ—જા જા રે જુગદીશ જપ્યા નહીં ઢંગજ.

રહા રહા રે હરિ સ્મરણુજ, સ્હાને મિથ્યા જન્મ ગુમાવ્યો રે,
થા થાને હરિ શરણજ થાને, કોલ દઇ કર આવ્યો રે.
જરા જો વીચારી તારી, થાય છે ખુવારી ભારી, વેણુને વિસારી,
ગાયા નહી ગીરીધારી. રહા રહા રે હરિ સ્મરણુજ. ટેક.

## સાખી.

તન ધન મદ તરૂણી થકી, મકલાતો થઇ મસ્ત;
મીન જાળ પડી રમે ભોગ વિલાસ સમસ્ત.
કાળ જાશે સાહી કરી વિષય કમાઇ ભાઇ, લેખું રાઇ રાઇ,
તારૂ લેશે જદુરાઇ. મ્હારમ્હારે હરિ સ્મરણજ. ૧

## સાખી.

હરિ હરિ કહેને હોંશથી, રાખી મન વિશ્વાસ:
શ્રીપતિ શર્ણું તજી થયો, દામ કામનો દાસ.
આડે નહી આવે કોઈ અંતે, સહુ રહેશે જોઇ, ધાયો ધુળ ફાકી,
આખી ઉમર તેં ખોઇ. મ્હારમ્હારે હરિ સ્મરણજ. ૧

## સાખી.

જાણ્યું નહી જોબન ગયું, દુ:ખને માન્યું સુખ;
ભોગ વિષયથી ભાગી ના ભટકેલા તુજ ભુખ.
જળ માંહી ભરે મુઠી, ધુમ્ર લેવા પડે તુટી, **ભીખાલાલ**
સર્વે જુઠી, અંતે જવુ ઉઠી. મ્હારમ્હારે હરિ સ્મરણ જ. ૩

---

## પદ ૪૯ મું.

રાગ—**ચાલતો.**

ગા ગારે શ્રીગોકુળપતીને સુખ સકળને મળવા રે,
જા જારે સુધાર મતીને દુ:ખ સકળને દળવા રે;
ગા તું મન રાખી ભાવ, આવો નહી આવે દાવ, જન્મ તણો
લેવા લ્હાવ, બેશ નામ નાવ. ગા ગારે શ્રી ગોકુળ. ટેક.

## સાખી.

કળીયુગ સાધન નામનું, કો નહી એહ સમાન;
પ્રેમ થકી પળ એકમાં, વશ થાયે ભગવાન.

પ્રેમથી વીદુર વામ, તણે ઘેર ઘનશ્યામ, છોડી છત્રપતી ધામ,
કીધો ત્યાં મુકામ. ગા ગારે શ્રી ગોકુળપતીને. ૧

### સાખી.

નામ થકી શવરી મીરાં, ઉતરી ભવ દધી પાર;
પંચાળી ચીર પુરીયા, નામ તણે આધાર.

નારાયણ નામ થકી, તર્યા અજામેળ નકી, ગયો મદે છકી,
યમદુતો રહ્યા બકી, ગા ગારે શ્રી ગોકુળપતીને. ૨

### સાખી.

નામ થકી સાગર પરે, તરીયા જો પાષાણ;
નિર્ભય નામ થકી થયા, મટી ચોરાશી ખાણ.

નામથી કંપે છે કાળ, સેવો છુટે મોહજાળ, સાચું કહે છે
**ભીખાલાલ**, નામે થશો ન્યાલ. ગા ગારે શ્રી ગોકુળપતીને. ૩

---

## પદ ૫૦ મું.

### રાગ—બ્રહ્મા સુત હું નારદ કહાઉં.

રે મન મારા કરને વિચારા, કેમ વિસારે સરજનહારા. રે મન. ટેક.
મસ્ત બની મોહ મદીરા પીધી, કાળની બીક તેં ઉરમાં ન લીધી. રે મન.
તન ધન બળના મદમાં માહાલું, કાળ વિચારે જોગે ઝાલું. રે મન.
કુટુમ્બ કબીલે થઇને રાજી, ગાયા ન ગોવિન્દ ગુણ તેં ગાજી. રે મન.
સતત સેવ્યા તેં પંચ વિષયને, ખોયુ પાડા પાસે જઇ પયને. રે મન.
એળે ગુમાવ્યો મનુષ્યાવતાર, દાસ **ભીખાલાલ** કહે છે પોકાર. રે મન.

---

## પદ ૫૧ મું.

### રાગ—**ચાલતો.**

રે મન ભટક વારંવારા, જાણ જગતનું જુઠ પસારા. રે મન. ટેક.
નામ હરિ વિણ સઘળું કાચું, એ વીણ જમડા ઝાલશે ડાચું. રે મન. ૧
કર સત સંગત શ્રીપતી સેવા, પ્રસન્ન રહે જેથી દેવાધી દેવા. રે મન. ૨
ભજ રઘુનંદન પ્રેમ કરીને, જન્મ મરણ નવ પામું ફરીને. રે મન. ૩
હોંશ કરી થા હરિપદ ભોગી, સેવે છે સિદ્ધ સદા જેને યોગી. રે મન. ૪
અંતરમાં જુવો પોતાની કરણી, માત સમાન ગણે વીણ પરણી. રે મન. ૫
હરિ મળશે ભજ છોડી ગુમાન, દાસ **ભીખાલાલ** તેનો જમાન. રે મન. ૬

---

## પદ ૫૨ મું.

### રાગ—શું કહું **કથની મારી રાજ. એને મળતો. ફેરફાર સાથે.**

ભાવે ભજો ગીરીધારી, લાલ ભાવે ભજો ગીરીધારી,
ભજ્યા વીનાની થાય ખુવારી, લાલ, ભાવે ભજો ગીરીધારી. ટેક.
તાજું દેખીને તન થઇશ ના ઘેલો,
માંસ અસ્તી તણો ભરીયો એ કેલો;
પળમાં પલટાય તેથી હરિ ભજ વહેલો.
કાળ આગળ નવ ચાલે જરી ગયા, મહારથી મહાબળ ધારી.—લાલ—ભાવે.
ભજ્યા વિનાની થાય ખુવારી, લાલ—ભાવે ભજો ગીરીધારી.

### સાખી—હરીગીતની ઢબ પ્રમાણે.

કાયા તણા અભિમાનથી, નર કેંક જગમાં હારીયા,
કાળે કચરડી દંતને મુખ, કોળીયા રૂપ ધારીયા;
તન ફુટશે નીરધાર નથી, ક્ષણ એકનો આ કાળમાં,
શું દેખી ફુલે રૂપને, તદરૂપ થઈ મોહ જાળમાં.
ભજ્યા વિનાની થાયે ખુવારી, લાલ—ભાવે ભજો ગીરીધારી. ૧

રાગ—મુળનો ચાલતો.

ઝંખના કરી મન દ્રવ્યની ભારી,
ભજવા બંધાયો છું મોહન મોરારી;
કામના દોરે જન જે જાતો વીસારી.
શ્વાન તુલ્ય ભરી પેટજ ભટકી, ઉમર એળે ઉધારી, લાલ-ભાવે.
ભજ્યા વિનાની થાયે ખુવારી, લાલ-ભાવે ભજો ગીરીધારી.

સાખી—હરીગીતની ઢબ પ્રમાણે.

દોકડા તણા બોકડા ઘણા થોકડા કરે ભુ ભારીને,
નવ કામ આવે કોઇને સર્યો અર્થ શો જન વિચારીને;
પરમાર્થમાં પ્રીતિ કરી ધર્મ અર્થ ધનને વાપરો,
શક્તિ મુજબ ભક્તિ કરો ન કહેવાઓ જગમાં બાપડો.
ભજ્યા વીનાની થાયે ખુવારી, લાલ-ભાવે ભજો ગીરીધારી. ૨

રાગ—મુળનો ચાલતો.

ટાણું અમુલ્ય ટળી જાશે ભાઇ તારૂં,
થાશે ઓચીંતું કાયા પડતાં અંધારૂં,
મીથ્યા કુટાયો કહી મારૂં મારૂં.
રાજ્ય નથી કાંઇ પોપાંબાઇનું, બચવા ન બીજી બારી, લાલ-ભાવે.
ભજ્યા વિનાની થાય ખુવારી,-લાલ ભાવે ભજો ગીરીધારી.

સાખી—હરીગીતની ઢબ પ્રમાણે.

અનેક યોની અવતરી જીવ ભટકી ભટકી થાકીયો,
દેવું ન વાળ્યું દૈવનું ખાંતે તણાવી બાકીયો;
આ સમય નથી ચુકયા સમો શીખ સાચી ઉરમાં ધારજે
રહે દેહે જ્યાં લગી પ્રાણ ભીખાલાલ હરિ સંભારજે.
ભજ્યા વિનાની થાય ખુવારી, લાલ-ભાવે ભજો ગીરીધારી. ૩

## પદ ૫૩ મું.

રાગ-ચાલતો.

ગોવિન્દના ગુણ ગાઓ લાલ ગોવિન્દના ગુણ ગાઓ,
ફરી ના મળે અવસર આ'વો, લાલ-ગોવિન્દ.
ઇશ તણા જુવો અતી ઉપકારો
આપે અન્ન જળ પ્રાણી માત્રને ચારો
વૈભવ વિભુએ દીધા મનમાં વિચારો,
રાજ્ય સાજ સુખ સંપત્તિ પામી મન નહી મકલાઓ. લાલ-ગોવીન્દ.

સાખી-હરીગીતની ઢબથી.

અખીલેશ્વરે નિજ શક્તિએ સુખ જગત કેરા કારણે,
નીપજાવી વિધ વિધ વસ્તુ બાકી ન લેશ વૈભવ બારણે;
અસ્તી માંસ રૂધીર સ્તનમાં પય જુવો પ્રભુએ ભર્યું,
જઠરા વિશે તને જાળવી કરી મુક્ત-કષ્ટ અતિ હર્યું;
ફરી ના મળે અવસર આ'વો. લાલ.-ગોવિન્દ. ૧

રાગ-મુળનો ચાલુ.

સંભાર્યા નહી કરી પ્રભુજીને પ્રીત,
દામ કામ તણો દાસ થઈ નિત્ય;
વાળ્યું ના વિષયથી વંઠેલા ચિત્ત,
માયા તણી મધલાળજ મીઠી, ફોકટ ફંદે ફસાઓ. લાલ-ગોવીન્દ.

સાખી હરીગીતની ઢબથી.

ષટ્પદ પતંગ કુંજર અને મૃગ મીન એક એક આંચથી
કહો જીવની ગતિ થાય શું બચે કેમ વિષયો પાંચથી;
ભક્તિ તણા અભ્યાસથી એ વહેતા મનને વારજો,
રાખી ભરૂસો શ્યામ સુન્દર સ્નેહથી સંભારજો,
ફરી ના મળે અવસર આ'વો. ,લાલ-ગોવિન્દ. ૨

### રાગ-મુળનો ચાલુ.

વાત કહું સો વાતોની છેલી,
સંગ ન કોડી જાવું જરૂરજ મેલી,
અંત સમય નહી થાય કોઇ બેલી,
ભક્તિ થકી ભગવંત ઉગારે, એ વીણુ ભવ ભટકાઓ. લાલ-ગોવિન્દ.

### સાખી-હરીગીતની ઢબથી.

વિચારી જોને મનમાં વીણુ ભકિન કો સુખ પામીયા,
પરમાર્થને પ્રભુ ભજનથી જશ કૈકના જગ જામીયા;
ભવ બંધથી હોય છુટવા મન ગાઓ ગીરીધર લાલને,
કહે દાસ ભીખાલાલ પામો પાર જગ જંજાળને
ફરી ના મળે અવસર આ'વો. લાલ-ગોવિન્દ. ૩

---

## પદ ૫૪ મું.

### રાગ-પુનમ ચાંદનીના ગરબાનો.

સજ્જનો શુભ શીખામણ સત્ય કરીને માનજો રે.
સ્હેજે ઊતરો જેથી ભવસાગરની પાર. નિતિરીતી સુધારી શ્રેષ્ઠ સમય સંભાળજો રે, ટાણું ટળી જશે કાંઇ જતાં ન લાગે વાર. સજ્જનો. ટેક.

### સાખી.

મનુષ્ય દેહ મોઘો તને, ન મળે વારંવાર;
નિંદ્રા, મૈથુન, અહાર, ભય, પ્રાણી માત્રને ચાર.
જ્ઞાને વિચાર વાચા શક્તિ આપી તુજનેરે. જીભ્યા આપી તુજને ગોવિન્દ ગાવા માટ, આપ્યાં નેત્ર નીરખવા ગોવરધનધર નાથને રે. નાસીકા પ્રભુ પ્રસાદી તુળસી સુંઘવા માટ. સજ્જનો. ૧

## સાખી.

કર્ણે કથા કીર્તન સુણી, તજવા મનના મેલ;
હરિપદ શીર નમાવવું તજી આડંબર ફેલ.

એજ કરે બળવીર ભજવા તાળી પાડી પ્રેમથી રે. ચર્ણથી નૃત્ય કરો તમે નારાયણની પાસ. ગદગદ કંઠે ગોવિન્દગરજી ગાઓ પ્રેમમાં રે, હોંશે બનો હરિજન રાખો મન હુલ્લાસ. સજ્જનો. ૨

## સાખી.

સુત વીત દારા દેહ સૈ જુઠો છે વહેવાર,
માયાની મધલાળમાં વહી ગયા દીન ચાર.

માટે ચતુર ચેતી ચટકો રાખી ચાલજો રે.
કરજો સત્સંગતને સેવા સ્મરણસાર. છોડો છળ બળ કપટ તજો પરાઇ પ્રેમદારે. ચોરી ચાડી, ચુગળી તજો અસત્ય વહેવાર. સજ્જનો. ૩

## સાખી.

માયા મીઠી મીસરી, ખાતાં ઉપજે હેત;
મીષ્ઠ મધુર પણ વિષ છે, અંતે કરેરે ફજેત.

જેવું ઇંદ્રવરણું દીસે અતી રળીયામણું રે તેવાં કેરી રૂપે દીસે સીમાળ ફળ. તેવી કપટી જનની વાણી મધુરી મીષ્ઠ છે રે, તેવાં દુરથી દીસે ઝાંઝવાં કેરાં જળ. સજ્જનો. ૪

## સાખી.

પ્રીતી પંચ વિષય તજી, કરો પ્રભુ પદ વ્હાલ;
ભુધરજી ભજી ટાળો તમે જન્મ મર્ણનું સાલ.

જગમાં નારાયણના નામ વીના સૈ બાદલું રે,
બેસો નામ નૈકાએ મનમાં રાખી હોડ. ભીખાલાલના બેલી ભક્ત વત્સલ છે ભુધરા રે. ભાવથી હરીજન બોલો જયજય શ્રી રણછોડ.
સજ્જનો. ૫

## પદ ૫૫ મું.

### રાગ—હજુરમાં રાખોને વહાલા.

મળ્યો રે મળ્યો મનુષ્યનો અવતાર. (૨) ગુમાવ્યો ગાયા નહી મોરાર.
ગુંથાયો તન ધન ઘરની નાર. (૨) પડ્યો બહુ મસ્ત થઈ જંજાળ. ટેક.

**સાખી.**

મુઢ વિચારે ન મનમાં ફોકટ ફેરો થાય,
ક્રોડ ઉપાયે નહી મળે,
એવો રે જુવો અવસર આ વહી જાય. જાણજો કાચા કુંભસમ કાય.
ભટકશો ભવ દુઃખ નહી વેઠાય. મળ્યો રે મળ્યો. ૧

**સાખી.**

વ્હાલી વાત વહેવારની વ્હાલા નહી શ્રી રામ
જશ જગતમાં લુંટવા
પ્રપંચી કરે પાપનાં કામ, ગમે નહી નારાયણનું નામ.
અતિશય પ્રીતિ ઉપર દામ, મળ્યો રે. મળ્યો. ૨

**સાખી.**

નીંદા કરે હરિ ભક્તની જુઠી પુરે સાખ,
મકલાતો મન મસ્ત થઇ;
ફરે રે એ તો ભેગા કરવા લાખ, રહે એવા નર ખર કરમે રાખ,
જુવે નહી તોય ઉઘાડી આંખ. મળ્યો રે. મળ્યો. ૩

**સાખી.**

મર્ણ ભમે શીર ઉપરે પડયું મીન જેમ જાળ,
પંચ વિષયમાં પચી રહ્યો.
માટે એમ માયાની મધલાળ, રાખી નહી કાળ તણી જરી ફાળ;
ટળ્યું નહી જન્મ મર્ણનું સાલ, મળ્યો રે. મળ્યો. ૪

સાખી.

વીર વિચારી માહરા, હરિ કરી લ્યો હાથ;
આ અવસર ના ચુકશો,
**ભીખાલાલ** છે બહુ વસમી વાટ, અંતે નહી આવે કોઈ સંગાથ;
મળ્યું તન ગોવિન્દ ગાવા માટ, મળ્યો રે. મળ્યો. ૫

---

પદ ૫૬ મું.

રાગ—**મારૂં માણેકડું રીસાયું રે શામળીયા.**

**જોને** ઝટપટ જોબન જાય રે. ઓ પંથીડા.
થઇ મસ્ત શું મન મકલાય રે. ઓ પંથીડા. ટેક.

સાખી.

મોહ મદીરા પાનથી, ગણતો સૌને તુચ્છ;
સપડાવ્યો ષટ્રીપુએ,
પંચ વિષયથી ભવ ભટકાયરે. ઓ પથીડા. જોને. ૧

સાખી.

જાળવીયો જઠરા મહીં, પય પોષણ દે માટ;
અનેક ઐશ્વર્ય આપીયાં.
આવી આફતમાં કરે સ્હાય રે. ઓ પંથીડા. જોને. ૨

સાખી.

ચટકું દીવસ ચારનું, વીતી જાશે વીર;
પુરૂષારથ પ્રીતે કરો,
જેથી જન્મ ને મર્ણ મુકાય રે. ઓ પંથીડા. જોને. ૩

સાખી.

ઊજવળ દીસે દુધ સમ, ચાખે પરીક્ષા થાય;
ચાખી મડે ચાટવા,
એવો કોણ મુરખનો રાય રે. ઓ પંથીડા. જોને. ૪

## સાખી.

રામ કહે રાજી થઈ, કર પરમારથ કામ;
દાસ **ભીખાલાલ** રીઝશે,
જે છે અખીલ ભુવનના રાય રે. એ પંથાડા. જોને. ૫

---

## પદ ૫૭ મું.

### રાગ–વિષય વાત મમ માત તજીને.

એ.................................
નાશવંત આ દેહ ઉપરનો મીથ્યા મમત તું છોડી દે,
ચક્રપાણીના ચરણ કમળમાં ચિત્ત અહરનીશ જોડી દે;
પંચ વિષયમાં અતિશય પ્રીતિ તૃષ્ણા તંત તું તોડી દે,
શ્યામ સુન્દર છબીલાની છબીને અંતરપટ પર ચોહોડી દે;
નામ અમૃતસર અળગું કરમાં, વિષય રસને છોડી દે,
એ.............................નાશવંત આ.

---

## સાખીઓ.

કરી કૃપાને આપશે, સહસ્ત્ર ભુજાનો નાથ;
લઈશ ભાઈ તું કેમ કરી, તારા તો બે હાથ. સિયાવર.

---

સહસ્ત્ર ભુજાથી સમેટશે, કેમ કરી રોકીશ;
બે હાથે નહી બાથમાં, રહેશે એકે દીશ. સિયાવર.

---

નામ થકી નર બહુ તર્યા, નામે પાપ પળાય;
નામ થકી નિર્ભય થઇ, પ્રભુ શર્ણમાં જાય. સિયાવર.

---

નામ સમોવડ જગતમાં, અવર ન એકે ઉપાય;
નામે રીઝે નાથજી, ગદગદ કંઠે થાય. સિયાવર.

---

મહીમા જાણ્યો નામનો, તેણે જાણ્યુ સર્વ;
સૌ સાધન છે નામમાં, રહે નહી કોઇનો ગર્વ. સિયાવર.

---

## સાયબી વિષે.

### છપય.

બાંધ્યા મદઝર દ્વાર અનેક ન ગણી શકાયે,
હણ હણુતા તોખાર, હાર ગણુના નવ થાયે;
મુલાકાતને માટ ભુપ બહુ બહુ વળી આવે,
ચંદ્રમુખી સમ નાર પતિનું દીલ ન દુઃખાવે.
ભક્તિ ન કીધી શ્યામની, વૈભવ સઘળા માણીયા;
**ભીખાલાલ** અધાક એથી મળે, તો પણ જમડે તાણીયા.

---

## નામ મહાત્મ વિષે.

### છપય.

ઊપમા દઉં અનેક કોટી વૈભવ નહી તોલે,
પ્રેમ ભક્તિ એ એક વખત હરિ મુખથી બોલે;
શારદ સનકને શેષ કરે ગુણુ ગાન સદાયે,
કોટી યજ્ઞ ફળ થાય નામ ઘનશ્યામ સુહાયે.
સ્નાન કરો સૌ તીર્થમાં, આદરો તપ વ્રત દાનને;
**ભીખાલાલ** સમાન નહી, શુદ્ધ મન ભજ ભગવાનને.

---

## યાત્રા વિષે.

### છપ્પય.

યાત્રા ફરે અનેક સ્થાન અતી ખરચે નાણું,
હીંસા કરે અપાર ભરે બે વખતજ ભાણું;
વિધિ નવ સમજે લેશ જગતમાં કીર્તિ વધવા,
મન ક્યારે કહેવાઉં મોટા એક મહીપતી મધવા.
ભુખ ભાગુ સ્ત્રી અર્થમાં, મુડી સાથ હતી ધરી,
**ભીખાલાલ** પરમાર્થમાં, પાઇ એક ન વાપરી.

---

## પરમાર્થ વિષે.

### છપ્પય.

પરમારથનો ભેદ કોઇ વિરલા જન જાણે,
જ્યાં હોય જેનો સ્વાર્થ તે ભણી સઘળા તાણે;
અંધ અપંગ અનાથ ભણી કદી કોઈ ના ભાળે,
પડીયા મીષ્ટ પ્રસાદ મળે ત્યાં ઢગલા વાળે.
આશ ન કરો સ્વમાંતરે, ઉદય અર્થે આપ જો,
સંસ્થા **ભીખાલાલ** કહે, પરમારથની સ્થાપજો.

---

## થાળ.

રાગ—**મારે મહેલે જમવાને આવો વહેલા.**

દાસ તણે ઘેર દયા કરીને જમવા પધારો રે. (૨)
જમવા પધારો વાહાલા, (૨) દાસ તણે ઘેર દયા કરીને. ટેક.
મુખમલ ગાદી ગરૂડાગામી, બીછાવી પ્રેમે બહુ નામી;
શ્રીજમુનાં જળ ઝારી સામી, સેવક કાર્ય સુધારો રે. દાસ. ૧
કનક થાળ બાજઠપર ધરીયા, પચ કટોરા પ્રેમે ભરીયા;
કળી અને કંસારજ કરીયા, શીરો બનાવ્યો સારો રે. દાસ. ૨

ઘેબર ને જલેબી ધારી, મહીસુર લ્યો મોહન મોરારી;
મગજ પેંડા બરફી સારી, સ્વાદ શેવનો ન્યારો રે. દાસ. ૩
ખાજાં તાજાં છે શ્રીકમજી, પુરી વેઢમી લ્યો વાલમજી,
શ્રીખંડ સુતરફેણી સમજી, ગંઝુરી સ્વીકારો રે. દાસ. ૪
લાડુ રોટલી શકરપારા, બાસુદી લ્યો બળવીર મારા,
કેરી રસમાં ધૃતની ધારા, શ્રીકમ તાપ નીવારો રે. દાસ. ૫
વાલ વટાણા ભજીયાં ભાવે, પંચામૃતને પાપડ આવે;
કારેલાં કાચલીયો લાવે, આવે ભવનો આરો રે. દાસ. ૬
પરવર ગુવાર દુધી અથાણું, મોહનજી મળ્યું ઉત્તમ ટાણું;
સેવક પ્રીતે ગાતા ગાણું, રીઝે નંદ દુલારો રે. દાસ. ૭
બટાકા ભીંડા શીંગ તાજી, જાત જાતની બહુ છે ભાજી;
ગલકાં તુરીયાં ચટણી ઝાઝી, સેવકને સંભારો રે. દાસ. ૮
મીઠા દહીની કઢી બનાવી, આદા ચીરી લ્યો મન ભાવી;
દાળ ભાત દુઃખહર લ્યો દબાવી, દોશ ન જોશો મારો રે દાસ. ૯
એલચી લવંગ ને સોપારી, પાન બનાવ્યું ભુધર ભારી;
ભીખાલાલને લ્યો ઉગારી, ભવસાગરથી તારો રે. દાસ. ૧૦
આરતી કરૂં પછી પોઢો વહાલા, મધુસુદનજી મોરલીવાળા;
દાસ કરે છે કાલાવાલા, માનો એક હજારો રે. દાસ. ૧૧

---

## આરતિ.

**આ આરતિની ટેકની કડીયો માત્ર અમને મળી આવેલી છે, તે પછીની દશ અવતારનું વર્ણન ખાસ અમે કર્યું છે.**

ઉતારો આરતિ શ્રીકૃષ્ણ ઘેર આવ્યા,
માતા જશોદા કહાન કુંવર ઘેર આવ્યા;

હરખને હુલામણે શામળીયો ઘેર આવ્યા;
ઝીણે ઝીણે ચોખલીયે ને મોતીડે વધાવ્યા રે. ઉતારો. ટેક.

**મચ્છારૂપ** ધરી મોરારી, પ્રગટ થયા જળમાં અઘહારી,
ફરકાવ્યાં નિશાન આકાશ, શંખાસુરને પડીયો ત્રાસ;
પ્રભુ શંખનારાયણ થઇને, પોતે બીરાજ્યા બેટમાં જઇને,
ચારે વેદ વાળ્યા રે. ઉતારો. ૧

**કચ્છારૂપે** સાગર મથીયો, અથાગવારી નવ જાય કથીયો;
કર્યાં નેતરાં નાગજ નવકુળ, ધર્યો રવૈયો મેરૂ અનુકૂળ.
ચૌદ રત્નને કાઢયાં બાહેર, અળગાં કીધાં શ્રીહરિ સાહેર;
અમૃત પાયું અમર સર્વને, અસુર તણો ઉતાર્યો ગર્વને.
રત્નાકર વલોવ્યા રે. ઉતારો. ૨

**વારાહ** કેરૂં રૂપજ ધરીયું, સુરસકળનું દુઃખડું હરીયું;
હીરણ્યાક્ષ મહા બળીયો રાજા, સુર ધ્રુજાવ્યા જેણે ઝાઝા.
રાખી નહી રમાપતી માંઝા, દાનવ દુષ્ટને હાથે હણીયો;
યુદ્ધ વિશે તરણાસમ ગણીયો, ધારણ રાખી હરિએ ધરણી.
પરાક્રમ ના શકાય વરણી, ભક્તોને મન ભાવ્યા રે. ઉતારો. ૩

**નૃસીંહરૂપ** ધર્યું શ્રીનાથે, નોહોર વધારી તેનીજ હાથે;
ભક્તજનની પુરવા આશ, સ્થંભમાંહી પુર્યો હરિ વાસ.
પ્રહલ્લાદજીને પાળ્યા પ્રીતે, દારૂણ કષ્ટે અનેક રીતે;
ધીગધીગતા અગ્નીની જ્વાળે, ભક્ત ઉગાર્યા દીનદયાળે.
પુર્ણ ક્રોધમાં પ્રગટ થઇને, હીરણ્યકશ્યિપુ હાથ સહીને;
સંહાર કીધો શ્રીપતી સ્વામી, ભક્ત ઉગાર્યા હરી બહુ નામી.
**પ્રહલ્લાદ**ને બચાવ્યા રે. ઉતારો. ૪

**વામનરૂપ** ધર્યું રશીકેશે, વિપ્ર બન્યા હરિ બાળે વેશે;
જાચ્યા જઈને હરી બળી રાજા, વચન આપીને હરખ્યા ઝાઝા.
**ત્રણ** ડગલાં પૃથ્વી પ્રભુ લેવા, થયા વૈરાટ દેવાધિ દેવા;
**બળી** પાતાળે ચાંપ્યા પ્રીતે, ચાતુર્માસ રહ્યા ત્યાં નિત્યે,
બળી તણે મન ભાવ્યા રે. ઉતારો. ૫
**ફરશુરામે** ફરશી લીધી, પૃથ્વીને નક્ષત્રી કીધી,
પીતા કેરૂં વચન પાળી, નિજ માતાને હાથે મારી.
સહસ્ત્રાર્જુન સંહાર્યા રે. ઉતારો. ૬
**મર્યાદા પુરૂષોત્તમ** સ્વામી, સીતાપતી શ્રીરામ નમામી;
પીડા જનક તણી નીવારી, અહલ્યા કીધી ગૌતમ નારી.
વાળી મારી અભય દીધું, સુગ્રીવનું સંરક્ષણ કીધું;
રાવણ અનુજ શર્ણે આવ્યો, લંકેશ કહીને તેને બોલાવ્યો.
સાગર ઉપર સેતુ બાંધી, રામ નામથી લીધી સાધી;
કુળ સહિત રાવણ સંહાર્યો, અસુર અનેકનો ખોડો કહાડયો.
વિભીપણને રાજ્ય આપ્યું, દુઃખ દળદર શ્રી હરિએ કાપ્યું;
**સીતા** વાળી લાવ્યા રે. ઉતારો. ૭
**પ્રગટયા કૃષ્ણ** ઘર નંદ જશોદા, અખીલેશ્વરજી આનંદ કંદા,
મથુરાંમાં અવતારજ લીધો, ગોકુળમાં જઈ વાસજ કીધો,
શ્રી વ્રંદાવન રાસજ રમીયા, ગોવાળ સંગે ભાતું જમીયા.
ગોપી ચીર હરણ કરી બેઠા, કદમની ગુફામાં પેઠા,
શ્રી યમુનાંમાં દડુલો નાખી, કાળી નાગને લાવ્યા નાથી,
માત પિતાનાં બંધન છોડયાં, દુષ્ટજનોનાં તનડાં તોડયાં,
ચાણુર્મુષ્ટી કમલ સંહાર્યા, અગાસુર બકાસુર માર્યા,
કાળીન્દ્રીએ માર્ગજ દીધો, મહીમા નામનો બતાવી દીધો,
પુતના પીડતી પ્રાણી જનને, મારી તોપણ કરી પતનને,

ધર્મ માર્ગને મોકળો કરીયો, માર્યો કંસ જે ગર્વનો ભરીયો,
ઊગ્રસેનને રાજ્ય આપ્યુ, ભક્ત સર્વનુ દુઃખડું ભાગ્યું;
શ્રી ગીરીધારી ગોધેન ચારી, વ્રજજન વૃષ્ટીથી લીધાં ઊગારી;
ચરણ શરણ પ્રભુ છે સુખકારી, અધર્મીઓ અટકાવ્યારે; ઉતારો. ૮
**બાદ્ધ** રૂપ ધર્યું ગોપાળા, ગૌબ્રાહ્મણ મા થયા દુખાળા;
અધર્માચરણ કરવા લાગ્યા, સદ્કૃત્યોથી સર્વે ભાગ્યા;
મૌન્ય ધરી બેઠા વનમાળા, સર્વ જગતને જુવે નીહાળી;
અખીલ ભોવનના રાયારે. ઉતારો. ૯
**દશમો તો કલંકી** થાશે, ગૌબ્રાહ્મણને સુખડાં થાશે.
થોડે દહાડે સત્યયુગ વર્તાશે, પ્રેમે થઇ પ્રભુના ગુણ ગાશે.
ચાડી ચુગળી દેશે છોડી, પ્રીતિ પ્રભુ પદ લેશે જોડી;
તેને ના પાડે માયારે. ઉતારો. ૧૦
દશ અવતારી આરતી ગાશે, પ્રેમે પ્રભુ પરમ પદ પાશે;
ભક્ત થયેથી ભવ દુ.ખ જાશે, ધર્મ કૃત્યમાં જે કોઈ ધાશે.
પાપ સુણી નર પાછા નાસે, સચરાચર પ્રભુ સઘળે ભાસે;
હરિ સ્મરણ નવ ચુકે શ્વાસે, જગ વહેવારને જાણી કાશ.
તે નર ભવમાં નહી ભટકાશે, સર્વ તજી હરિ કરશે આશ;
તે ચાર પદારથ પાયારે. ઉતારો. ૧૧

---

## પોઢણીયું.

### રાગ–કંસરાયને કહેવાડે કહાના.

પોઢોરે પ્રભુ હરિજનના વાહાલા,
સુન્દર ભક્તવત્સલ નંદલાલા. પોઢોરે પ્રભુ. ટેક.
કનકમણી મય સેજડીયારે ધરી;
તળાઈયો સુખમલની પાથરી,
બીછાવ્યું છે વસ્ત્ર જ શુદ્ધ કરી. પોઢોરે પ્રભુ ૧

ઉશીકાં મુક્યાં છે અતિ ભારી;
પાથરીયાં છે પુષ્પ શ્રીંગારચારી,
કનક ધરી જમુનાં જળ. ઝારી. પોઢોરે પ્રભુ. ૨
અત્તર તેલ ચંદન બહુ વીધી;
કનક પાત્રે પાન બીડી કીધી,
અનુપમ અરગજા ગુણનીધી. પોઢોરે પ્રભુ. ૩
રહ્યાં રાધા ચરણ સેવા માટ;
પંખા પ્રભુ લઈને નિજ હાથ,
પધારો **ભીખાલાલ**ના નાથ. પોઢોરે પ્રભુ. ૪

---

## જયશ્રી કૃષ્ણનું પદ.

### રાગ-**અરજ કરે છે મારાં રાંકડી રે.**

જપીએ અમારે હવે ધામ, સૌને જયશ્રી કૃષ્ણ;
લેજો નિત્ય પ્રભુજીનુ નામ, સૌને જયશ્રી કૃષ્ણ. ટેક.
બોલ્યું ચાલ્યું સર્વ માફ જ કરજો વાહાલા,
પ્રીતેથી ગોવિન્દ ગાવા માટ, સૌને જયશ્રી કૃષ્ણ. ૧
હરિ કીર્તને કરી હોંશથી આવે વાહાલા,
તજીને મનનો ઉચાટ, સૌને જયશ્રી કૃષ્ણ.
જન્મ અનેક પુણ્ય ઉદય પામે વાહાલા;
પ્રાણી લે પ્રભુ તણું નામ, સૌને જય શ્રી કૃષ્ણ. ૩
લાભ એ લીધો સૌએ પ્રીતે પરસ્પર વાહાલા;
વીસારીને ઘર કામ, સૌને જય શ્રી કૃષ્ણ. ૪
દાસ **ભીખાલાલ** પળ ના વીસારો વાહાલા;
ગોકુળપતી ઘન શ્યામ, સૌને જય શ્રી કૃષ્ણ. ૫





## આ પુસ્તક છપાવતી વખતે અગાઉથી આશ્રયદાતા ઉદારાત્માઓનાં અમર નામ.

પરમપુજ્ય શ્રી રવિભાણ સંપ્રદાય આચાર્ય સ્વામીશ્રી રાધિકાદાસજી શ્રીરેવાદાસજી સુબોધક એઓશ્રીના ગાદી દીપક મહંતજી શ્રી

**રાઘવપ્રસાદજી શ્રીરાધિકાદાસજી.**

એઓશ્રી તરફથી ૨૬) પ્રતોના આશ્રય આપી ભક્તિમાર્ગને ઉત્તેજન આપ્યું છે તેથી તેમની કૃપા માની સાષ્ટાંગ પ્રણામ કરૂં છું.

સકળસદ્ સંપત્તિ સમન્વિત ઉદારચિત્ત શ્રીયુત રા. રા. શેઠજી શ્રી–

**હીરાલાલભાઈ પ્રેમજીભાઈ.**

**મુ. મીઆમાતર સ્વસ્થાન. તા. આમોદ.**

એઓશ્રી તરફથી ૨૬) પ્રતોના આશ્રય મળ્યો છે. તેથી તેઓશ્રીનો સપ્રેમાંતઃકરણ પુર્વક આભાર માની ધન્યવાદ આપુછું.

સકળ શુભોત્તમ ઉપમાઓ યોગ્ય ઉદારાત્મા
શ્રીમાન રા રા. શેઠજી શ્રી-

## શંકરભાઈ મૂળજીભાઈ પટેલ.

મુ. મીઆમાતર રવસ્થાન-તા. આમોદ.

એઓશ્રી તરફથી ૨૬) પ્રતોના આશ્રય મળ્યા છે તેથી તેમનો અંતઃકરણપુર્વક આભાર માનુ છુ, અને તેમને ધન્યવાદ આપુ છુ.

સકળ સદ્દગુણ ગુણાલંકૃત શ્રીયુત શેઠજી શ્રી

## પ્રેમજીભાઈ નાનજીભાઈ

પરફ્યુમરી એન્ડ જનરલ મરચંટ.

મુ. અલપઠ.

એઓશ્રી તરફથી ૨૬) પ્રતોના આશ્રય મળ્યો છે તેથી તેમનો અંતઃકરણપુર્વક આભાર માની ધન્યવાદ આપું છું.

સકળ સદ્ સંપત્તિવાન ઉદારાત્મા શ્રીયુત રા. રા શેઠજી
**ખીમજીભાઇ આસરભાઈ વીરજી તરફથી**
૧૦) દશ પ્રતોનો આશ્રય મળવાથી તેમનો આભાર માની અને ધન્યવાદ આપું છું.

સકળ સદ્ગુણસંપન્ન નરરત્ન શ્રીમાન શેઠજી
**બાપુલાલભાઇ ભાઈજીભાઇ તરફથી**
૧૦) પ્રતોના આશ્રય મળવાથી તેમનો અંતઃકરણપુર્વક આભાર માની ધન્યવાદ આપુ છુ.

**શ્રંગામ, તા. જંબુસર.**

૧ શેઠ ગીરધરલાલ મોતીલાલ
૧ રાજ. મોહનસીંહજી ચદ્રસીંહજી
૧ રાજ. નાથાબાવા જેશગબાવા

**અમદાવાદ.**

૧ ચવાડી બાપુલાલ પિતામ્બરભાઈ માજી કારભારી. સા. મીઆમાતર
૧ વ્યાસ કુશ્ણાશંકર રામશંકર
૧ દવે સુરજરામ ગણુપતરામ
૧ ખત્રી ચુનીલાલ રણછોડદાસ
૨ વ્યાસ સાકરલાલ ગવરીશંકર
૧ ભટ્ટ કેશવલાલ મણીશંકર

**અણોર, તા. આમોદ.**

૧ શેઠ ફુલચંદ કેવળદાસ શાહ
૧ વ્યાસ જયશંકર ઉમીયાશંકર

**અલાદપુર, તા. ડભોઈ.**

૧ રા. રા. નર્મદાશંકર નાગેશ્વર પંચોળી

**અનઘડ, તા. દેવાકાંઠા.**

૧ ભક્ત ભીમશંગજી દીપશંગજી

**અમરાપુર, તા. પાન્ડુમેવાસ**

૧ ઓડ. ચતુરભાઈ મેરૂભાઇ

**ઊતરસંદા, તા. નડીઆદ**

૧ વે. શા. સં. ઉપાધ્યાયજી અંબાશંકરભાઇ કાશીરામભાઇ
૧ સોની કેશવલાલ ચુનીલાલ.

૧ પા. જેઠાભાઇ દેશાઇભાઇ
૧ પા. નરહરભાઇ નાથાભાઇ
૧ શેઠ મોહનલાલ રાજપાળ
૧ પા. દેશાઇભાઈ કુબેરભાઈ
૧ મહંતજી નારાયણદાસ મોતીરામ ઓરસદના લક્ષ્મીનારાયણના મંદીરના મહંત.
૧ પટેલ ધુળાભાઇ બાવાજી
૧ પ્રજાપત સોમજી નાહાનાભાઈ

**ઊંડેરા, તા. વડોદરા.**

૧ પટેલ દેવજીભાઇ ઇશ્વિરભાઈ મુખી
૧ પટેલ ઝવેરભાઇ ગરબડભાઇ
૧ પંડ્યા લલ્લુભાઇ મુળજીરામ
૧ પંડયા રવીશંકર પ્રભાશંકર

**એકલબારા, તા. પાદરા.**

૧ ઠાકોર કેસરીસીંહજી જેશ ગબાવા
૧ રાજગોર પિતામ્બરભાઈ લલ્લુભાઇ
૧ રા. ગ. રામચંદ્ર પુરૂષોત્તમ સ્કુલમાસ્તર

**ઓછેણુ, તા. આમોદ.**

૫ ઠાકોરશ્રી ચંદ્રસીંહજી શ્રીમાધવસીંહજી
૧ પોલીસપટેલ કાશીભાઇ અબાઇદાસ
૧ દાયમા ભગવાનસીંહજી હરીસીંહજી
૧ અટાલીઆ ગુમાનસીહજી પહાડસંગ બાવા
૧ પટેલ તુળસીભાઈ હીરાભાઈ
૧ પટેલ દેશાઇભાઇ ગોકળદાસ
૧ સોની પુરૂષોત્તમદાસ બેહેચરદાસ
૧ મોચી રણછોડ ગણેશ

**ઓજ, તા. કરજણ**

૧ સોની પિતામ્બરભાઇ કેવળદાસ

**કરજણ, તા. કરજણ.**

૨ પરી. ગોકળદાસ મનસુખરામ નડીયાદવાળા, કલાર્ક-પોસ્ટમાસ્તર કરજણ
૧ શેઠ રણછોડભાઇ બાપુલાલ
૧ શેઠ ગોવિંદરામ લલ્લુભાઇ
૧ શેઠ ભકિતદાસ મનસુખરામ
૧ પટેલ રણછોડભાઇ કુબેરભાઈ

**કરચીયા, તા. વડેદરા**

૧ શેઠ દામોદરદાસ મોતીલાલ

**કરેણા તા. આમોદ**

૧ જોશી જદુરામ પ્રાણનાથ.
૧ પટેલ લલ્લુભાઈ ગુલાબભાઈ
૧ પટેલ અબાઇદાસ માધવભાઈ સ્કુલ કમીટીના મેમ્બર
૧ પટેલ મોહનભાઇ લક્ષ્મીદાસ.
૧ પટેલ નાથાભાઇ વાંસજીભાઈ
૧ લુહાર ઇશ્વિરભાઈ જાદવજી

**કરોડીયા, તા. વડોદરા**

૧ બા. પા. નાથાભાઈ દલપતરામ
૧ બા. પા. દેવજીભાઈ મનોરભાઇ

**કારેલા તા. ભરૂચ**

૧ પટેલ વરઘભાઈ રણછોડભાઇ

**કેસરૂ, તા. આમોદ.**

૧ પટેલ શેઠ. મીઠાબાઈ રણછોડદાસ

**કેમ્પ વડોદરા**

૧ રા. ગ. છગનલાલ બેહેચરદાસ
૧ શેઠ. લલ્લુભાઇ ગુલાબચંદ.

**કોટાલી, તા. વડોદરા**

૧ પટેલ. શંકરભાઈ રધાભાઈ

**કોશીન્દ્રા, તા. સંખેડા**

૧ પટેલ હારીકાંદાસ નરહરભાઇ

**કોયલી. તા. વડોદરા**

૧ શેઠ મણીલાલ મોતીલાલ

૧ શેઠ શીવલાલ બાપુલાલ

૧ સોલંકી મંગળભાઇ લલ્લુભાઈ

**ખેડા.**

૧ વૈશ્ય ધુલાભાઈ ચુંથાભાઇ મકવાણા

૧ વૈશ્ય કોહ્યાજી દલપત

**ખંભાત,**

૧ દવે ગણપતરામ કૃષ્ણારામ

**ગામકુવા, તા. રાજપીપળા**

૧ પટેલ દલસુખભાઇ બાપુજી

**ગાંત્રી. તા. વડોદરા**

૧ માસ્તર ભાઇલાલભાઇ બાપુભાઇ

૧ પંડ્યા ભાઉશંકર મયાશંકર વૈદ.

૧ બારોટ નરસીભાઈ ઇશ્વરભાઇ

૧ બારોટ બેહેચરભાઇ કાકાભાઈ

**ઘડેચી. તા. ઓખામંડળ.**

૧ શેઠ દયાળજીભાઇ દામોદરદાસ મોદી

૧ શેઠ જેઠાભાઇ ગોકળદાસ
( વીઠલાણી )

૧ શેઠ પુરશોતમદાસ દેવજીભાઈ
( ખારસરા )

૧ શેઠ માવજીભાઇ કાળાભાઇ
( વેરા )

૧ રાજગોર વલ્લભજી રૂગનાથજી
સ. ગ. શાળાના મહેતાજી

**છાણી, તા. વડોદરા.**

૧ રા. રા. અમૃતરામ કાળીભાઇ

૧ પટેલ સોમાભાઇ રણછોડદાસ

૧ પટેલ ત્રીકમભાઈ કરશનદાસ

૧ પટેલ શંકરભાઇ દેશાઇભાઈ ઠાકરશં

૧ દવે ચકુભાઈ મયારામ

૧ પટેલ મથુરભાઇ બાપુભાઇ

૧ ઠાકોર દાજીભાઈ જીભાઇ

૧ પટેલ શંકરભાઈ ગોવિંદભાઇ

૧ સોની માણેકલાલ છોટાલાલ

૧ મથુરભાઇ બાપુભાઈ માસરીયા.

૧ ભક્ત નારણદાસ પુનજી

**જલાલપુરા, તા. પાદરા.**

૧ શેઠ છોટાલાલ નારણજી

૧ પટેલ છોટાભાઈ લલ્લુભાઇ

**જાસપુર, તા. પાદરા.**

૫ બાઇ ઉર્માઆ બેહેન–શુકલ
મુળજીરામનાં દીકરી

૧ પરોતા મુળજીરામ મોરારજી

૧ મહારાવળ ઠાકોર અમરસીંહજી
ખુશાલસીંહજી

**જંબાહ, તા. રાજપીપળા.**

૧ પટેલ ચુનીલાલ કાળીદાસ

**જંબુસર, તા. જંબુસર.**

૧ શા. ત્રીભોવનદાસ માણેકલાલ
તલાટી અમનપોરના.

૧ દેશાઈ ચંદુલાલ અમૃતરામ

૧ ભટ કેશવરામ અમૃતરામ

૧ ભટ્ટ પુંજારામ રેવાશંકર

૧ શેઠ પ્રાણજીવનદાસ ચુનીલાલ.

૧ શેઠ ભાઇલાલ માણેકલાલ

**ઝઘડીયા, તા. રાજપીપળા.**

૧ મીસ્ત્રી કાળીદાસ જીણાભાઇ

**ડુંપણી, તા. ઓખામંડળ.**

૧ શેઠ દેવરામ જીવાભાઇ

**ડીંકરીયા, તા. ભરૂચ.**

૧ પટેલ જેઠાભાઇ મહાશંકર

**તતારપુરા, તા. વડોદરા.**

૧ દવે રણછોડભાઈ ધીરજરામ

**તાડકાયલા, તા. જમ્બુગામ.**

૧ ભક્ત બાધરજી નારંગીહજી

**ત્રાજ, જીલ્લે ખેડા.**

૧ ભટ્ટ નરભેરામ હરજીવન માસ્તર
૧ વ્યાસ દયાશંકર કૃષ્ણરામ
આસિ. માસ્તર
૧ વ્યાસ બાપરભાઇ મૂળજીરામ
૧ પટેલ કાહાભાઇ નારણભાઇ

**થુવાવી, તા. ડભોઇ.**

૧ શેઠ દલસુખભાઈ લલ્લુભાઇ
૧ મહંતજી દેવીદાસજી નારણદાસજી
૧ કાછીયા ગરબડદાસ રણછોડદાસ
૧ સોની માણેકલાલ બાપુલાલ
૧ ભીલ શંકરભાઇ રાયજીભાઇ
૧ જીઓર પાટીવાળા મહારાજ
સુરદાસજી ભાઇલાલ રૂપમગજી
૧ તડવી લલ્લુભાઇ જીતાભાઈ
૧ પટેલ જેશંગભાઈ હીરાભાઇ
૧ સોની પ્રેમાનંદ ખુશાલભાઇ
૧ લુહાર છીતાભાઇ કલ્યાણજી

**દશરત, તા. વડોદરા**

૧ ભટ રણછોડભાઇ શીવરામ

**દુમાડ, તા. વડોદરા.**

૧ રા. ગોવિન્દરાવ લક્ષ્મણરાવ મુખી
૪ જોષી ઉમાઆશંકર ભાઇહરીનારાયણ
૧ ઉપાધ્યા લલ્લુભાઈ હરીહરરામ
૧ દવે બાળાશંકર પુરશોતમ
૧ વાઘેલા રતનસીંહ ગનહીમસીંહ
૧ શેઠ મણીલાલ હરિલાલ, સ. ગુ.
શાળાના મહેતાજી-દુમાડ
૧ પટેલ ગરબડભાઇ ઈશ્વરભાઈ
૧ પટેલ હરીભાઇ દેશાઇભાઇ
૧ તપોધન નાથાલાલ ઉત્તમરામ
૧ દવે રવીશંકર પુરશોતમ
૧ પટેલ હીરાભાઇ બાપુભાઈ

**દ્વારકા, તા. ઓખામંડળ**

૧ શેઠ નારણદાસ વાહાલજીભાઈ
૧ શેઠ માધવજીભાઇ રાઘવજી
૧ શેઠ મેઘજીભાઈ મોનજીભાઇ

**દાવોલ. તા. બોરસદ.**

૧ શેઠ ત્રીકમદાસ નાથજીભાઈ
૧ શેઠ નાથજી પુરશોતમદાસ

**દારા, તા. આમોદ.**

૨ તલાટી સા ત્રિભુવનભાઈ
રાયજીભાઇ સરભાણવાળા.
૧ શેઠ લલ્લુભાઇ ઇશ્વરદાસ
૧ રા. રા. મંગળદાસ પ્રેમચંદભાઇ
સ. ગુ. શા. હેડમાસ્તર-દોરા
૧ રા. દયાશંકર જીવરામ સરભેજવાળા
સ. ગુ. શા. આસિ. માસ્તર-દોરા
૧ રા. રા. અવિચળભાઇ બાપુભાઇ
૧ રા. રા. જેશંગભાઇ દેશાઇભાઇ
૧ રા. રા. પ્રયાગદાસ દદભાઇ

૧ રા. રા. બેહેચરભાઇ ભગવાનદાસ
૧ રા. રા. મનોરભાઈ અમથાભાઇ
૧ રા. રા. ક્રીપાશંકર ઇશ્વરભાઈ ભટ
૧ રા. રા. મોતીરામ નાથાભાઇ
૧ રા. રા. નાથાભાઈ ગુલાબભાઇ
૧ પંડ્યા પુરૂષોત્તમ પ્રેમાનંદભાઇ

**ધનીઆવી, તા વડોદરા.**

૧ પરમાર નાથાભાઇ અભયસીંહજી

**ધામણજા, તા. કરજણ.**

૧ તપોધન ગંગારામ દયારામ

**ધોબીકુવો, તા. વડોદરા.**

૧ વાઘેલા ઇશ્વરબાવા કેસરીસીંહજી

**ધોળકા, તા. ધોળકા.**

૧ ભટ જમનાશંકર મનસુખરામ
૧ મહેતા ઊમીયાશંકર ગરબડભાઇ

**નડીયાદ, તા નડીયાદ.**

૧ બુકસેલર દલસુખભાઇ હીરાચંદ
૧ વૈદરાજ મણીશંકર પ્રભાશંકર
૧ દવે મણીલાલ મનસુખરામ
૧ શેઠ મોહનલાલ ભીખાભાઇ

**નસવાડી, ચાણોદ થઇને.**

૧ લુહાર પિતામ્બરદાસ દામોદરદાસ
૧ પરદેશી શંકરભાઇ સહેદેવભાઇ
૧ શેઠ નાહાનાલાલ પિતામ્બરદાસ
૧ શેઠ મગનલાલ બાપુભાઇ
૧ શેઠ છગનલાલ નાથાભાઇ
૧ શેઠ મોહનલાલ હરીલાલ
૧ શેઠ છોટાલાલ કેશવલાલ
૧ શેઠ મગનલાલ મોતીલાલ
૧ મોદી ચંદુલાલ ગોવરધનદાસ
૧ શેઠ મોહનલાલ નાથાભાઈ
૧ વાળંદ ગોકળ ગરબડદાસ

**નડા, તા. ડભોઈ.**

૧ દવે નર્મદાશંકર મૂળજીરામ
૧ ભટ હરીભાઇ ઘેલાભાઈ

**નવાપુરા, તા. રાજપીપળા,**

૧ પાદરીયા શામળભાઈ ભગવાનભાઇ
૧ ઠાકોર નરપતસીંહજી અભેસીંહજી

**નાયકા, જીલે ખેડા.**

૧ જોશી લાલજી કહાનજી

**નાપાડ, તા. આણંદ.**

૧ પંડ્યા મણીલાલ જેઠારામ

**નીઝામપુરા, તા. વડોદરા**

૧ પટેલ ખુશાલભાઇ કાળીદાસ
૧ પટેલ ગરબડભાઇ નાથાભાઇ
૧ પટેલ નારણભાઇ કાળીદાસ
૧ રાજશ્રી મગનલાલ હેરંપા
૧ શેઠ માધવજી કુંવરજી
૨ શેઠ ઠાકરશી હીરાલાલ
૧ પ્રજાપત ધનજી દેવજી
૧ પ્રજાપત મૂળજી ફકીરભાઇ
૧ પ્રજાપત નાથાલાલ કેશવજી
૧ બારીયા ઝવેરભાઇ કાળીદાસ
૧ પંડ્યા પુરશોતમદાસ મયારામ

**પાનવડ, તા. છોટાઉદેપુર.**

૧ શેઠ ચુનીલાલ છોટાલાલ

**પાટીયાપરૂ, તા. વાઘોડીયા.**

૧ વ્યાસ દોલતરામ લલ્લુભાઇ

**પાલેજ, જીલ્લે. ભરૂચ.**

૧ શેઠ હુસેનુદીન નુરૂદીન

**પાર, તા. વડોદરા.**

૧ તપોધન મણીલાલ છગનલાલ

**પીલોલ, તા વડોદરા.**

૧ શેઠ મોતીલાલ ગોવિંદજી

**ફતેપુર. તા નડીઆદ.**

૧ શેઠ છગનલાલ શંકરભાઇ
સ્કુલ કમીટીના મેમ્બર

૧ પટેલ શીવાભાઇ નાથાભાઈ
નડીયાદવાળા સ. ગુ. શા. આસિ.
માસ્તર

**બરોલી, તા અમરેલી**

૧ રાવળ મગનલાલ કલ્યાણજી

**બજાણા, તા. પાટડી.**

૧ કારભારી સા. ભલાભાઇ
ખીમજીભાઈ

૧ શેઠ પુરશોત્તમભાઈ ખીમજીભાઇ

**બામણગામ, તા. ખંભાત.**

૧ પાઠક શીવશંકરભાઇ આત્મારામ
બામણગામના ગોર

**બેટ શંખોદ્ધાર, તા. ઓખામંડળ**

૧ શ્રીયુત બ્રહ્મચારીજી શ્રીયદુનાથજી
કૃષ્ણવલ્લભજી—લક્ષ્મીજી મંદીર

૩ શ્રીયુત શેઠજી હરજીવનભાઇ
હંસરાજભાઇ

૨ જોશી ભવાનીશંકરભાઇ હરજીવન
પાંજરાપોળ ગૌશાળાના મહેતાજી

૧ ત્રવાડી દુલભજીભાઇ હરીશંકર

૧ શુકલ કહાનજીભાઇ મોરારજી

૧ શેઠ દામોદરદાસ ગાંગજીભાઈ

૧ શેઠ ગોકળદાસ જીણાભાઇ

૧ જોશી નારણજીભાઇ પ્રાગજીભાઇ
લાયબ્રેરીના સેક્રેટરી

૧ સોની કહાનજીભાઇ હરીરામ

૧ માસ્તર વિઠ્ઠલજીભાઈ સુન્દરજી
લક્ષ્મીજીના મંદીરના મહેતાજી

૧ શેઠ આણંદજીભાઇ પ્રેમજીભાઈ

૧ ઉપાધ્યાય ત્રીકમજી ગોકળજીભાઇ

૧ મુખ્યાજી મગનલાલ જગજીવનભાઇ
હરિકથાવાળા

૧ શેઠ જયકૃષ્ણ દુલભદાસ

૧ રાજગોર પુરશોતમભાઇ નથુભાઈ

૧ શેઠ કેશવજીભાઇ નારણજીભાઇ

૧ મહેતા દયારામ મોરારજીભાઇ

૧ ફરજી પ્રેમજી કહાનજીભાઇ

**બોટાદ, તા. ભાવનગર.**

૧ રા. ગ. હીરાલાલભાઇ ઘેલાભાઈ
પોલીસ ઇન્સપેકટર સબડીવીઝન
બોટાદ

**બોદાલ, તા. બોરસદ.**

૧ શેઠ મણીલાલ ત્રીભુવનદાસ

૧ પોલીસપટેલ દયાળજી પ્રયાગ-
દાસભાઇ

૧ પટેલ ગોવિન્દભાઇ ઝવેરભાઇ

૧ પટેલ દાદાભાઇ ભાઇજીભાઇ

૧ શેઠ લલ્લુભાઇ નાથજીભાઇ

**બોટલી, તા. બોટલી.**

૧ શેઠ શીવલાલ કલ્યાણજી

૧ શેઠ ગોવરધનદાસ ઇશ્વરદાસ

**ભરથાણા, તા. કરજણ.**

૧ પંડયા. હરીશંકર બાપુજીભાઇ

**ભાયલી, તા. વડોદરા.**
૧ રા. રા. જેઠાલાલ બેહેચરભાઇ
**ભીમડી, તા. થાણા**
૧ શેઠ જમનાદાસ ધરમશીભાઈ
**ભોજકુવા, તા. આણંદ.**
૧ શેઠ સોમાલાલ બેહેચરદાસ

**મદ્રાસ, તા. મદ્રાસ.**
૧ દવે શીવશંકર વિ. જનાર્દનારામ
**મગુના તા. મહેસાણા.**
૧ જોશી ઊમેદરામ પ્રભુરામ
**માસર, તા. પાદરા.**
૫ મહંતજી શ્રી પુરશોતમદાસજી
ગુરૂ તુળસીદાસજી.
**મીઆમાતર, તા. આમોદ.**
૨ પટેલ કેશવલાલ લક્ષ્મીદાસ
૧ ભટ મણીશંકર દામોદર
૧ રા રા. ચુનીલાલ રેવાશંકર
સ્કુલ માસ્તર પીઝવાળા
૧ રા. વિઠ્ઠલભાઇ મીઠાભાઇ
સ્કુલ માસ્તર
૧ બારોટ બેહેચરશંગ ત્રીકમશંગ
**મુજપર, તા. પાદરા.**
૨ શેઠ પ્રયાગજીભાઇ પુરસોતમદાસ
૧ પુરાણી રેવાશંકર મોતીરામ
**મુલધર, તા. જબુગામ.**
૧ પટેલ ભલાભાઇ દલાભાઇ
**મુંબાઇ.**
૪ શેઠજી શ્રીકેશવજીભાઇ વીરજીભાઇ
૧ શેઠ રેવાશંકરભાઇ મયારામ
૧ માસ્તર જેઠાલાલ મનસુખરામ

**મહેમદાવાદ, તા. ખેડા.**
૧ શેઠ હરીલાલ જમનાદાસ
**મહેલોલ, તા. પંચમહાલ.**
૧ શેઠ શંકરલાલ રણછોડદાસ
**મોરજ, તા. માતર.–ખેડા.**
૧ શેઠ લલ્લુભાઈ ગીરધરદાસ
૧ શેઠ જેઠાલાલ ત્રીકમદાસ
**વડદલા, તા. વડોદરા.**
૧ રા ગ. સાહેબપ્રસાદ ગોરધનરામ
૧ મહેતા ચુનીલાલ જયશંકર
સ. ગુ. શાળાના ઉપશિક્ષક
**વડોદરા, તા વડોદરા**
૧ રા. ગ. બાપુભાઇ દાજીભાઇ
મજમુદાર
૧ જોશી નારણજી રામશંકરભાઈ
૧ વ્યાસ મગનજીભાઈ મનસુખરામ
૧ દવે હરીશંકર જીવરામભાઇ
૧ ક્ષત્રી વશરામભાઇ લલ્લુભાઈ
પગડબંધ
૧ રા. રા. શંકરલાલ નરોતમદાસ
૧ પટેલ નરોતમભાઇ પાનાચંદ
૧ પટેલ નાથાભાઇ હરીભાઈ
૧ પંચાળ લુહાર મગનલાલ હરગોવીંદ
૧ કડીયા પુરશોતમદાસ નરોતમદાસ
૧ કાછીયા આશારામ જગજીવનદાસ
૧ પટેલ ડાહ્યાભાઈ નારણભાઇ
૧ મીસ્ત્રી કેદરભાઇ રાયચંદ
૧ રજપુત સોમાભાઇ ઊમેદભાઇ
૧ પરી. બાપુલાલ જગજીવનદાસ.
૧ રા. રા. હીમતરામ કરૂણાશંકર
ચંદાવાળા

૧ રાજેશ્રી મારૂતીરાવ રામજી
૧ સુથાર કુબેરભાઈ કાળીદાસ.
૧ બારીયા કાભાઈ કાળીદાસ.

**વડનગર, તા. વીશનગર.**

૭ શેઠ સાંકળચંદભાઈ અમીચંદભાઈ
૧ શેઠ મણીલાલ મોહનલાલ
૧ ,, કેશવલાલ નથુરામ ગાંધી
૧ ,, બળદેવદાસ બાળકરણદાસ
૧ રા. રા. શંકરલાલ અમથારામ
૧ રા. રા. મણીલાલ બાબાભાઈ માસ્તર
૧ શેઠ ચીમનલાલ નરસીદાસ.
૧ શેઠ લલ્લુભાઈ કાળીદાસ
૧ શેઠ માણેકલાલ હરગોવીંદદાસ

**વલસાડ, તા. વલસાડ.**

૧ ઠેભરા ભગવાનભાઈ પ્રભુભાઈ

**વારાહી, તા. રાધનપુર.**

૧ જોશી અંબારામ પ્રયાગજી શેઠ
૧ જોશી શંકરલાલ વાલાલજી સ. ગુ. પે. આસિ. માસ્તર
૧ જોશી નરભેરામ જેરામભાઈ સ. ગુ. કન્યાશાળાના શિક્ષક
૧ શેઠ અંબારામ પુંજાભાઈ
૧ શેઠ મનસુખલાલ બાજાભાઈ
૧ શેઠ ડામરલાલ જેશંગભાઈ
૧ શેઠ મગનલાલ હરીભાઈ

**વીશનગર, તા. વીશનગર.**

૧ શેઠ સાંકળચંદ લક્ષ્મીચંદ

**વીશદ, તા. વડોદરા.**

૧ શેઠ છોટાલાલ મોતીલાલ.

**વેમાલી, તા. વડોદરા.**

૧ ઠાકોર લીલાધરભાઈ ત્રીભુવન
૧ ભટ વિશ્વનાથ ઈશ્વરભાઈ સ. ગુ. શાળાના મહેતાજી
૧ પટેલ કાળાભાઈ નાથાભાઈ
૧ પરમાર મોતીસીંગ આદરસીંગ
૧ ઠાકોર લલ્લુભાઈ અભેસીંગજી

**સરભાણ, તા. આમોદ.**

૧ પટેલ ત્રીકમભાઈ રણછોડભાઈ
૧ પટેલ લલ્લુભાઈ કહાનદાસ
૧ પટેલ પ્રયાગદાસ પુરૂશોતમદાસ
૧ પટેલ અંટોળદાસ ગોપાળભાઈ
૧ પટેલ મુળજીભાઈ નગજીભાઈ

**સત્યનગર, તા. સ વલી.**

૧ રા. રા નુસીંહભાઈ મીઠાભાઈ

**સગરોર, ત. કરજણ.**

૧ બાપાજી માધવદાસજી વલ્લભદાસજી
૧ શેઠ ગુલાબચંદ નેમચંદભાઈ

**સીધપુર, તા. સીધપુર.**

૧ રા. રા. ઈશ્વરલાલ રેવાશંકર ઠાકર. સ. ગુ શા. આસિ. માસ્તર-છાણી

**શણીયાદ, તા. કરજણ.**

૧ સીંધા માધવસીંહ ગેમલસીંહજી
૧ પટેલ રણછોડભાઈ છીતાભાઈ
૧ ગ. રા. દેવજીભાઈ કરશન
૧ ભટ પ્રભાશંકર અંબારામ
૧ ભટ જયશંકર કરૂણાશંકર
૧ વ્યાસ ચુનીલાલ માનભાઈ
૧ રા. રા. દીપસીંહજી બાધરસીંહજી
૧ ચહુવાણ હીમતસીંહજી પ્રભાતસીંહજી

૧ ભટ રેવાશંકર દયાશંકર
૧ ઠાકોર સા.ના કારભારીના. ચી.
રા. મોહનલાલ ભુરાલાલ
૧ સોની શીવલાલ આશારામ
**સારોદ. તા. જંબુસર.**
૧ ગોર દામોદરભાઇ લલ્લુભાઈ
**સમા, તા વડોદરા**
૧ જોશી પુરૂષોત્તમ મોતીરામ
**સુરત**
૧ દવે ખમાશંકર જગનલાલ
**સીંજીવાડા, તા. માતર.**
૧ શેઠ લલ્લુભાઈ બાપુજી
**સેરખી, તા. વડોદરા.**
૧ ગોપલ માધવસીંહ આદરભાઇ
૧ પરમાર પ્રતાપસીંહ ખોડભાઇ
૧ ગોપલ નારણભાઇ અભેસીંહ

**સેવાસી, તા. વડોદરા.**
૧ રા. રા. દુર્ગાશંકર ગંગાશંકર ભટ
**સાંસરોદ, તા. કરજણ.**
૧ ભટ ઇચ્છારામ ગોવિન્દરામ
**સાપ, તા. કરજણ.**
૧ પટેલ મથુરભાઇ મોહાભાઇ
**સંખ્યાડ, તા. બોરસદ.**
૧ ભટ કુરણાશંકર ખુશાલભાઇ
**હરીપુરા, તા. વડોદરા.**
૧ બા. ફતેસીંગ હરીસીંગ
**ઉમેટા, તા. બોરસદ.**
૧ શેઠ લલ્લુભાઈ મુળજીભાઈ
**વીરસદ, તા. બોરસદ.**
૧ શેઠ મગનલાલ ઇશ્વરદાસ
**ઉમલાવ, તા. બોરસદ.**
૧ શેઠ વિઠ્ઠલભાઇ લક્ષ્મીદાસ

